


॥ श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

# ॥ श्रीमद्भागवतदशमस्कन्धे द्वितीये तामसप्रकरणे साधनप्रकरणम् ॥

## तत्रादावेकोनविंशोध्यायः ॥




## દશમ સ્કંધ પૂર્વાધ તામસ સાધન પ્રકરણ




## અધ્યાય - ઓગણીસમો ૧૯

॥ श्रीसुबोधिनी ॥

अतः सप्तभिरध्यायैर्निरोधोत्र निरूप्यते । उत्तमः फलपर्यन्तो विद्यानिर्णयपूर्वकः ॥ १ ॥
विद्यापञ्चकमत्रापि तसिद्ध् जाते सुरेक्षणम् । इहैव गमनं चापि वैकुण्ठावधि वर्ण्यते ॥ २ ॥
ज्ञानं कर्म च विद्यायां पञ्चात्मकमितिस्थितिः । अविद्याकार्यसम्बन्धो नात्रेति विनिरूप्यते ॥ ३ ॥
स्त्रीपुंसोः सहभावेन तुल्यत्वाच्च निरूपणम् । लोकानुसारिणी विद्या कर्मज्ञानात्मिका पुरा ॥४॥
निरूप्यते गोपिकानां गोपानां च विभेदतः । एकोनविंशे भोग्यानां कुमारीणां व्रतं यथा ॥ ५ ॥
अन्तःस्थानां कुमाराणां तथा ज्ञानमिहोच्यते ॥ ५½ ॥

કારીકા

હવે સાત અધ્યાયથી અહીં ઉત્તમ અને ફલપર્યન્તિનો નિરોધ વિદ્યાના નિર્ણયપૂર્વક નિરૂપણ કરવમાં આવે છે (૧)

સાધન પ્રકરણમાં પાંચ વિદ્યાઓ છે અંને તે વિદ્યા સિદ્ધ થયા પછી દેવતાઓનું દર્શન અને વૈકુંઠ પર્યન્ત ગમનનું વર્ણન કરવમાં આવે છે.(૨)

જ્ઞાન અને કર્મરૂપ વિદ્યામાં તેના અંગભૂત જ્ઞાન પાંચ પ્રકારનું છે અને કર્મ પણ પાંચ પ્રકારનું છે. આ વિદ્યા અને તેનું કાર્યનું અહીં સબંધ નથી તે જાણાવવા માટે વિદ્યાનું નિરૂપણ કર્યા પછી દેવતાઓનું દર્શનનું નિરૂપણ કરવામાં આવે છે.(૩)

સ્ત્રીઓ અને પુરૂષોનું સહભાવથી અને તુલ્યપણાથી નિરૂપણ છે. આગળ ગોપો અને ગોપીકાઓની કર્મ અને જ્ઞાનત્મક લોકને અનુસાર વિદ્યાભેદ સહીત નિરૂપણ કરવામાં આવે છે.(૪)

ઓગણીસમા અધ્યાયમાં ભોગ્ય કુમારીકાઓના વ્રતનું જેમ નિરૂપણ કરવામાં આવે છે તેમ અન્તઃસ્થ કુમારોનું જ્ઞાનનું પણ અહીં વર્ણન કરવામાં આવે છે.(૫)

॥ श्रीशुक उवाच ॥

**हेमन्ते प्रथमे मासि नन्दगोपकुमारिकाः। चेरुर्हविष्यं भुञ्जानाः कात्यायन्यर्चनव्रतम्॥१॥**

શ્લોકાર્થ :-૧

હેમંત ઋતુના પ્રથમ માગર્શીષ માસમાં નંદગોપની કુમારીકાઓએ હવિષ્ય અન્નનું ભોજન કરીને કાત્યાયનીની કુમારીકાઓએ હવિષ્ય અન્નનું ભોજન કરીને કાત્યાયનીની પૂજાના વ્રતનો આરંભ કર્યો. (૧)

**पूर्वाध्याये स्त्रीणां गोपिकानां भगवत्क्रीडायां परमासक्तिर्निरूपिता, ताश्च द्विविधा अनन्यपूर्वा अन्यपूर्वाश्च, अन्यपूर्वास्त्वन्यथैव कृतसंस्काराः, तासां त्यागोऽङ्गं, तदुत्तरत्र वक्ष्यते, अन्यासामसंस्कृतानां संस्कार[1] एव निरूप्यते, विद्यायामेयमेव[2] त्यागात्यागनिर्णयः, अत्यागस्त्यागादुत्तम इति ज्ञापयितुं[3] परीक्षा, नन्दगोपो मुख्य इति तत्रैव भोग्याः कन्यका भवन्ति, ता दैवगत्या एकजातीया एव "ऋषयः षोडशसहस्र"मितिपुराणान्तरादवसीयते, ता अ'म्बम्बे'तिसम्बोधनात् पूर्वं निरूपिताः, तासामृषित्वादन्यत्र दानमन्यथा भोगं चाशङ्क्य[4] व्रतार्थं[5] प्रवृत्तिः, पूर्वं शरदि तासां चित्तस्थितिर्निरूपितेति हेमन्ते व्रतप्रवृत्तिः, तत्रापि "मासानां मार्गशीर्षोऽह"मिति— भगवद्वाक्यात् प्रथमे मासि व्रतारम्भः, इदं व्रतमत्रैव प्रसिद्धं, कात्यायन्याधिदैविकी तामसी शक्तिः, दुर्गा पार्वती च राजसी, ब्राह्मणाः सात्त्विकाः, तेषां प्रसादरूपा शक्तिः स्त्री भवति भगवानेव वा गुणातीतः, तदर्थं सेव्यत इति, अतो हेमन्ते पञ्चमऋतौ पञ्चमपुरुषार्थसिद्ध्यर्थं,**

ભાવાર્થ :-, સુબોધિનીજી :-

ગયા અધ્યાયમાં સ્ત્રીઓની (ગોપીકાઓની) ભગવદક્રીડામાં પરમ આસકિતનું નિરૂપણ કર્યુ. તે ગોપીકાઓ બે પ્રકારનાં છે. અનન્યપૂર્વા એટલે કુમારીકાઓ અને અન્યપૂર્વા એ પરણેલી સ્ત્રીઓ - પરણેલાઓનો સંસ્કાર બીજી રીતે એટલે અન્યની સાથે વિવાહથી થએલો છે. તે ગોપીકાઓનો તે સંસ્કાર થયા પછી માત્ર ત્યાગજ બાકી રહ્યો છે. તે આગળ કહેવામાં આવશે. કુમારીકાઓ જેમનો સંસ્કાર થયો નથી. તેમના સંસ્કારનું નિરૂપણ કરવામાં આવે છે. વિદ્યામાં ત્યાગ અને અત્યાગનો નિર્ણય આજ છે. અત્યાગ ત્યાગ કરતાં ઉત્તમ છે. તે જણાવવા માટે પરીક્ષા કરી નંદગોપ મુખ્ય છે. તેથી તેને ત્યાંજ આ ભોગ્ય કન્યાઓ છે. તે કન્યાઓ દૈવગતિથી એકજ જાતીની છે. બીજા પુરાણોમાંથી માલમ પડે છે કે ત્યાં ષોડ્ હજાર ઋષિઓની વાત લખેલી છે. તે કન્યાઓનું નિરૂપણ વેણુગીતમાં अम्ब એ

સંબોધનથી કરેલું છે. તેઓ પૂર્વ જન્મમાં ઋષિઓ હોવાથી તેમને શંકા થાય છે કે આપણને કોઈ બીજાને દાનમાં તો નહિ આપી દે. કોઈ બીજો આપણો ભોગ તો નહિ કરે ? તેઓએ વ્રતનો આરંભ કર્યો. પહેલાં સત્તરમા અધ્યાયમાં શરદઋતુમાં તેમના ચિત્તની સ્થિતિનું નિરૂપણ કર્યું. આ વ્રતનો આરંભ માગસર માસમાં કર્યો. આ વ્રત અહીંજ પ્રસિદ્ધ છે. કાત્યાયની ભગવાનની આધિ દૈવિક શકિત છે. તે તામસી શકિત છે. દુર્ગા અને પાર્વતી રાજસી શકિત છે. ભગવાન ગુણાતીત છે. તેનું પ્રસાદ માટે સેવન કરવામાં આવે છે. તેવી હેમંત એ પાંચમી ઋતુમાં પાંચમા પુરૂષાર્થની સિદ્ધિને માટે માગસર માસમાં કુમારીકાઓએ હવિષ્યાન્ન સાથવાનું ભોજન કરીને કાત્યાયનીની પૂજા એક માસમાં પુરૂ થાય એવું વ્રત કર્યું.

आप्लुत्याम्भसि कालिन्द्या जलान्ते चोदितेरुणे ।
कृत्वा प्रतिकृतिं देवीमानर्चुर्नृप सैकतीम् ॥ २ ॥

गन्धैर्माल्यैः सुरभिभिर्बलिभिर्धूपदीपकैः । उच्चावचैश्चोपहारैः प्रवालफलतण्डुलैः ॥३॥
कात्यायनि महाभागे महायोगिन्यधीश्वरि । नन्दगोपसुतं देवि पतिं मे कुरु ते नमः ॥४॥
इतिमन्त्रं जपन्त्यस्ताः पूजां चक्रुः कुमारिकाः ॥ ४½ ॥

દરરોજ પૂજા કરવી એવો નિયમ લીધો. ત્યાં પુંજાનો પ્રકાર નીચેના શ્લોકથી કરે છે.
શ્લોકાર્થ :-૨

હે નૃપ ! કાલિન્દીના જલને વિષે સ્નાન કરીને સૂર્યોદય થયો ત્યારે જલથી સ્નાન કરી સમીપે રેતીની પ્રતિમા કરી દેવીની પૂજા કરી. (૨)

સુંગધીવાળા દ્રવ્યો અને પુષ્પોથી, ધુપ, બલીથી અને દીપકોથી ઉંચા અને હલકા પ્રકારની બધી સામગ્રીથી પલ્લવો, ફૂલ અને ચોખાથી પૂજા કરી. (૩)

હે કાત્યાયની ! હે મોટા ભાગ્યવાળી, મહાયોગીની, હે આધિશ્વરી નંદગોપ સૂતને મારા પતિ કર તને નમસ્કાર કરૂ છું. (૪)

એ મંત્ર જપતાં તે પ્રસિદ્ધ કુમારીકાઓએ પૂજા કરી. (૪ ૧/૨)

**प्रथमे मासि मार्गशीर्षे नन्दगोपस्य कुमारिकाः सम्पादिताः संरक्षिता हविष्यान्नमेव भुञ्जानाः कात्यायनीपूजालक्षणं मासं समाप्यव्रतं चेरुः, नित्यं कात्यायनी पूजनीयेतिनियमः ॥१॥ तत्र पूजाप्रकारमाहाप्लुत्याम्भसीति, कालिन्द्या अम्भसि स्नात्वा, सा हि भगवत्पतित्व-कामनया तपः करोति तेन चाग्रे फलं भाव्यतः सफलतपःसम्बन्धित्वेनैतदम्भोपि तादृशमिति व्रतानुकूलं सफलं च तत्र स्नानमितिज्ञापनाय कालिन्दीपदं, तस्याश्चिरेण फलं भाव्यत्र तु शीघ्र-**

मितिज्ञापनाय पदन्यासः, जलान्ते जलसमीपे चकारादागत्य गृहेपि देवीं प्रतिमारूपां कृत्वा सिकतामयीमरुण उदिते प्रातःसन्ध्यायां सर्वकामनाप्रदायां देवतां तामानर्चुः, नृपेतिसम्बोधनमेतावता क्लेशेन भगवान् प्राप्त इति ज्ञापयितुम् ॥२॥ पूजासाधनान्याह गन्धैरिति, माल्यानि पुष्पाणि, सुरभिभिरित्युभयेषां विशेषणं, बलिभिरहिंस्रैः, ऋषित्वाद् तासां परिज्ञानं, धूपो दीपावलयश्च पङ्क्तिरूपा दीपा दीपकाः, उच्चावचानि सर्वाण्येवानेकरूपाणि, उपहारा नैवेद्यद्रव्याणि प्रवालाः पल्लवाः फलानि तण्डुलाश्च, एवं नवविधा निरूपिताः, एवं कर्तृदेशद्रव्याणि निरूपितानि ॥३॥ मन्त्रमाह कात्यायनीति, ऋषित्वान् मन्त्रदर्शनं, मन्त्रे प्रसिद्धा देवता मन्त्रोपासनया साक्षात्कृता, अर्थस्यापि दृष्टत्वात्, अतः कात्यायनीतिपरिज्ञानसम्बोधनं, कार्यं त्याजयतीति कात्या संहारिका शक्तिस्तस्या आधिदैविकं रूपं कात्यायनी फलि रूपं, पूर्वं भगवान् न प्राप्तस्तत्रावश्यं दुरदृष्टमेव प्रतिबन्धकमिति मन्तव्यं, तपस्तु सिद्धमेव साधनमन्यथाग्रेपि न स्यात्, अतः प्रतिबन्धस्याधिदैविकस्य नाशन इयमेव समर्था, ननु प्रतिबन्धकमाधिदैविकं यदि भगवदिच्छयैव स्यात् तदा कथं निवर्तेत इत्याशङ्क्याह महाभाग इति, अल्पभाग्यत्वे भगवान् नाज्ञापयेत्, यशोदायां च जन्म न स्याद् भगवद्दास्यं च न प्राप्नुयात्, त्वया प्रार्थितः प्रियः स्वेच्छामप्येतदनुगुणां करिष्यत्यतो महाभाग्यं तव, आभिमानिकसम्बन्धेन त्वं पुनर्भगिनी भवसि ज्येष्ठात उपकारोपि कर्तव्यः, न च मन्तव्यं तादृशदोषो न मया परिहर्तुं शक्यत इति यतस्त्वं महायोगिनी गर्भसङ्कर्षणादिकार्यकरणात्, नन्वाधिदैविकं कथं परिहर्तव्यं कालादिभ्यो बलिष्ठा हि सा प्रतिबन्धकशक्तिः ? तत्राहाधीश्वरीति, ईश्वरं भगवन्तमधिकृत्य वर्तसेतोन्तरङ्गा त्वं शक्तिः, कात्यायन्या गुणत्रयं चोक्तं पदत्रयेण, अतः सर्वप्रकारेण त्वं भगवदीया, नन्दगोपसुतं मे पतिं कुरु, प्रत्येकं भर्तारं कुरु, भगवानशक्य इति न मन्तव्यं यथा नन्दगोपस्य पुत्रो जातस्तथास्मत्पतिरपि भविष्यति, किञ्च त्वं देवतारूपा, अलौकिकेनापि प्रकारेण भगवन्तं पतिं करिष्यसि, प्रत्युपकारस्तु तुभ्यं नमनं, अहङ्कारस्तुभ्यं दत्तस्त्वदीय इति, अन्यत् सर्वं भगवदीयं, प्रतिबन्धके निवृत्ते स एव भविष्यति तथापि वक्तव्योपि स हि मायायवनिकामाच्छाद्य क्वचिदल्पोद्घाटनेन तिष्ठत्यतोसदर्थं तत्रतत्रोद्घाटिता भवेत्यर्थः, अपराधस्तु न भविष्यति यतस्तं पतिं करिष्यसि, कन्यावरयोर्विवाहे यवनिका दूरीक्रियत एव, अयमर्थो नित्यः, प्रत्यगाशीर्मन्त्रत्वाज् जप एवास्य, न कर्माङ्गकरणं 'प्रत्यगाशिषो मन्त्रान् जपत्यकरणा' निति—कल्पात्, अतः परं 'तेषां प्रसादरूपा शक्तिः स्त्री भवति' 'भगवानेव वा गुणातीत' इतिपक्षद्वये मन्त्रार्थ उच्यते, भगवतः स्त्रियः कतीतिप्रश्नविषयाः कात्याः—अत एव परीक्षितो राज्ञः प्रश्ने 'पत्न्यः कत्यभवन् प्रभो' रितिवचनं—अयनं यस्याः सा कात्यायनी, ङीबत्र छान्दसो ज्ञेयः, नन्वेतस्या भगवद्भोग्यतासम्पादकत्वैकस्वभावायाः स्वस्मिन् स्थितिं चेज् जानन्ति तदा भगवत्सम्बन्धस्यावश्यम्भावित्वेन ज्ञानं च भविष्यत्येवेति कथं व्रतारम्भः ? न च विलम्बाभावार्थ इति वाच्यं, एतस्याः सर्वतोधिकत्वेनान्याप्रतिबन्ध्यसामर्थ्यात्, न च स्वस्य रसयोग्यवयःसम्पत्तौ सा स्वत एव विलम्बासहिष्णुर्यतः, न च तादृग्वयःसम्पत्त्यर्थमेव व्रतारम्भ इति वाच्यं प्रमाणाभावात्, पतित्वकरणस्यैव मन्त्रे श्रूयमाणत्वात् तस्य चैतच्छक्तेरेतद्रूपस्य भगवतो वा प्रवेशेनैव सिद्धत्वादेतत्प्र-

योजनं न विघ्नः, अथ स्वस्मिंस्तत्स्थितेरज्ञानाद् व्रतारम्भ इति वाच्यं तथापि वस्तुतस्तत्प्रयोजनं न सिध्यतीति चेत्, उच्यते, मन्त्रे पठ्यमानमेव फलं प्रयोजनं, न चोक्तन्यायेन तत् सिद्धमिति वाच्यं, तत्तात्पर्यानवगमात्, तथा हि साक्षात्पुरुषोत्तमरमणे ह्येतासामिच्छा 'मयेमा रंस्यथ क्षपाः यदुद्दिश्य व्रतमिदं चेरुरार्यार्चनं सती'रितिभगवद्वचनात्, एवं च सत्युक्तरूपशक्तेर्भगवतो वा प्रवेशस्य प्रयोजनमावेशरमणेनैवान्यथासिद्धं कदाचिद् भगवान् मन्येत सर्वं सर्वत्र योजयितुं शक्तो यतः, तथा चावेशेनांशावतारेण वा सम्बन्धो मा भूदिति तदर्थं व्रतलक्षणं तदाराधनमारब्धं यथान्यसम्बन्धराहित्येन पुरुषोत्तमसम्बन्धो भवेत्, अत एव भगवता 'सती'त्वं विशेषणमुक्त-मेतदभिप्रायेणैव नन्दगोपसुतपदमप्यत एव तत्रैव पुरुषोत्तमाविर्भावो यतः, एतच्च यथा तथाद्यप्र-करणे निरूपितं, यथा कंसादिभिया तदज्ञानार्थं गुप्तस्थाने स्थापितो नन्दपुत्रोभवत् तथा त्वयैकान्त-स्थलेन्याज्ञाततया प्रापितोस्मद्रमणकर्ता भवत्वित्यप्यस्य पदस्य तात्पर्यं ज्ञेयं, अत एव बल-देवादिव्यावृत्तिरपि, अत एव तथैवाग्रे करिष्यति भगवान्, उद्देश्यपतित्वविधानप्रार्थनावाचकयोः पदयोर्मध्ये देवीतिसम्बोधनेन मध्यस्थतया कदाचिद् दूतीन्यायेनापि तथाकरणं द्योत्यते, एतदेव तत्र परमानन्दजनकं क्रीडेवेति देवीशब्देन द्योत्यते, गावो हि स्वतः शुभाशुभयोः प्रवृत्तिनिवृत्ति-रहिताः किं बहुना ? स्वभक्ष्येपि स्वरक्षकप्रेरणायां प्रवृत्तिनिरोधे तूष्णीम्भाव एव तासां, तथा चैतादृशीनां पालकस्य सुत इत्यस्माकमप्येतादृशफलसम्बन्धे साधकबाधकज्ञानराहित्येन कदाचित् स्वतोन्यथाचिकीर्षायामपि स्वयमेव कृपया ततो निवर्तक इष्टसम्पादकश्च भविष्यतीति गोप-पदेन ज्ञाप्यते, अपरश्च गोपजातीया हि लोके न महत्त्वेन गण्यन्ते, तथा च ब्रह्मवाक्सत्यत्वार्थं स्वयं तादृशस्य पुत्रत्वमङ्गीकृतवान् यः स स्ववाक्सत्यत्वार्थमस्मत्पतित्वमङ्गीकरिष्यत्येव निमित्तमात्रं त्वं भवेतिज्ञापनायापि गोपपदं, तेनात्र तव नाधिकः प्रयासो भवितेति सूचितं स्वस्याभिमानाभावश्च, एतादृक्फलसम्पादिकायास्तव प्रत्युपकारस्तु नास्माभिः कर्तुं शक्यः किन्तु

ભાવાર્થ:-, સુબોધિનીજી :-

કાલિન્દીના જલમાં સ્નાન કરીને, ભગવાન પોતાના પતિ થાય એવી કામનાથી તપ કરે છે. તેથી આગળ ફલ થવાનું છે. સફળ તપના સંબંધને લીધે આ જલ પણ તે પ્રકારનું છે. તેમાં સ્નાન કરવું તે છે. તેથી કાલિન્દી પદ મૂકેલ છે. તે કાલિન્દીને લાંબા સમય બાદ ફલ મળવાનું છે. અહીં તો જલ્દી ફૂલ મળવાનું છે જલની સમીપ એ પદ મૂકયું છે च પદથી ઘેર આવીને પણ પૂજા કરી અરૂણોદય થયા ત્યારે વાલુકાની પ્રતિમા કરી તે દેવીની પૂજા કરી.

રાજન ! એ સંબોધન આટલા કલેશથી ભગવાન પ્રાપ્ત થયા તે જણાવવા માટે છે.

પૂંજાના સાધનો નીચેના શ્લોકથી કહે છે. (૨)

"भाल्य" એટલે પુષ્પ, सुरभिभिः એટલે સુંગધવાળા અને ગંધ ના બંનેનું વિશેષણ છે.

**बलिभि:** હિંસા વગરની સામગ્રી તેઓ ઋષિ હોવાથી તેમને બધું જ્ઞાન છે. ધૂપ અને દિપાવલી પંકિતમાં ગોઠવેલ દીવા, ઊંચા અને હલકા સર્વે નૈવદ્યની સામગ્રી પ્રવાલ એટલે પલ્લવો, ફૂલો અને ચોખા એમ નવ પ્રકારની સામગ્રીનું નિરૂપણ કર્યું એમ ત્રાણ શ્લોકથી કર્તા, દેશ અને દ્વવ્ય એ ત્રાણનું નિરૂપણ કર્યુ. (૩)




મંત્ર કાત્યાયીની એ શ્લોકથી કહે છે.

કુમારિકાઓ ઋષિ છે. તેથી તેમને મંત્રનું દર્શન છે.

મંત્રની પ્રસિદ્ધિ દેવતાની મંત્રની ઉપાસનાથી સાક્ષાત્કાર થયો. દેવતાનું પણ દર્શન થયું

શરીરને જે છોડાવે તે "**कात्या**" એટલે સંહારિકા શકિત તેનું આધિદૈવિક સ્વરૂપ તે "**कात्यायीनी**" તે ફલરૂપ છે.

પ્રથમ ભગવાન પ્રાપ્ત ન થયા. તેનું કારણ પોતાનું અદષ્ટ સારૂં નહિ હોવાથી તે પ્રતિબંધકરૂપ હતું. તપ તો સિદ્ધિ સાધન છે. નહિ હોવાથી તે પ્રતિબંધકરૂપ હતું. નહિ તો આગળ પણ પ્રાપ્ત ન થાત. તેથી પ્રતિબંધ જે આદિદૈવિક છે તેનો નાશ કરવાને આ કાત્યાયનીજ સમર્થ છે. એમ શંકા થાય કે પ્રતિબંધ આધિદૈવિક હતો અને ભગવદ ઈચ્છાથી હતો તો કાત્યાયનીથી કેમ દૂર થઈ શકે?

જો કાત્યાયની અલ્પ ભાગ્યશાળી હોત તો ભગવાન આજ્ઞા આપત નહિ. યશોદામાં તેનો જન્મ થાત નહિ અને તેને ભગવાનનું હાસ્ય પ્રાપ્ત થાય નહિ. તે જો ભગવાનની પ્રાર્થના કરશે તો પોતાની ઈચ્છા પણ તેને અનુકુળ થસે. કેમકે તારૂ મોટુ ભાગ્ય છે. વળી આભિમાની સંબંધથી તું ભગવાનની બહેન છે અને તે પણ મોટી બહેન એટલે તારા પર ભગવાને ઉપકાર કરવો જોઈએ. તારે એમ નહિ માનવું કે આધિ દૈવિક પ્રતિબંધ તારાથી દૂર નહિ થાય કારણ કે તું મહાયોગીની છે. દેવકીમાંથી ગર્ભ ખેંચી લઈને તેંનુ આરોપણ રોહિણીમાં કરવું. તે કાર્યો તેંજ કરેલ છે.

આધિ દૈવિક પ્રતિબંધનો પરિહાર કેવી રીતે કરવો ? એવી શંકા થાય કારણ કે કાલ શકિત કરતાં પણ પ્રતિબંધક શકિત બલિષ્ઠ છે. તેના ઉત્તરમાં અવિશ્વરી પદ કરે છે.

ઈશ્વર એટલે ભગવાન ઉપર અધિકાર કરીને તુંજ રહે છે. માટે તું અંતરંગ શકિત છે. તારા ત્રાણ ગુણ મહાયોગીની, મહા ભાગે અને અધીશ્વરી તેથી તું ભગવદીય છે. નંદ ગોપસૂતને મારા પતિ કર . દરેકના પતિ કર. ભગવાનને પતિ કરવા અશક્ય છે એમ અમારા પતિ પણ થસે. તેના બદલામાં હમો તમને નમસ્કાર કરીએ છીએ એટલે હું પણાનું અભિમાન તમને

આપીએ છીએ. બીજુ બધું ભગવાનનું છે. પ્રતિબંધ દૂર થશે એટલે ભગવાન પોતે જ પતિ થસે. ભગવાન માયાના પડદાને ઢાંકીને કોઈ સ્થળે ઉગાડીને રહે છે. એટલે અમારે માટે તે પડદો તું દૂર કર એમાં કંઈ અપરાધ થસે નહિ. (૪)

કારિકા :

કન્યા અને વરના વિવાહમાં અન્તપટ દૂર કરાય છે જ. આ અર્થ નિત્ય છે. મંત્રના જપથી આર્શિમન્ત્ર છે. કર્મના અંગ તરીકે નથી. કલ્પમાં કહ્યું છે કે જે મંત્રો કર્મના અંગ માટે નથી તેવો પ્રત્યાશિષ મંત્રનો જાપ કરે છે.

માટે તે મંત્રનો જપ કરતાં મુંગા રહીનેજ પૂજા કરી તે કહે છે.

એ મંત્ર જપતાં તે પ્રસિદ્ધ કુમારીકાઓએ પૂજા કરી. (૪)

આ મંત્ર જપતાં તે પ્રસિદ્ધ કુમારીકાઓએ મુંગા મુંગા પૂજા કરી કારણ કે તે કુમારિકાઓ હતી. સ્રીઓને લગ્ન પછીજ મંત્રનો સંબંધ થઈ શકે છતાં તેઓને આ મંત્રનું દર્શન થયું હતું. તેથી તેમને મંત્રનો જપ કર્યો તે યોગ્યજ છે.

एवं मासं व्रतं चेरुः कुमार्यः कृष्णचेतसः। भद्रकालीं समानर्चुर्भूयान् नन्दसुतः पतिः ५१/२
उषस्युत्थाय गोत्रैः स्वैरन्योन्याबद्धबाहवः।
कृष्णमुच्चैर्जगुर्यान्त्यः कालिन्द्यां स्नातुमन्वहम् ॥ ६१/२ ॥

શ્લોકાર્થ :-

આથી ક્રિયા કહી એ પ્રમાણે કુમારીકાઓને એક માસ સુધી વ્રત કયું અને કૃષ્ણ જ જેના ચિત્તરૂપ છે તેવાં થયાં પછી ભગવાન પ્રાપ્ત કરાવે એવી દેવતાઓનું નંદસુત પતિ થાયો એ મનથી પૂજન કર્યું. (૫)

પોત પોતાના નામ લેવાથી પ્રાતઃકાલમાં ઉઠીને અને બીજાઓને ઉઠાડીને એકબીજાની સાથે પોતાના હસ્ત મેળવીને દરરોજ કાલિન્દીમાં સ્નાન કરવા જતાં ઉંચે સ્વરે શ્રીકૃષ્ણનાં ગુણગાન કર્યા. (૬)

यथा "किमासनं ते गरुडासनाये"तिवाक्यान् "नमो नम इत्येतावत् सदुपशिक्षित"मितिवाक्याच्च भगवति जीवैर्नमनमेव कर्तव्यं भवति कर्तुं शक्यं च तथास्माभिरपि तुभ्यं नमनमेव कर्तुं शक्यमित्याशयेनाहुस्ते नम इति, नमनातिरिक्ताशक्यत्वे तन्महत्त्वं हेतुरिति तदुक्तं महाभाग इत्यादिना, भगवता सह योगोस्यास्तीति योगी, योगे महत्त्वं तु नायिकाभावपूर्वकत्वं, तथा च

तादृशे पुरुषेधीश्वरि, अङ्गीकृतस्वामित्व इत्यर्थः, तेन साधारणाप्राप्यत्वेन महत्सम्बन्धित्वेन च महत्त्वमुक्तं भवति, एतादृशस्येश्वरो हि भगवानेव भवति त्वं त्वेतादृशी यदीश्वरोपि त्वदधीनस्तस्मै फलं ददातीत्युपसर्गः, पक्षद्वयेप्येतस्या भगवत्स्वरूपात्मकत्वात् तदधीनत्वेपि नेश्वरे काचिन् न्यूनता शङ्कनीया, महायोगवत्त्वे हेतुभूतं पुरुषे विशेषणमाहुर्महाभाग इति, भक्तिमार्गेङ्गीकार एव भाग्यरूपस्तत्रापि पुष्टिपुष्टावङ्गीकारो महत्त्वं, अतस्तं मन्त्रं जपन्त्यस्तूष्णीमेव पूजां चक्रुरित्याहेतीति, इममेव मन्त्रं जपन्त्यस्ताः प्रसिद्धास्तूष्णीं पूजां चक्रुर्यतः कुमारिकाः, स्त्रीणां विवाहोत्तरमेव मन्त्रसम्बन्धः, अयं तु मन्त्रस्ताभिरेव दृष्ट इति युक्तं तासां जपकरणं, अनेन क्रियोक्ता ॥४½॥ एवमप्रत्यक्षप्रकारेण मासपर्यन्तं व्रतं कुमार्यश्चेरुः, अनेन कालोप्युक्त उपसंहृतश्च, एवं षडङ्गसहिता व्रतरूपा क्रिया निरूपिता, एतस्य व्रतस्य फलं जातमित्याह कृष्णचेतस इति, कृष्ण एव चेतो यासां तादृश्यो जाताः, तदा नान्या प्रार्थिता, अतोग्रे भगवन्तमेव प्रार्थयिष्यन्ति चित्तदोषस्य गतत्वात्, आरब्धस्यावान्तरफले जातेपि परमफलं न जातमिति पुनर्मासान्तरेपि व्रतं कृतवत्य इत्याह भद्रकालीमिति, कात्यायन्यामेवावस्थाविशेषो देवताविशेषो वा वर्तते यतो भगवत्सम्बन्धलक्षणो भद्रः कालो भवत्यतस्तामेव भद्रकालीरूपां समानर्चुस्तत्रान्यो मन्त्रः पश्चाद् दृष्टो भूयान् नन्दसुतः पतिरिति, नन्दसुतः स्वयमेव पतिर्भूयात्, निमित्तं काल इति कालाभिमानिनी पूज्यते कादाचित्कत्वात्, अतः कदाचिद् सम्बन्धो न सर्वदा जातः, नन्दस्य पुत्रः कृपालुरिति भूयादितिप्रार्थना, भगवन्तमेव प्रार्थयन्ति, अत्र प्रत्येकं प्रार्थनाभावात् समुदायेनापि रमणं, अतोग्रेपि वक्ष्यत "एकैकशः प्रतीच्छन्तु सहैवो"तेति, फलवाचकत्वात् पूजायामशेषफलादेस्याङ्गत्वाभावाय स्वरूपेणैव कीर्तनं कृतं, इतिशब्दप्रयोगे गौणता स्यात् प्रार्थनया भगवान् स्वतो वृत इत्यन्तःकरणधर्मत्वाद् भगवान् पतिर्जातः, परमन्तरेव "ये यथा मां प्रपद्यन्त" इतिवाक्यात् तदान्तःस्थितभगवद्रूपा निःशङ्का जाताः ॥५½॥ ततः प्रकटतया पूजां परित्यज्य भगवद्ध्यानं कुर्वन्त्यः कालिन्द्यां कामनास्नानार्थं गता इत्याहोषस्युत्थायेति, अधुना निःशङ्कतयारुणोदयात् पूर्वमेवोत्थाय स्वैर्गोत्रैः कृत्वा कृष्णमुच्चैर्जगुः, अत्र गोत्रशब्देन नामाप्युच्यते, ततः स्वस्वनामग्रहणेन बोधनं प्रथमतः प्रबुद्धा अन्यास्तद्गोत्रैः प्रबोधयन्तीति व्यावहारिकोर्थः, ते हि सर्वे गोत्रप्रवर्तका ऋषयो यज्ञे प्रवृत्ता अत आर्षज्ञानेन स्वगोत्रैः कृत्वा निर्भयाः सत्यः कृष्णं सदानन्दं स्वतःपुरुषार्थरूपं जगुः, मध्ये भगवन्तं परिकल्प्यान्योन्याबद्धबाहवोभवन् यथा रासे, अतः प्रकटमेव तासां तथात्वं जातमतो जलक्रीडार्थं गोपिकाभिः परिवेष्टितं कृष्णं गायन्त्य एव कालिन्द्यां स्नातुं यान्त्यो जाताः, गानं मुख्यं स्नानगमने गौणे, अन्वहमेवं, अनेन हेमन्तनियमो गतः, अन्यान्यपि

ભાવાર્થ :-, સુબોધિનીજી :-

એ પ્રમાણે અપ્રત્યક્ષ પ્રકારથી એક માસ સુધી કુમારીકાઓએ વ્રત કર્યું. એ પ્રમાણે છ અંગ સહીત વ્રતરૂપ ક્રિયાનું નિરૂપણ કર્યું. એ વ્રતનું ફલ "कृष्णचेतस" એ પદથી કહે છે. કૃષ્ણ એ જ એમના ચિત્તરૂપ છે એવાં તે થયા પછી કૃષ્ણ સિવાય બીજા કોઈની પ્રાર્થના કરી નહિ.

ચિત્તનો દોષ જવાથી ભગવાનની પ્રાર્થના કરશે.

જે વ્રત કર્યું હતું તેનું અવાન્તર ફલ(વચલું) થયું પણ મૂલ ફલ હજુ થયું નથી તેથી ફરીથી એક માસ પછી પણ વ્રત કર્યું. તે **"भद्रकाळी"** પદથી કહે છે. કાત્યાયનીની અંદરજ દેવતા રહે છે. તેથી ભગવત સંબંધ પ્રાપ્ત કરાવે એવો જ કાલ તેજ ભદ્રકાલીરૂપ, તેની સાચી રીતે પૂજા કરી ત્યારે બીજા મંત્રનું દર્શન થયું **"भूयान नदसुत पति"** એ મન્ત્ર નન્દસુત પતિ થાઓ. એ પતિ થવામાં નિમીત કાલ છે તેથી કાલના અભિમાની દેવતાંનુ પૂજન કર્યું. તેથી પતિ થવામાં કાલ નિમિત હોવાથી કુમારીકાઓને ભગવાનનો સંબંધ કદાચિત્ક થયો એટલે હંમેશ માટે થયો નહિ. તેઓ નંદના પુત્ર પોતાના કૃપાળુપણાથી થયા તેવી રીતે હમારા પતિ થાઓ એવી પ્રાર્થના કરી અને તે પ્રાર્થના ભગવાનનેજ કરી, બીજાને નહિ. અહીં દરેકની જુદી જુદી પ્રાર્થના નથી છતાં સમુદાયપણાથી પણ ભગવાને રમણ કર્યું. તેથી આગળ કહેશે કે **"एकैकशः प्रतीव्छतु सहैव"** એટલે એક એક આવીને અગર સામટાં આવીને વસ્ત્રો લઈ જાવ. આ મંત્ર ફલ વાચક હોવાથી પ્રતિરૂપ ફલ છે અને પૂજાના અંગ તરીકે નહિ હોવાથી મંત્રની માફક પૂજાનું અંગ ન થાય તેથી સ્વરૂપથી જ કીર્તન કર્યું. **"इति"** એ શબ્દ છેલ્લે મૂકેલ નથી તેનું કારણ આ મંત્રના કીર્તનને ગૌણપણું થાય. પ્રાર્થનાથી ભગવાન અન્તઃકરણમાંજ પતિરૂપ થયા. કારણ કે ભગવાનનું વાકય છે કે જે જેવી રીતે શરણે આવે છે તેનું તેવી રીતે ભજન કરૂ છું. તે પછી કુમારીકાઓ અન્તઃકરણમાં ભગવાન ધારણ કરેલા છે એટલે નિઃશક થયાં. પછી પ્રગટરૂપે પૂજા છોડી દઈને ભગવાનનું ગાન કરતાં કલિન્દીમાં કામના સ્નાન માટે ગયાં તે હવે કહે છે. (પ ૧/૨)

હવે નિઃશંકપાણે સુર્યોદય થતાં પોત પોતાના નામથી ઉઠી ઉઠાડીને શ્રીકૃષ્ણનું ઉંચેથી ગાન કર્યું. અહીં ગોત્ર શબ્દથી નામ સમજવું.

પછી પોત પોતાના નામથી બોલાવાથી પોતે પહેલાં જાગેલા તેઓ બીજાને જગાડે તેવા વ્યહવારિક અર્થ છે. તે બધા ગોત્ર પ્રવર્તક ઋષિઓ છે. યજ્ઞમાં પ્રવૃત્તિ થયા છે. તેથી આર્ષ જ્ઞાનથી કૃષ્ણ જે સદાનંદ છે અને સ્વયમ્ પુરૂષાર્થરૂપ છે. તેનું ગાન કર્યું. વચમાં ભગવાનને કલ્પીને જેવી રીતે રાસની અંદર થાય છે. તેમ એકબીજાના સાથે હસ્ત જોડાયા અને ભગવાન જેમના પતિ છે એવા તેઓ થયાં. તેથી જલક્રીડાને માટે ગોપીકાઓથી વિંટાએલા કૃષ્ણનું ગાન કરતાં કાલિન્દીમાં સ્નાન કરવા ગયાં. અહીં ગાન મુખ્ય છે. સ્નાન અને ગમન ગૌણ છે. દરરોજ તે પ્રમાણે કર્યું. એટલે હવે હેમન્ત ઋતુનો નિયમ નથી એમ સૂચવ્યું. બીજા વ્રતો પણ નથી એમ સૂચવ્યું. હવે ગાનમાંજ આવીને બધું રહ્યું.

કલિનું ખંડિત કરે છે તે કલિન્દ પર્વત તેની કન્યા તે કાલિન્દી. તે પણ કલિનું ખંડન કરનારી

સમજવી. આથી ત્રણ દોષોનો પરિહાર થશે. પરસ્પર સાંકપણાનો, બીજા સાથે કલહ, માનાદિક ભગવાન સાથે કલહ અને કલિકાથી ચિત્તને અશુદ્ધિથી ભગવાનની સાથેનો કલહ આને માટે ફરીથી શુદ્ધભાવ થવાને માટે કાલિન્દીમાં સ્નાન કરતાં હતાં. પ્રાતઃકાલ સર્વ કાર્યો કરવામાં ઉત્તમ છે. તેથી અમે વાકય છે કે ભગવત્ક્રીડા માટે ગર્ગ પ્રાતઃકાલની પ્રશંસા કરે છે. તેથી પ્રાતઃકાલમાં ગયાં. દરરોજ ગયાં એમ કહેવાથી સમયનું પરિણામ નથી ભગવાનની સ્થિતિ અવ્યકતપણાથી હંમેશાં ગઈ. પોતે ભગવદગાન હંમેશા કર્યું અને એકબીજા સાથે સ્પર્ધાનો અભાવ થયો. ભગવાનની સાથે નિત્ય સ્થિતિ થઈ. દોષોનો અભાવ થયો કાંઈપણ સમયે આ દોષોના અંશ આવ્યા નહીં. (૬ ૧/૨)



આ પ્રમાણે થયું ત્યારે ભગવાન પોતે પ્રગટ થયા. તે હવે કહે છે.

नद्यां कदाचिदागत्य तीरे निक्षिप्य पूर्ववत् ।
वासांसि कृष्णं गायन्त्यो विजह्रुः सलिले मुदा ॥ ७½ ॥
भगवांस्तदभिप्रेत्य कृष्णो योगेश्वरेश्वरः । वयस्यैरागतस्तत्र वृतस्तद्व्रतसिद्धये ॥८½॥
तासां वासांस्युपादाय नीपमारुह्य सत्वरम् । हसद्भिः प्रहसन् बालैः परिहासमुवाच ह९½

શ્લોકાર્થ :-

કોઈ એક દિવસ ભદ્કાલ નદી આગળ આવીને પ્રથમની માફક વસ્ત્રો કિનારે મૂકીને કૃષ્ણનું ગુણગાન કરતાં જલમાં આનંદથી વિહાર કરવા લાગ્યાં. (૭)

ભગવાન તેમના દોષ જાણીને તેના નિવારણ માટે પોતે કૃષ્ણ છે અને યોગેશ્વર છે અને તે કુમારીકાઓએ ત્યાંજ વરણ કર્યું હતું તેથી તેમના વ્રતનું ફલ આપવાને માટે વયસ્યોની સાથે પધાર્યા. (૮)

તેમનાં વસ્ત્રો પોતાની સમીપ લઈને એકદમ કંદબ પર ચઢીને હસતા બાલકો સાથે પોતે પણ હસતા હસતા પરિહાસનાં વચનો બોલ્યા એ આશ્ચર્ય છે. (૯)

व्रतानि निवृत्तानि, सर्वमेव गाने प्रतिष्ठितं, कलिं द्यतीति कलिन्दस्तस्य पर्वतस्य कन्यकापि तद्विधा, अनेन दोषत्रयं परिहृतं भविष्यतीत्युक्तं, अन्योन्यं कलहो भगवता सह कलहः कलिकाल-दोषश्च, एतदर्थमेव कालिन्द्यां स्नानं पुनः शुद्धभावाय, उषः सर्वकार्येषु प्रशस्तमिति भग-वत्क्रीडार्थं "मुषः प्रशंसते गर्ग" इतिवाक्याद् गमनं, अन्वहमिति नात्र कालोपरिच्छिन्नः, अतोव्यक्ततया भगवत्स्थितिर्गानमन्योन्यस्पर्धाभावोसङ्गीताभावो दोषाभावश्च सर्वदैव जातो न कदाचिदपि कोप्यंशो निवृत्तः ॥ ६½ ॥ एवं जाते स्वयमपि भगवान् प्रकटो जात इति वक्तुमुपा-

ख्यानमारभते नद्यामिति, कदाचिदिति यदा पुनर्भद्रः कालः, कालिन्द्याः प्रयोजनं वृत्तमिति नदी निरूपिता, पूर्ववदेव गानं कृत्वा तेन गानेन मत्ता विस्मृतात्मानः स्वपरिहितानि वासांसि तीरे निक्षिप्य भगवता सह जलक्रीडार्थमेव प्रविष्टा मुदा सलिले विजह्रुः, स्नाने मौनवस्त्रपरित्यागौ दोषद्वयं क्रीडा च नियमस्थानां देहविस्मरणं च मुदेत्यनेन सूचितम् ॥७½॥ एवं चत्वारो दोषा जाताः कर्ममार्गे भक्तौ तु गुणा अतस्तद्दोषपरिहारार्थं कर्मण्यपगते भगवान् स्वयमागत इत्याह भगवांस्तदभिप्रेत्येति, तासामपराधं ज्ञात्वा तन्निवृत्त्यर्थं समागतः, किञ्च कृष्णः स्त्रीणां हितकारी, आनन्दस्तत्र प्रतिष्ठित इति, परं सदानन्द इति दोषो[3] निवर्तनीयः, अन्तःस्थितदोषनिवृत्तौ सामर्थ्यमाह योगेश्वरेश्वर इति, योगेश्वरा हि योगबलेनान्तः प्रविश्य तत्र तत्र स्थितं दोषं दूरीकुर्वन्ति तस्याप्ययमीश्वर इति नास्य प्रवेशोपेक्ष्यते, एते हि बालकाः पूतनायां प्रविष्टाः पुनः स्वसिन्नागता एतासामाधिदैविकरूपाः, अत एव पुरुषरूपा एव, अनधिष्ठिताः पुनः स्वच्छन्दभोगयोग्या न भविष्यन्तीति दृष्टिद्वारा तेषामपि प्रवेशनं, तद्भोगार्थं च तैरपि वृत्तः प्रार्थितः,तत्रैव स्थाने ताभिरपि वृतो 'भूयान् नन्दसुत' इति, एतदपि सर्वमभिप्रेत्य वयस्यैः सहागतस्तत्रैव वृतश्च, अतस्तस्य व्रतस्य सिद्धिः फलं तदर्थम् ॥८½॥ ततो भगवान् स्वस्य तासां च मध्ये यदन्तरा स्थितं तद् वस्त्रमिति तानि हृतवानित्याह तासां वासांसीति, उपादाय स्वसमीपे नीत्वा स्वान्तःस्थितजगतो महतोप्याच्छादनार्थं तैराच्छाद्य सत्वरं भगवान् नीपमारूढः, नीपः कदम्बः, अन्यथान्तःस्थितेष्वाच्छादितेषु दैत्यप्रवेशः स्यात्, 'वैष्णवा वनस्पतय' इति न प्रवेशः, अत एव सत्वरं यथा भवति तथारोहणं, तासामावरणमन्यत्र स्थापितमित्यर्थः, नितराम् ईं कामं पिबतीति नीपः, पातीति वा, अनेन तासु कामः स्थापित एव, अन्यथा निष्कामा एव भवेयुः, कामरक्षकश्चेद् भगवता समारूढो नातः परं निष्कामता तत्रत्यानां शङ्कनीया, किञ्च हसद्भिर्बालैः सह प्रहसंस्तासां सहजं कामं दूरीकृत्य स्वस्याधिदैविकं कामं प्रहसन् रूपं तत्र योजितवान्, बालाः पुनर्भगवच्चातुर्यं शैघ्र्यं च दृष्ट्वा स्वकृतार्थतां परिज्ञाय हसन्तो जाताः सन्तोषेण यतो बाला बलकार्यार्थमेव तत्र नीताः, अत एव पुनस्तेषु ज्ञानशक्तिर्दास्यति, तेषामपि मायाधिदैविकी तत्र प्रविष्टेति प्रथमाकारणेनागमनं, एवं कृत्वा परि-

ભાવાર્થ :-, સુબોધિનીજી :-૭

'कदाचित्' એટલે જયારે ફરીથી ભદ્રકાલ આવ્યો ત્યારે કાલિન્દીનું કલિના મલને દૂર કરવારૂપ પ્રયોજન કરીને, તેનાથી મત્ત થઈને પોતાના દેહનું વિસ્મરણ થઈ જવાથી પોતાના વસ્ત્રો કિનારાપર મૂકી ભગવાનની સાથે જલક્રીડા કરવા માટે જલમાં પ્રવેશ કરીને આંનદથી જલમાં વિહાર કર્યો. સ્નાન કરતી વખતે મૌનનો પરિત્યાગ વસ્ત્રનો પરિત્યાગ અને બે દોષ, જલની અંદર ક્રીડા, નિયમ ગ્રહણ કરેલાં કુમારીકાઓના દેહના વિસ્મરણરૂપી બીજા બે દોષો તે મુદ્રાં એટલે આનંદથી એ શબ્દથી સૂચન કર્યું. એ પ્રમાણે કર્મમાર્ગ ની અંદર ચાર દોષ થયા

જ્ઞાન શકિતનું દાન થશે. ભોગને અનુકુલ જ્ઞાનશકિતનું દાન ભગવાન બાલકોને કરશે. તે બાલકોની આદિદૈવિક માયાનો તે કુમારિકામાં પ્રવેશ થયો તેથી પહેલાં બોલવાથી તેઓ આવ્યાં નહિ. એમ કરીને હસતાં હસતાં તેમનું અભિમાન એટલે અંહકાર હું પણું નિવૃત્ત કરવાને ભગવાન નીચે પ્રમાણે બોલ્યા. ભગવાન સ્વેશ્વર છે એટલે આવું બોલે તે આશ્ચર્ય છે એટલે 'ह' પદ મૂકેલ છે. (૯ ૧/૨)

ભગવાનનું વાકય હવે કહે છે.

अत्रागत्याबलाः कामं स्वं स्वं वासः प्रगृह्यताम् ।
सत्यं ब्रुवाणि नो नर्म यद् यूयं व्रतकर्शिताः ॥ १०½ ॥
न मयोदितपूर्वं वा अनृतं तदिमे विदुः। एकैकशः प्रतीच्छध्वं सहैवोत सुमध्यमाः॥११½॥
तस्य तत् क्ष्वेलितं दृष्ट्वा गोप्यः प्रेमपरिप्लुताः ।
व्रीडिताः प्रेक्ष्य चान्योन्यं जातहासा न निर्ययुः ॥ १२½ ॥

શ્લોકાર્થ :-૧૦

હે અબલાઓ અહીં મારી પાસે આવીને તમારાં પોત પોતાના કામરૂપી વસ્ત્રો ગ્રહણ કરો. હું સત્ય કહું છું. મશ્કરી કરતો નથી કારણ કે તમે વ્રત કરવાથી કૃષ (સુકાઈ) ગયાં છો.(૧૦)

મેં જે પહેલું કહેલું તે કદી મીથ્યા થતું નથી. તે આ વયસ્યો જાણે છે. તમે એક એક અથવા બધા સામટાં આવીને વસ્ત્રો ગ્રહણ કરો. તમે શુદ્ધ અન્તઃકરણવાળાં છો. (૧૧)

આ પ્રકારે ભગવાને કહ્યું છતાં તેઓ આવ્યાં નહિ તે હવે કહે છે તે ભગવાનનું તે મશ્કરીનું કાર્ય જોઈને ગોપીઓ પ્રેમમાં ડુબી ગયાં પછી લજ્જા પામ્યાં અને એકબીજાની સામે જોઈને તેમને હાસ્ય ઉત્પન્ન થયું અને જલની બહાર નીકળ્યાં નહિ. (૧૨)

हासं परितो हास्यं यथा भवति तथा सर्वतोभिमाननिवृत्त्यर्थमुवाच, भगवान् सर्वेश्वरः कथमेवं वदतीत्याश्चर्यमाह हेति ॥ ९½ ॥ भगवतो वाक्यमाहात्रागत्येति, अस्मदीयः कामस्तत्र न गच्छत्यतोत्रैवागत्य कामं वास आच्छादकं वस्त्ररूपं काममयत्वाद् यथेच्छमिति लोकप्रसिद्धिः, सर्वस्यैव कामस्याधिदैविकमत्र तिष्ठतीति,अतो वस्त्रसम्बन्धात् पूर्वं निष्कामा एव ताः, पुनरपि पूर्वकामवत् वस्त्रवद्वा हरणे ग्रहणं व्यर्थमित्याशङ्क्याह प्रकर्षेण गृह्यतामिति, दाने प्रयोजनमबला इति, बलमस्मादेव भवतीति, अत एव निरिन्द्रियाः स्त्रियोबला इत्युच्यन्ते, बहुव्रीहावपि निमित्ततायां स्वार्थं कामदानं वस्त्रदानं च, अन्यथा मर्यादाभङ्गः स्यात्, वासोपि मयि स्थितं प्रगृह्यतामितिध्वनिः, अस्मदीयाभिरेव वापूर्वपरिग्रहः कर्तव्य इति, अन्यथानिष्टः

स्यात्, बालकानां मायया च व्याप्ता इति स्ववाक्येऽप्रामाण्यं ज्ञास्यन्तीत्यत आह सत्यं ब्रुवाणीति, सत्यं वदामीत्यर्थः, अनेन स्त्रीष्वनृतं वक्तव्यमित्यपि निराकृतं, नन्वनृतं न भवति दास्यसि परं नर्मदर्शनेनोपहासार्थं वदसीत्याशङ्क्याह नो नर्मेति, नर्म नो न भवति, यद्यपि लोकदृष्ट्या नर्मवद् भाति तथापि वस्तुतो न नर्म, युक्तिमप्याहानर्मत्वे यद् यस्माद् यूयं व्रतेन कर्शिताः, न हि व्रतिभिः सह नर्मोचितं नापि क्लिष्टैः, अन्यथा नर्म वैरजनकं भवेत् ॥१०१/२॥ किञ्चासत्स्वरूप-विचारेणापि नानृतमेतद् भवतीत्याह न मयोदितपूर्वमिति, वेत्यनादरे समुच्चयार्थे च, मया वा कदाचिदप्युदितपूर्वमनृतं न भवति,उदितमुक्तं पूर्वमुदितपूर्वं, मया वा जगत्कर्त्रा हेतुनो-दितः पूर्वः स्वजातीयो यस्य, मत्तः कदाचिदप्यनृतं नोत्पन्नमिति वै निश्चयेन वा, तत्रैत आधि-दैविका ऋषयः साक्षिणोत इमे विदुः, त्यक्ताधिदैविकत्वात् तन्मायामोहितत्वाच्च परं भवतीनां सन्देहः, आगमने प्रकारमाहैकैकशः प्रतीच्छध्वमिति, एकैकश एकैका समागत्य 'स्वं स्वं' वस्त्रं गृह्णातु तदा प्रत्येकं भोगः, अथ वा सर्वथा निर्मत्सरा अत्यन्तभक्ताश्चेत् तदा सहैव वोतापि, अयं पक्षः साधीयान्, नन्वकर्तव्यं भगवान् कथमुपदिशतीत्याशङ्क्याह सुमध्यमा इति, शोभनं मध्यमस्थानं यासां, सुमध्यमा इति शुद्धान्तःकरणाः सर्वबन्धनासिद्ध्यर्थं च पूर्णज्ञानदृष्ट्या दृष्टाः सर्वतो भद्रा भवन्तीति ॥१११/२॥ एवं भगवतोक्ता अपि नागता इत्याह तस्येति,तस्य निरोधकर्तुर्भग-वतस्तत् प्रसिद्धं क्ष्वेलितं दृष्ट्वा,अनेन वाक्यार्थो न विचारितः, किञ्च तस्य तमवसरं दृष्ट्वा तस्य क्ष्वेलितत्वं निश्चित्य रसमध्ये स्वप्रवेशं मत्वा गोप्यो विशेषविचाररहिताः केवलं प्रेम्णा परिप्लुता जाताः, प्रथमतः स्नेहेनैव निमग्नाः, ततो जातान्तःसम्बन्धा बहिःसंवेदने जाते व्रीडिता जाताः, तदा प्रत्यक्षतो मुक्ता इवात्मानं मन्यमानाः संवादार्थमन्योन्यप्रेक्षणं कृतवत्यः, तदान्योन्य-सम्बन्धसंवेदनाभावात् कौतुकं तद्रसं विदित्वा जातहासा जाताः, लोकरीत्यापि जात-हासाः, तदा न निर्ययुर्न निर्गता जलाद् बहिः ॥१२१/२॥ भगवांस्तासामन्तर्भावं दृष्ट्वा पुनः

ભાવાર્થ :-, સુબોધિનીજી :-૧૦

અમારો કામ ત્યાં જતો નથી માટે અહીંજ આવીને કામરૂપી વસ્ત્ર ગ્રહણ કરો અને કામમય હોવાથી પોત પોતાની ઇચ્છા પ્રમાણે લઇ જાવ એ લોક રીતે અર્થ છે. સર્વ કામનું આધિદૈવિક સ્વરૂપ અહીં વસ્ત્રોમાં રહ્યું છે. એ પ્રમાણે ભગવાને આપેલાં કામરૂપ વસ્ત્રના સંબધ પહેલાં તે ગોપીજન નિશ્કામજ હતાં. હવે પછી પણ પહેલાંના કામની માફક અથવા વસ્ત્રની માફક જો હરણ કરે તો ગ્રહણ વ્યર્થ થઇ જાય એટલે કહ્યું કે 'प्रगृह्यताम्' એટલે સારી રીતે કદી પણ જતો ન રહે એવી રીતે ગ્રહણ કરો. કામનું દાન કરવાનું પ્રયોજન એ છે કે તમો અબલા છો. બળ આ વસ્ત્રથી મળશે. તેથી જ ઇંદ્રિયવિનાની એટલે સામર્થ્યવિનાની સ્રીઓને અબળા કહી છે. ભગવાને પોતાને માટે કામ અને વસ્ત્રનું દાન કર્યું. જેથી રમણ વખતે બલ પ્રાપ્ત થાય એમ

ન કરે તો રસશાસ્ત્રની મર્યાદાનો ભંગ થાય. વસ્ત્ર પણ જે મારે માટે છે તે બલથી લઈ લો. એવો પણ રસનો ધ્વનિ છે. જે મારાં હોય તેમાણેજ પૂર્ણ ત્યાગ કરેલા અર્થનો પરિગ્રહ કરવો અન્યથા અનિષ્ટ થાય.

બાળકોના હાસ્યરૂપ માયાથી આ કુમારીકાઓ વ્યાપ્ત થએલાં હતાં તેથી તેઓ મારૂ વાકય અસત્ય માનશે એમ સમજી ભગવાન કહે છે કે હું તમને સત્ય કહું છું. તેથી એમ પણ સૂચવ્યું કે સ્ત્રીઓને જુઠું કહી શકાય એ બરાબર નથી. તમો કહો તે જુઠું નથી. વસ્ત્ર આપશો પણ નગ્ન દર્શન કરીને મશ્કરી કરવાને કહો છો તેના સમાધાનમાં કહે છે હું મશ્કરી કરતો નથી. જો કે લોક દષ્ટિથી મશ્કરી જેવું લાગે પણ વસ્તુતઃ મશ્કરી નથી. ત્યાં કહે છે કે તમે વ્રત કરવાથી સુકાઈ ગયાં છે અને જેમને વ્રત કર્યું હોય તેમની સાથે મશ્કરી ઉચિત નથી. વળી જેમને કલેશ થયો હોય તેમની સાથે પણ મશ્કરી ઉચિત નથી કારણ કે એવી સ્થિતિમાં મશ્કરી કરે તો તેમાંથી વૈર ઉત્પન્ન થાય.(૧૦)

વળી હમારા સ્વરૂપના વિચારથી આ જુઠું થઈ શકતું નથી. તે આ શ્લોકથી કહે છે.

જે મે પહેલાં કહેલું હતું તે કદાચિત જુઠું નથી. હું જગતનો કર્તા હોવાથી મારૂં સજાતીય જગત મેં ઉત્પન્ન કર્યું છે. મારાથી ઉત્પન્ન થએલું કદાચિત્ત મીથ્યા હોતું નથી. એ 'વૈ' નિશ્ચય છે. તેમાં આ આધિદૈવિક ઋષિઓ સાક્ષી છે અને તેઓ જાણે છે પણ તમોએ આધિદૈવિક સ્વરૂપોનો ત્યાગ કરેલો હોવાથી અને માયાથી મોહ થયેલો હોવાથી તમને સન્દેહ થાય છે. આગમનનો પ્રકાર કહે છે. એક એક જણ આવીને પોત પોતાનું વસ્ત્ર ગ્રહણ કરો. જો એમ કરશો તો પ્રત્યેકને જુદો ભોગ થશે. વળી તમો અનન્ય ભકતો હો અને મત્સર વગરના હો તો સામટાં આવો. એકઠાં આવવાનો પ્રસંગ સારો છે. શંકા થાય છે કે જે દૂર કરવા યોગ્ય નથી તેનો ઉપદેશ શા માટે કરે છે? તેના ઉત્તરમાં તેઓ કુમારીકાઓ સારા મધ્યવાળા છે. જેનું મધ્ય સ્થાન સુંદર છે એટલે જે શુદ્ધઃકરણવાળાં છે અને સર્વ બંધનની સિદ્ધિને માટે ભગવાને પૂર્ણ જ્ઞાન દષ્ટિથી તેમની તરફ જોયું તેથી સર્વ પ્રકારે શોભારૂપ તેઓ થાય છે. (૧૧)

તે નિરોધ કરનાર ભગવાનું તે પ્રસિદ્ધ મશ્કરીનું કાર્ય જોઈને તેઓ આવ્યાં નહિ અને તેનો તે સમય જોઈને તેનું મશ્કરીપણું જાણીને તે મશ્કરીના રસમાં પોતાનાં પ્રવેશ સમજ્યાં. તેઓ ગોપીઓ હતી. તેમને બહુ વિચાર કરવાની શકિત તેમનામાં હતી નહિ. તે કેવળ ભગવાનના પ્રેમમાં ડુબી ગયાં. પ્રથમ તો સ્નેહ વડે જ ડુબ્યાં પછી ભાવનાથી ભગવાનનો અંતર સંબંધ

ન કરે તો રસશાસ્ત્રની મર્યાદાનો ભંગ થાય. વસ્ત્ર પણ જે મારે માટે છે તે બલથી લઈ લો. એવો પણ રસનો ધ્વનિ છે. જે મારાં હોય તેમાણેજ પૂર્ણ ત્યાગ કરેલા અર્થનો પરિગ્રહ કરવો અન્યથા અનિષ્ટ થાય.

બાળકોના હાસ્યરૂપ માયાથી આ કુમારીકાઓ વ્યાપ્ત થએલાં હતાં તેથી તેઓ મારૂ વાકય અસત્ય માનશે એમ સમજી ભગવાન કહે છે કે હું તમને સત્ય કહું છું. તેથી એમ પણ સૂચવ્યું કે સ્ત્રીઓને જુઠું કહી શકાય એ બરાબર નથી. તમો કહો તે જુઠું નથી. વસ્ત્ર આપશો પણ નગ્ન દર્શન કરીને મશ્કરી કરવાને કહો છો તેના સમાધાનમાં કહે છે હું મશ્કરી કરતો નથી. જો કે લોક દષ્ટિથી મશ્કરી જેવું લાગે પણ વસ્તુતઃ મશ્કરી નથી. ત્યાં કહે છે કે તમે વ્રત કરવાથી સુકાઇ ગયાં છે અને જેમને વ્રત કર્યું હોય તેમની સાથે મશ્કરી ઉચિત નથી. વળી જેમને કલેશ થયો હોય તેમની સાથે પણ મશ્કરી ઉચિત નથી કારણ કે એવી સ્થિતિમાં મશ્કરી કરે તો તેમાંથી વૈર ઉત્પન્ન થાય.(૧૦)

વળી હમારા સ્વરૂપના વિચારથી આ જુઠું થઇ શકતું નથી. તે આ શ્લોકથી કહે છે.

જે મે પહેલાં કહેલું હતું તે કદાચિત જુઠું નથી. હું જગતનો કર્તા હોવાથી મારૂં સજાતીય જગત મેં ઉત્પન્ન કર્યું છે. મારાથી ઉત્પન્ન થએલું કદાચિત્ત મીથ્યા હોતું નથી. એ 'વૈ' નિશ્ચય છે. તેમાં આ આધિદૈવિક ઋષિઓ સાક્ષી છે અને તેઓ જાણે છે પણ તમોએ આધિદૈવિક સ્વરૂપોનો ત્યાગ કરેલો હોવાથી અને માયાથી મોહ થયેલો હોવાથી તમને સન્દેહ થાય છે. આગમનનો પ્રકાર કહે છે. એક એક જાણ આવીને પોત પોતાનું વસ્ત્ર ગ્રહણ કરો. જો એમ કરશો તો પ્રત્યેકને જુદો ભોગ થશે. વળી તમો અનન્ય ભકતો હો અને મત્સર વગરના હો તો સામટાં આવો. એકઠાં આવવાનો પ્રસંગ સારો છે. શંકા થાય છે કે જે દૂર કરવા યોગ્ય નથી તેનો ઉપદેશ શા માટે કરે છે? તેના ઉત્તરમાં તેઓ કુમારીકાઓ સારા મધ્યવાળા છે. જેનું મધ્ય સ્થાન સુંદર છે એટલે જે શુદ્ધઃકરણવાળાં છે અને સર્વ બંધનની સિદ્ધિને માટે ભગવાને પૂર્ણ જ્ઞાન દૃષ્ટિથી તેમની તરફ જોયું તેથી સર્વ પ્રકારે શોભારૂપ તેઓ થાય છે. (૧૧)

તે નિરોધ કરનાર ભગવાનું તે પ્રસિદ્ધ મશ્કરીનું કાર્ય જોઇને તેઓ આવ્યાં નહિ અને તેનો તે સમય જોઇને તેનું મશ્કરીપણું જાણીને તે મશ્કરીના રસમાં પોતાનાં પ્રવેશ સમજયાં. તેઓ ગોપીઓ હતી. તેમને બહુ વિચાર કરવાની શકિત તેમનામાં હતી નહિ. તે કેવળ ભગવાનના પ્રેમમાં ડુબી ગયાં. પ્રથમ તો સ્નેહ વડે જ ડુબ્યાં પછી ભાવનાથી ભગવાનનો અંતર સંબંધ

થયો. જયારે બહારનું જ્ઞાન થયું ત્યારે લજ્જા પામ્યાં. પછી પ્રત્યક્ષ રીતે પોતાનો ભોગ માનતા એકબીજાને સામે જોવા લાગ્યાં ત્યારે દરેકના સંબંધનું જ્ઞાન બીજાને થયું નહિ. તેથી કૌતુક (પોતાને અંદર સંબંધ થયો અને બીજીને થયું નહિ) એમ સમજી કૌતુક રસ ઉત્પન્ન થયો અને તેમને હાસ્ય થયું. લોક રીતીએ પણ તેમને હાસ્ય થયું અને જલની બહાર આવ્યાં નહિ. (૧૨)

ભગવાન તેમના અંદરના ભાવને જોઈને ફરીથી પહેલાંની માફક બોલ્યાં તે નીચેના શ્લોકથી કહે છે.

**एवं ब्रुवति गोविन्दे नर्मणाक्षिप्तचेतसः। आकण्ठमग्नाः शीतोदे वेपमानास्तमब्रुवन्१३½**

**मानयं भो कृथास्त्वां तु नन्दगोपसुतं प्रियम् ।**
**जानीमोऽङ्ग व्रजश्लाघ्यं देहि वासांसि वेपिताः ॥ १४½ ॥**
**श्यामसुन्दर ते दास्यः करवाम तवोदितम् ।**
**देहि वासांसि धर्मज्ञ नो चेद् राज्ञे ब्रुवामहे ॥ १५½ ॥**



શ્લોકાર્થ :-૧૩

આ પ્રમાણે ફરીથી પણ ભગવાન જયારે એમ જ બોલ્યા ત્યારે પરિહારના વચનથી તેમના ચિત્તને ક્ષોભ થયો. કંઠ પર્યન્ત જલમાં સર્વ અવયવોને ઢાંકીને રહ્યાં - શીતલ જલમાં ધ્રુજવા લાગ્યાં અને તેમને ભગવાને નીચે પ્રમાણે કહ્યું (૧૩)

અરે ! તમે અન્યાય કરો નહિ. તમને તો અમે ઓળખીએ છીએ તમો નંદ ગોપના પુત્ર છો. અને અમને પ્રિય છો હે અંગ ! આખા વ્રજમાં તમારી કિર્તી છે. અમારાં વસ્ત્રો આપો. અમે ધ્રુજીએ છીએ. (૧૪)

હે શ્યામસુંદર ! અમે તો તમારી દાસીઓ છીએ. તમારૂં કહ્યું કરવાને અમે તૈયાર છે. હે ધર્મજ્ઞ ! અમારા વસ્ત્રો આપો . જો નહિ આપશો તો અમે રાજાને કહી દઈશું . (૧૫)

**पूर्ववदेवाह,** तदा पुनरेवं **ब्रुवति** भगवति सति **नर्मणा** परिहासवचनेनापातत एव प्रतीतेन हास्यरसजनकेनाक्षिप्तचेतस एव भूत्वार्थमविचार्य बहिर्निर्गते भगवान् कोपं करिष्यति निर्लज्जा इति वा ज्ञास्यतीत्याकण्ठमग्ना जाता यथा न कोप्यवयवो दृष्टो भवतीति, ततो लौकिकरस-भयाभ्यामाविष्टचित्ता जाता जातबहिःसंवेदनत्वाच्छीतोदे **वेपमाना** जाताः, ततो देहभावस्य दृढत्वे विस्मृतपूर्वभावाः साक्षिभिश्च व्यामोहितास्तं भगवन्तं प्रति किञ्चिदब्रुवन् ॥१३½॥ तासां वाक्यमाह **मानयं भो कृथा इति,** भर्तृत्वान् न नामग्रहणं, भो इतिसम्बोधनं बालक-व्यावृत्त्यर्थं च, नयो न्यायोन्यायं मा कार्षीः, वयमद्यापि कुलस्त्रियः पुरुषान्तरदृष्ट्या न दृष्टाङ्गा

अतः साम्प्रतं बालानां दृष्ट्या न द्रष्टव्यास्त्वद्वाक्येन चागन्तव्यं तथा सति यद्यपीश्वरवाक्यकरणे नाधर्मस्तथाप्यन्यायो भवति नीतिलोकविरुद्धमित्यर्थः, नैवं मन्तव्यं मामेता न जानन्तीति तथा सत्यविचार्यकरणादेता एव दुष्टा इति तत्राहुस्त्वां तु जानीम इति, परमार्थतो ज्ञानमस्माकं हितकारि न भवतीति तुशब्दस्तं पक्षं व्यावर्तयति किन्तु नन्दगोपस्य सुतं जानीमः, तेन प्रभुपुत्रत्वमुक्तं, न हि प्रभुपुत्रोनीतिं करोति, किञ्चास्माकं प्रियो भवान् परमप्रीतिविषयः, अनेन त्वद्दृष्ट्या न द्रष्टव्या इति नास्माकमभिप्रायः, अङ्गेतिसम्बोधनं च स्वस्याङ्गतां ज्ञापयति, नन्वस्त्वन्याय इति चेत् तत्राहुर्व्रजश्लाघ्यमिति, व्रजे सर्वत्र भवानेव श्लाघ्य एवं सत्यपकीर्तिः स्यात् केषाञ्चिच् चित्ते स्त्रियो धर्षयतीति केषाञ्चित् त्वयुक्तं प्रदर्शयतीति, अतःकारणान् निर्गमनात् पूर्वमेव वासांसि देहि, दयार्थमाहुर्वेपिता इति ॥१४½॥ दण्डमप्यङ्गीकुर्वन्ति श्यामसुन्दर ते दास्य इति, सुन्दरेतिसम्बोधनान् न प्रतारणा, अतुल्यत्वात् स्त्रीत्वं परित्यज्य दासीत्वमाहुस्ते न तु त्वत्सम्बन्धिन एतेषां वा, ननु दर्शनाकाङ्क्षा दास्येन निवर्तत इति चेत् तत्राहुः करवाम तवोदितमिति, दास्य एव यद् वक्ष्यसि केवलस्तत् करिष्याम इत्यर्थः, अतस्तवेत्येकवचनमिदानीमुक्तं तु बहूनां वाक्यमित्यभिप्रायः, तर्हि दास्योपि भवतेति चेत् तत्राहुर्देहि वासांसीति, दासीत्वसिद्ध्यर्थं वा वासांसि देहि दास्यसिद्ध्यर्थं वा, किञ्च धर्मशास्त्रे "कन्यायोनिं पशुक्रीडां नग्नस्त्रीं प्रकटस्तनीं उन्मत्तं पतितं क्रुद्धं यत्रस्थं नावलोकये"दिति नग्नाया दर्शननिषेधादत आहुर्धर्मज्ञेति, एवमप्यदानेतिक्लेशे सति निर्गता अप्यनिर्गता वा बहुकालमपि कष्टमनुभूय पश्चाद् राज्ञे ब्रुवामहे नन्दं ज्ञापयिष्यामः, नवविधा वा नवपदैरुक्ताः, राजसराजस्या वचनं मानयं भो कृथा इति, राजसतामस्या वा, राजसराजस्या नन्दगोपसुतमिति, प्रियमिति राजससात्त्विक्याः, व्रजश्लाघ्यमिति सात्त्विकराजस्याः, वेपिता इति सात्त्विकसात्त्विक्याः, श्यामसुन्दर ते दास्य इति सात्त्विकतामस्याः, करवाम तवोदितमिति तामससात्त्विक्याः, धर्मज्ञेति तामस-

ભાવાર્થ :-, સુબોધિનીજી :-૧૩

ફરીથી ત્યારે ભગવાન આજ પ્રમાણે બોલ્યાં તેથી પરિહાસના વચનથી તેમને હાસ્ય ઉત્પન્ન થયું અને ચિત્તમાં ક્ષોભ ઉત્પન્ન થયો અને અર્થનો વિચાર કર્યા સિવાય એમ સમજ્યાં કે જો બહાર નીકળીશું તો ભગવાન કોપ કરશે અને નિર્લજ્જ છે એમ માનશે તેથી કંઠ સુધી જલમાં ડૂબેલાં રહ્યાં જેથી પોતાના શરીરનો એક ભાગ પણ જણાય નહિ પછી લૌકિકરસ અને ભય તેમના ચિત્તમાં થયો. બહારનું જ્ઞાન પ્રાપ્ત થવાથી ઠંડા જલમાં ધ્રુજવા લાગ્યા. પછી દેહભાવ દૃઢ થવાથી પ્રથમના ભાવ ભૂલી ગયાં અને સાક્ષિઓથી વ્યામોહિત થઇ યથાર્થ જ્ઞાન રહિત થવાથી તે ભગવાન પ્રતિ બોલ્યાં (૧૩)

તેમનું વાકય નીચના શ્લોકથી કહે છે.

ભગવાન ભર્તા હોવાથી નામ લીધું નહિ. 'ભો' એ સંબોધન બાળકોને સંબોધન કરતાં નથી તે

જણાવવા માટે છે. 'नय' એટલે ન્યાય અને 'अनय' એટલે અન્યાય કરો નહિ. અમે હજુ સુધી કુલ સ્ત્રીઓ છીએ. અમારા અંગનું દર્શન બીજા પુરૂષથી થયું નથી તેથી હાલમાં બાળકોની દૃષ્ટિ અમારા અંગ પર પડવી જોઈએ નહિ. તમારા વાકયને માન આપીને આવવું જોઈએ એમ હોવાથી જો કે ઈશ્વરના કહ્યા પ્રમાણે કરવાથી અધર્મ તો થતો નથી તો પણ અન્યાય તો થાય છે. લોક વિરોધ અને નિતિ વિરૂદ્ધ થાય છે એવો અર્થ છે. તમારે એમ ન માનવું કે મને આ કુમારિકાઓ ઓળખતા નથી. અમે હોવાથી વગર વિચારનું આચરણ હોવાથી તે કુમારીકાઓ દુષ્ટ છે. એવી શંકામાં તેઓ કહે છે કે અમે તમને ઓળખીએ છીએ. પરમાર્થથી ભલે તમે ભગવાન હો તે જ્ઞાન હમને હિતકારી નથી. કિન્તુ તમે નંદગોપના પુત્ર છો. એમ અમે જાણીએ છીએ. અમારા રાજાના પુત્ર છો. રાજપુત્ર કંઈ અનિતિ કરે નહિ. વળી હમારા તમે પ્રિય છો. પરમ પ્રિતિના વિષય છો. તેથી એમ સૂચવ્યું કે તમારી એકલાની દૃષ્ટિ અમારા અંગ પર પડે નહિ એવો અમારો અભિપ્રાય નથી. હે અંગ ! એ સંબોધનથી કુમારિકાઓ ભગવાનના અંગરૂપ છે અમે જણાવ્યું . અન્યાય થયો તો શું થયું? એ શંકામાં તમે વ્રજમાં પ્રશંસાપાત્ર છો. વ્રજમાં સર્વત્ર તમારી પ્રશંસા છે. તેથી અપકિર્તિ થશે. કોઈ મનુષ્યના ચિત્તમાં એમ આવશે કે સ્ત્રીઓને અટકચાળાં કરી રંજાડે છે. અને અયુકતનું પ્રદર્શન કરે છે. આ કારણને લઈને જલની બહાર નીકળતાં પહેલાં વસ્ત્રો આપો. દયાને માટે કહે છે હવે ધ્રુજએ છીએ. દંણ્ડનો અગિકાર કરે છે. તે શ્લોકથી કહે છે. (૧૪)

'सुन्दर' એવું સંબોધન કહ્યું છે. તેથી પોતે છેતરતા નથી એમ જણાવે છે. ભગવાને પોતાને તુલ્ય ન માનવાથી સ્ત્રીપણાનો ત્યાગ કરી દાસીપણું કહે છે. અમે તમારી દાસીઓ છીએ. બાળકો કે સંબંધિઓની દાસીઓ નથી. દર્શનની ઈચ્છા હાસ્ય હોવાથી દૂર થતી નથી. તમારૂં કહ્યું કરવા અમે તૈયાર છીએ. અમે દાસીઓ છીએ તમે જે કહેશો તે કરવાને અમે તૈયાર છીએ. હમણાં તમે જે કહો છો તે તો ધૃણાનું વાકય છે. તમે બધા હમારા સંબધિઓની દાસીઓ થાવ. તેના ઉત્તરમાં કહે છે અમારા વસ્ત્રો આપો. પછી બધાની દાસીઓ થવા તૈયાર છીએ તે માટે વસ્ત્રો આપો. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે કન્યાઓનિ પશુકિડા, નગ્ન સ્ત્રી - જેના સ્તન પ્રગટ છે એવી સ્ત્રી, ઉન્નત મનુષ્ય, પતિત મનુષ્ય, ક્રોધવાળા મનુષ્ય અને ભોગ કરતા મનુષ્યનું દર્શન કરવું નહિ.

એ પ્રમાણે નગ્ન સ્ત્રીનું દર્શન નિષેધ હોવાથી તમે ધર્મ જાણતા હોવાથી તમોને આમ કરવું ઘટતું નથી. આમ કહેવા છતાં જ્યારે વસ્ત્રો ન આપ્યાં ત્યારે બહુ કલેશ થવાથી બહાર નીકળીને અથવા બહાર નીકળ્યા સિવાય બહુ સમય કલેશનો અનુભવ કરીને પછી કહ્યુ કે અમે રાજાને કહી દઈશું. નંદરાજા ને જણાવી દઈશું. અથવા અહીં એવો અભિપ્રાય છે કે નવ પદોથી નવ

પ્રકારની કુમારીકાઓ કહ્યાં. રાજસરાજસી, રાજસતામસીનું વચન 'मानयं मा कृथा' એ છે. રાજસ રાજસીનું 'नंदगोप सुतम' એ વચન છે. તામસ સાત્વિક સાત્વિકનું 'प्रियम' એ વચન છે. સાત્વિક તામસીનું 'व्रजएकाधम्' એ વચન છે. તામસતામસીનું 'वेपिता:' એ વચન છે (૧૫)

એ પ્રમાણે તેમના વચનો સાંભળીને તેમના આધિદૈવિક સ્વરૂપથી મોહિત થયાં હતાં. તેથી ભગવાનના વાકયની દરકાર ન કરતાં સ્વેચ્છાથી તેવાં થયાં હતાં તેથી ભગવાને લૌકિક બુદ્ધિથી તેમને નીચેના શ્લોકથી કહ્યું.



॥ श्रीभगवानुवाच ॥

भवत्यो यदि मे दास्यो मयोक्तं वा करिष्यथ ।
अत्रागत्य स्ववासांसि प्रतीच्छन्तु शुचिस्मिताः ॥ १६½ ॥
ततो जलाशयात् सर्वा दारिकाः शीतवेपिताः ।
पाणिभ्यां योनिमाच्छाद्य प्रोत्तेरुः शीतकर्शिताः ॥ १७½ ॥
भगवानाहता वीक्ष्य शुद्धभावप्रसादितः ।
स्कन्धे निधाय वासांसि प्रीतः प्रोवाच सस्मितम् ॥ १८½ ॥
यूयं विवस्त्रा यदपो धृतव्रता व्यगाहतैतत् तदु देवहेलनम् ।
बद्ध्वाञ्जलिं मूर्ध्न्यपनुत्तयेंहसः कृत्वा नमो वो वसनं प्रगृह्यताम् ॥ १९½ ॥

શ્લોકાર્થ :૧૬

જો તમો મારી દાસીઓ હો ! અથવા મારૂં કહ્યું કરવાનાં હો ! તો હે પવિત્ર મંદ હાસ્યવાળાં અહીં આવીને તમારાં વસ્ત્રો લઇ જાવ. જો મારા વાકયાનુસાર તમે ન કરતાં હો તો પાતાના વાકયનુસાર તા કરવું જોઇએ. (૧૬)

ભગવાને ઈશ્વરભાવથી આ સર્વ કહ્યું હતું એ વાત તેઓ જાણતા ન હતા છતાં તેઓ આવ્યાં એમ હવે કહે છે. પછી જલાશયમાંથી સર્વ બાળકીઓ ટાઢથી ધ્રુજતી બે હસ્ત વડે યોનીને ઢાંકીને દુઃખી થતી બહાર નીકળી જલના સ્થાનમાંથી એટલે ટાઢથી દુઃખી થતી બહાર નીકળી જલના સ્થાનમાંથી એટલે જલ જે જડ છે તેના સ્થાનમાંથી તેઓ આવ્યાં. (૧૭)

ભગવાન તમને સર્વ પ્રકારે નિંદુષ્ટ જોઇને તેમના શુદ્ધ ભાવથી પ્રસન્ન થયા. વૃક્ષના સ્કંધ ઉપર

તેમનાં વસ્ત્રો મૂકીને પ્રસન્ન થઈ હાસ્યથી નીચે પ્રમાણે કહયું. (૧૮)

વ્રત ધારણ કરેલું હોવા છતાં તમે વસ્ત્રવિનાના થઈને જલને વિષે શ્રોભ કર્યો. તે તમારૂં કૃત્ય દેવની અવગણનારૂપ છે. તે પાપને દૂર કરવાને મસ્તક ઉપર હસ્તની અંજલી કરી નમસ્કાર કરીને તમારાં વસ્ત્રો લઈ જાઓ (૧૯)

राजस्याः, अतिरिक्तं शिष्टाया इति ॥१५½॥ एवं तासां वचनानि श्रुत्वा दैविकमोहिता इति तदवगणय्य स्वेच्छया तथा जातेति लौकिकयुक्त्या ताः प्रबोधयति भवत्य इति, यद्यस्मद्वाक्यानुसारेण न प्रवृत्तिस्तदा स्ववाक्यानुसारेण वा प्रवृत्तिरस्तु भवतीनामपि स्वात्मानं प्रति वाक्यद्वयं 'श्यामसुन्दर ते दास्यः करवाम तवोदित'मिति दासीत्वे दास्ये वा न लोकानौचित्यं भावनीयं, तत्रैव चेद् वाक्यं कर्तव्यं तर्ह्यत्रागत्य स्ववासांसि प्रतीच्छन्तु, उभयोरपि वाक्याकरणेसत्याभिनिवेशान् नाश एव, दासीत्व ईश्वरसुखमेव कर्तव्यं न तासां काचिन् मर्यादातोन्यदर्शनमपि न दोषाय, मनसि निष्ठैषा वाक्यकरणे तु वाङ्निष्ठान्यथा देहनिष्ठा तथा सति नाशः, 'पतिं मे कु'र्विति प्रभौ पतित्वस्य प्रार्थितत्वात् स्वस्य भार्यात्वमभिमतं पूर्वमित्यधुना यदीत्युक्तम् ॥१६½॥ ईश्वरभावेन भगवतोक्तमिति वाक्यार्थापरिज्ञानेपि समागता इत्याह तत इति, जलानामाशयाज् जडानामाशयाज् जलानामभिप्रायो न गन्तव्यमित्यज्ञानां मर्यादायां यतो शुद्धिसम्भावना तदपेक्षया भगवद्वाक्यनिष्ठा श्रेष्ठाः, सर्वा इतीश्वरवाक्येन सर्वगुणतिरोभावः, दारिका इति शुको बालत्वं ज्ञापयितुं, अन्यथा सदसो राज्ञश्च भावोन्यथा भवेदिति, नन्वत्यन्ततामस्यः कथं वाक्यनिष्ठा जातास्तत्राह शीतवेपिता इति, बहिःकम्पोन्तःशीतेन कर्शिताश्च स्वभावाधीना एवोत्थिताः, अतो जातिर्वर्णिता परीक्षार्थं प्रमेयं निरूप्यमिति, अकथने शुकस्य मूर्धा विपतेत ॥१७½॥ ततो भगवाना सर्वत आहता न केनाप्यंशेन दुष्टा वीक्ष्य, अभिविधौ सन्धिरार्षः, अन्यार्थं सङ्गृहीता इतीषद्धता वा ज्ञानदृष्टिः सर्वत्र न व्याप्तेत्यतस्त्याज्या इति मत्वापि शुद्धभावेन तासां शुद्धान्तःकरणेन प्रसादितो जातः, ततः पुनर्ज्ञानशक्तिमाविर्भाव्य वृक्षस्यैस्कन्धे वासांसि स्थापयित्वा तासामावरणानि वैष्णवानि कृत्वा पश्चात् तासां निदानं श्रुत्वाल्पमोहं कृत्वा स्मितसहितोन्यथा शुक्ता एव भविष्यन्तीति प्रकर्षेणोवाच यथा वाक्यमङ्गीकुर्युः ॥१८½॥ भगवद्वाक्यमाह यूयमिति, "अप्स्वग्निर्देवताश्च तिष्ठन्त्यतो नाप्सु मूत्रपुरीषं कुर्यान् न निष्ठीवेन् न विवसनः स्नायाद् गुह्यो वा एषोग्निरेतस्याग्नेरनतिदाहाये"तिश्रुतेर्विवस्त्रस्नाने तत्र स्थितायेर्देवताभ्यो वा व्रतादिसर्वनाशो भवेदिति तत् प्रतिविधातव्यं, भगवान् हि तत्कर्म-

ભાવાર્થ :-, સુબોધિનીજી :- ૧૬

તમે તમારે માટે બે વાકયો કહ્યાં છે. 'श्यामसुदर ते दास्यः' અને 'करवाम तवोदितम्' એ બે વાકયો છે. તેમાં દાસીપણામાં લોકોને અનુચિત્ત લાગશે. તેનો વિચાર કરવો નહિ. જો

તેમાં વાકય પ્રમાણે કરવું હોય તો તમો તમારાં અહીં આવીને વસ્ત્રો લઈ જાઓ. જો બે વાકયમાં કહેલું નહિ કરો તો અસત્યમાં પ્રવેશ થસે અને નાશ થશે.

દાસીપણામાં તો ધણીને સુખ થાય તેમ કરવું જોઇએ. બીજી કોઇ મર્યાદા પાળવાની નથી. માટે બીજો કોઇ પણ તમારા નગ્ન શરીરનું દર્શન કરે તો પણ તેમાં તમને કાંઇ પણ દોષ લાગતો નથી. આમ કરશો તો તમારૂં મન સ્થિર થશે. અને તમારી વાણીમાં શ્રદ્ધા થશે. એટલે વાણી સત્ય થશે. જો તેમ નહિ કરો તો દેહ નિષ્ઠા જ થશે. અને તમારો નાશ થશે. અને એ વાકયથી પ્રભુને પતિપણાની પ્રાર્થના કરી. 'यदि' એટલે જો તમે દાસી થવા માગતાં હો તો એમ સૂચવ્યું છે. (૧૬)

જલનો અભિપ્રાય એમ છે કે તેઓએ જવું નહિ કારણ કે અજ્ઞાનીઓને મર્યાદા પાળવામાં જ શુદ્ધિની સંભાવના હોય છે. તેના કરતાં ભગવાનના વાકયમાં નિષ્ઠા એટલે શ્રદ્ધા રાખવી એ વધારે શ્રેષ્ઠ છે. ઈશ્વરના વાકયને લીધે તેમનાંમાં જે બીજા બીજા ગુણો હતા તે તિરોભૂત થઇ ગયા.

**दारिका:** બાળકીઓ જો દ્રારિકા શબ્દ ન વાપર્યો હોત તો સભાને અને રાજાને તે કુમારિકાઓ તરફ ઉલ્ટો ભાવ થાત. અનન્ત તામસ કુમારિકાઓ વાકયનિષ્ઠ કેવી રીતે થયાં ? તે શંકામાં કહે છે કે ઠંડીથી ધ્રુજતાં હતાં. તેથી બહારના ધ્રુજારાથી અને અંદરની ઠંડીથી દુ:ખી થઇ સ્વાભાવથી તેઓ બહાર નીકળ્યાં. તેથી તેમના સ્વરૂપનું નિરૂપણ કરવું જોઇએ તે માટે તેમની જાતીનું વર્ણન કર્યું. જો એમ ન કરે તો શુકનું માથુ પડી જાય. (૧૭)

પછી ભગવાન તેમને સર્વ પ્રકારે નિર્દુષ્ટ જોઇને પોતાની જ્ઞાન દ્દષ્ટિ સર્વત્ર વ્યાપવા નહિ દીધી તેથી ગુસ્સે થઈને તેમનો ત્યાગ કરવો એમ માનવા લાગ્યાં અને શુદ્ધભાવથી શુદ્ધ અન્ત:કરણથી પ્રસન્ન થયા પછી ફરીથી જ્ઞાન શકિત પ્રગટ કરીને વૃક્ષ વૈષ્ણવ હોવાથી તેના સ્કંધ ઉપર વસ્ત્રો મૂકીને તેમના વસ્ત્રરૂપી આવરણોને વૈષ્ણવ કરીને પછી તેમનું કહેવાનું સાંભળીને મોહ કર્યો અને હાસ્ય કર્યું. નહિ તો તેઓ મુકત થઈ જાય પછી એકરીતે બોલ્યા જે ગોપીકાઓ અંગીકાર કરે (૧૮)

ભગવાનનું વાકય હવે કહે છે.

જલમાં અગ્નિ અને દેવતાઓ રહે છે. માટે જલમાં મૂતરવું નહિ. ઝાડો પેશાબ કરવો નહિ. થુંકવું નહિ, વસ્ત્ર વગર સ્નાન કરવું નહિ. આ અગ્નિ ગુહ્ય છે. આ અગ્નિ અતિદાહ ન કરે તેને માટે ઉપર પ્રમાણે કરવું નહિ. આ શ્રુતિને લીધે વસ્ત્ર વિના સ્નાન કરવાથી જલની અંદર રહેલા અગ્નિ અને દેવતાઓ વ્રતનો નાશ કરશે. તેથી તેનો ઉપાય કરવો જોઇએ. ભગવાન

તેને માટે સિદ્ધિ માટે આવ્યા હતા. માટે સ્વંતત્રાથી ફૂલદાન કરવા માટે બોલ્યા. તમે વ્રત ધારણ કર્યું તે છતાં વસ્ત્રવિનાના થઈને જલમાં ક્રિડા કરી ક્ષોભ ઉત્પન્ન કર્યો. તેથી દષ્ટ અને અદષ્ટ પ્રકારથી જલનો ક્ષોભ કર્યો. તેથી દેવની અવગણના કરી. એ પ્રમાણે દોષનું નિરૂપણ કરી પ્રાયશ્ચિતનું નિરૂપણ કરે છે. બે હાથની અંજલી કરી મસ્તક ઉપર મૂકી પાપનો નાશ કરવા નમસ્કાર કરી તમારાં વસ્ત્રો લઈ જાઓ એટલે ક્રિયાશકિત અને જ્ઞાન શકિત યોજીને દેવતા પ્રસન્ન થશે. શાસ્ત્ર જાણનાર કહે છે કે આજ પ્રવાહરૂપ ક્રિયાશકિત છે. તે જો જ્ઞાનથી પ્રાપ્ત થાય તો ફૂલ સિદ્ધ થાય અને કૃતાર્થ થાય.

इत्यच्युतेनाभिहिता व्रजाबला मत्वा विवस्त्राप्लवनं व्रतच्युतिम् ।
तत्पूर्तिकामास्तदशेषकर्मणां साक्षात् कृतं नेमुरवद्यमृग् यतः ॥२०॥
तास्तथावनता दृष्ट्वा भगवान् देवकीसुतः ।
वासांसि ताभ्यः प्रायच्छत् करुणस्तेन तोषितः ॥२१॥




શ્લોકાર્થ :-૨૦

અચ્યુત ભગવાને આમ કહ્યું તેથી આ વ્રજની અબળાઓએ વિના વસ્ત્રે સ્નાનને વ્રતભંગ માનીને ભગવાનની ઈચ્છા પૂર્ણ કરવા માટે તે વ્રત અને સર્વ કર્મના સાક્ષાત્ફલરૂપ ભગવાનને નમસ્કાર કર્યા કારણ કે નમસ્કારથી સર્વ પાપનો નાશ થાય છે.(૨૦)

ત્યારે ભગવાન સંતોષ પામ્યા અને વસ્ત્રો આપ્યાં તે કહે છે કુમારિકાઓને આ પ્રમાણે પ્રણામ કરતી જોઈને ભગવાન દેવકીસૂતે કરૂણા કરી તેમને અપૂર્વ વસ્ત્રોનું દાન કર્યું કારણ કે તે નમસ્કારથી ભગવાનને સંતોષ થયો હતો (૨૧)

सिद्ध्यै समागत इति स्वतन्त्रतया फलदानात् कर्मसाद्गुण्यार्थमाह यत्तो यूयं धृतव्रतास्तथाभूता अपि विवस्त्रा यदपो व्यवगाहत विशेषेण विलोडितवत्यः क्षोभमुत्पादितवत्यः क्रीडया वस्त्राभावेन च दृष्टादृष्टाभ्यामेतदालोडनं तत् प्रसिद्धमेव देवहेलनं, उ इति निश्चये, एवं दोषं निरूप्य प्रायश्चित्तं निरूपयत्यञ्जलिं बद्ध्वा मूर्ध्नि स्थापयित्वांहसोपनुत्तये पापनाशाय नमः कृत्वा वो युष्माकमेतद् वसनं प्रगृह्यतामिति या क्रियाशक्तिरभिमानरक्षार्थं स्थापिता सापराध-निवृत्तये योजनीया तत्रापि ज्ञानसहिता, एतावतैव देवता तुष्यति क्रियामूलस्यापि ज्ञान-शक्तिव्याप्तेः,एषैव प्रौघरूपा शक्तिरिति तद्विदः,सा चेज् ज्ञानेन व्याप्ता फलं सिद्धं कृतार्थोपि भवति ॥१९॥ ताः पुनर्भगवदभिप्रायमपि ज्ञात्वोक्तादप्यधिकं कृतवत्य इत्याहेत्यच्युतेनाभिहिता इति, केनाप्यंशेन च्युतिरहितेन पूर्णशक्तिमताभिहिता उक्ता वचनद्वारा प्राप्तज्ञाना व्रजाबलाः स्वभावतश्चातुर्यादिदोपरहिता विवस्त्राप्लवनं व्रतच्युतिं मत्वा हृदयेपि संवादं प्राप्य तत्पूर्ति-

कामा न तु देवतापराधनिवृत्तिमात्रपरास्तादृशेर्थे तस्य वा व्रतस्याशेषकर्मणां च साक्षात् कृतं कर्मभिरयं साक्षात् फलरूपेण सम्पादितः, फले जाते साधनन्यूनता व्यर्थेति फलदृष्टय-स्तादृशं भगवन्तं नेमुर्भगवते नमस्कारं कृतवत्यः, साष्टाङ्गप्रणाममिति केचित्, तथा करणे हेतु-र्यतोवद्यमृगवद्यमार्जनं यतो नमस्काराद् भवति, देवतापराधे शान्तेपि कर्मच्छिद्रस्य जातत्वात् फलं न भविष्यतीत्युभयमेकेन यथा भवेत् तथा कृतवत्यः, यद्वा तस्य भगवतः पूर्तिकामा इत्यर्थः, न च व्रतच्युतिमितिपूर्वोक्तत्वेन तत्परामर्श एव तत्पदेनाकारीति वाच्यं, व्रततदन्या-शेषकर्मफलत्वेन भगवन्निरूपणवैयर्थ्यापत्तेः, किञ्च 'दृढं प्रलब्धा' इत्याद्यसूयाहेतूक्त्यनुपपत्तिः, व्रतपूर्तिपक्षे तदर्थमेव सर्वमुक्तं भगवता कारितं चेत्यसूयाहेतुत्वाभावात् तेषां,न हि स्वहितवाचा कृत्या वा तदारोपः सम्भवति प्रत्युत तद्वैपरीत्यमिति, ननु व्रतच्युतिं मत्वा कथं तदुपेक्षां कृत्वा प्रियमेव नेमुः? तत्राह तदशेषेति पूर्ववत्,न चैवं व्रतच्युतिं मत्वेतिकथनवैयर्थ्यमिति वाच्यं, तत्कालीनभावप्रौढिनिरूपणार्थत्वात्, अन्यथा विशेषणवैयर्थ्यापत्तिरित्युक्तमेव ॥२०½॥ तदा भगवान् सन्तुष्टः प्रादादित्याह तास्तथेति, यदि चातुर्येणावनताः स्युस्तदा सन्तुष्ट एव भवेत् परं तथावनता न तु चातुर्यार्थमतस्तथा दृष्ट्वा तथा ज्ञाने हेतुर्भगवानिति, प्रसादे हेतुर्देवकीसुत इति, तदा वासांसि ताभ्यः प्रायच्छत्, चतुर्थ्या सम्प्रदानादपूर्वदानं सूचितं, [ अत एवार्थविशेषेपि 'दाञ्दाणो'रत्र दाण एव प्रयोगः कृतो यतोस्य पूर्वनिवृत्तिरपूर्वयच्छादेशे-नापूर्वरूपवत्त्वमेवमत्रापि देवेषु केवलवस्त्रत्वनिवृत्तिमपूर्वभगवद्भावात्मककामरूपतां च सम्पाद्य तानि दत्तवानिति ज्ञाप्यतेत एव 'प्रेष्ठसङ्गम'सञ्जने वस्त्रदानमेव हेतुत्वेनोक्तं 'परिधाय स्ववासांसी'ति, अत एव 'स्व'पदमप्युक्तं नायिकानां प्रियविषयकोत्कटभावस्यैव स्वकीयत्वादन्यथा न वदेत् प्रयोजनाभावात्,] अर्थात् तासामेव प्रकर्षेण दत्तवान् यथा तासु पूर्वोक्तः कामः सिद्धो भवत्यत एव जलक्रीडादिषु वस्त्रोत्तारणपरिधाने नापेक्षिते, नन्वेवंविधवस्त्रदाने को हेतुः? तत्राह कृष्ण

ભાવાર્થ :-, સુબોધિનીજી :-૨૦

'अच्युत' એટલે કોઇ પણ અંશથી ચ્યુતિ વગરનું, પૂર્ણ શકિતવાળા એવા ભગવાનના કહેવાથી જેમને જ્ઞાન પ્રાપ્ત થયું છે. એવી વ્રજની અબળાઓ જેઓ સ્વભાવથી દોષવિનાની હતી. તેઓ વસ્ત્રવિનાના સ્નાને વ્રતનો ભંગ થએલો માનીને અને પોતાના હૃદયમાં પણ તે કહેલું સત્ય માની, તે વ્રતને પૂર્ણ કરનાર ભગવાનની ઈચ્છાને માની નમસ્કાર કર્યા.

માત્ર દેવતાના અપરાધની નિવૃતિ કરવા માટે નહિ પણ તે વ્રત અને સર્વ કર્મના સાક્ષાત્કાર રૂપ ફલરૂપે પ્રાપ્ત થએલા ભગવાનને નમસ્કાર કર્યા. ફલ પ્રાપ્ત થયું એટલે સાધનની ન્યુનતા એટલે ભગવાનને પતિ તરીકે પ્રાપ્ત કરવામાં કંઈજ પ્રતિબંધક રહયું નહિ. કેટલાક ટીકાકારા એમ કહે છે કે સાષ્ટાંગ નમસ્કાર કર્યા કારણ કે નમસ્કારથી બધા પાપો દૂર થાય છે.

દેવતાઓનો અપરાધ શાંત થયો છતાં જલમાં ક્રીડા કરવાથી કર્મ અપૂર્ણ થવાથી ફલમાં વિધ્ન આવે માટે એ બન્ને એક કાર્યથી નિવારણ થાય એમ નમસ્કાર કર્યા. અથવા ભગવાનની ઈચ્છા પૂર્ણ કરવાની ઈચ્છાથી નમસ્કાર કર્યા. વ્રતનો ભંગ એમ પ્રથમ કહેલું હોવાથી 'तत्' પદ વ્રતભંગનું સૂચક છે એમ શંકા ન કરવી. કારણ કે જો એમ કહીએ તો વ્રત અને તે સિવાયના સર્વ કર્મના ફલરૂપ ભગવાનને નિરૂપણ કર્યા છે તે વ્યર્થ થઈ જાય. વળી 'दढम प्रण्ब्धा' ઈર્ષાના હેતુ કહેવું અયોગ્ય થાય. વ્રત પૂર્ણ થયું તેને માટેજ ભગવાને કરાવ્યું તેથી અસૂયા રહેતી નથી. અસૂયાનો અપરાધ સંભવતો નથી. પણ ઉલ્ટુ તેનાથી વિપરીત ભાવનાનો સંભવ થાય છે. વ્રતની ચ્યુતિ માની પછી તેની ઉપેક્ષા કરી ભગવાનને નમસ્કાર કેમ કર્યા ? એવી શંકામાં કર્મ અને સર્વ કર્મના ફલરૂપ ભગવાન હતા. જો એમ કહેશો તો વ્રત ચ્યુતિ થઈ એમ કહેવું વ્યર્થ થસે એવી શંકામાં વ્યર્થ નહિ થાય કારણ કે સમયના ભાવનું પૌઢપણું અહીં નિરૂપણ કર્યું છે. નહિતો વિશેષણ વ્યર્થ થઈ જશે. (૨૦)

જો ચતુરાઈથી નમસ્કાર કર્યા હોત તો ભગવાન સંતુષ્ટ થાત નહિ પરંતુ આ પ્રમાણે ભગવાને કહયા કરતાં અધિક નમેલી જોઈને સતુષ્ટ થયા. ચતુરાઈથી નમન કર્યું નહતું તેથી મારો અભિપ્રાય જાણીને મારી ઈચ્છા પૂર્ણ કરવા નમસ્કાર કર્યા એમ ભગવાને જાણ્યું. કારણ કે પોતે ભગવાન હતા. કૃપા કરવાનો હેતુ એજ છે કે જેમ દેવકી ઉપર કૃપા કરી દેવકીના પુત્ર થયા તેજ પ્રમાણે કુમારીકાઓ ઉપર કૃપા કરીને તેમના પતિ થયા પછી તેમને વસ્ત્રો પ્રકર્ષથી આપ્યાં. અપૂર્વ દાન કર્યું. 'ताभ्यः' ચતુર્થી વિભકિત કહી છે. તેથી અપૂર્વ દાન કર્યું એમ સૂચન કર્યું છે. 'दा' એ પદથી આપવું કારણ કે દા માંથી દા જતો રહે તો નવો 'यच्छ' થાય છે. તેથી અપૂર્વ એટલે નવાં ભગવદાત્મક કામરૂપ વસ્ત્રો ભગવાને સંપાદન કરી આપ્યાં. તેથી જ 'पेष्ठमङ्गम सज्जिता' ૨૩મા શ્લોકમાં કહયું છે કે આ નવા વસ્ત્રો દાનનેજ હેતુરૂપ કહયાં છે.

'परिधाय स्व वांसासी' પોત પોતાના વસ્ત્રો પહેરીને તેથી સ્વ પદ કહ્યું છે. કારણ કે તેમને ભગવાન માટે ઉત્કૃષ્ઠ ભાવ ઉત્પન્ન થયો. એ ભગવાને દાન કરેલો ભાવ છે. તેથી જલક્રીડા વિષે આ વસ્ત્રો દિવ્ય હોવાને લીધે વસ્ત્રો ઉતારવાં અને જલક્રીડા પછી પહેરવાં માટે અપેક્ષા રહેતી નથી.

આ પ્રમાણે વસ્ત્ર દાનનો શું હેતું ? શંકામાં કરૂણ શબ્દથી સૂચવે છે. તેમના પર કરૂણતા કરી. દુઃખ દૂર કરવાની ઈચ્છા અને આનંદનો આવિર્ભાવ કરવાની ઈચ્છા ભગવાને ઉત્પન્ન




કરી. તો પછી મુકિત જ આપવી જોઈએ. વસ્ત્રોનું દાન શા માટે કર્યુ? શંકામાં ભગવાનને નમસ્કારથી સંતોષ થયો તેમના મુગ્ધભાવથી સાષ્ટાંગ નમસ્કારથી ભગવાનને સંતોષ થયો. અહીં તો બ્રહ્મભાવ પ્રાપ્ત થયા પછી રમણ કરવાની ઈચ્છાથી રમણને ઉપયોગી તેવા કામરૂપી વસ્ત્રનું દાન કર્યું. રસની રક્ષા માટે વસ્ત્રદાન કર્યું. આથી બીજાને આ કુમારીકાઓનું દર્શન થશે નહિ એમ સિધ્ધ થશે.

આ ગોપીજન અનેક પ્રકારનાં હતાં. વસ્ત્ર પહેરયા પછી પ્રથમની ભીન્ન ભીન્ન ભાવવાળા વાસનાઓથી તેમને દોષ કેમ ઉત્પન્ન ન થયો? એ શંકામાં હવે કહે છે.(૨૧)

इत्यच्युतेनाभिहिता व्रजाबला मत्वा विवस्त्राप्लवनं व्रतच्युतिम् ।
तत्पूर्तिकामास्तदशेषकर्मणां साक्षात् कृतं नेमुरवद्यमृग् यतः ॥२०॥
तास्तथावनता दृष्ट्वा भगवान् देवकीसुतः ।
वासांसि ताभ्यः प्रायच्छत् करुणस्तेन तोषितः ॥२१॥




શ્લોકાર્થ :-૨૨

ભગવાને તેમને અત્યન્ત છેતર્યા. તેમને શરમ છોડાવી દીધી. તેમનું અપમાન કર્યું. તેમને પુતળાની માફક કર્યા અને વસ્ત્રો પણ લઈ લીધાં છતાં તે કુમારીકાઓને ભગવાન પર ઈર્ષ્યા આવી નહિ. પણ પ્રિય ભગવાનના સંગથી અત્યન્ત આનંદ થયો. (૨૨)

પોતપોતાના વસ્ત્રો પહેરીને ભગવાનના સંગમને માટે સજ્જ થયાં. તેઓ ગૃહીત ચિત્તા થયાં. તેઓ હાલીચાલી શકયાં નહિ. અને તે ભગવાને વિષે લજ્જાવાળી દૃષ્ટિવાળાં તેઓ થયાં (૨૩)

તે ગોપીકાઓએ પોતાના ચરણસ્પર્સની ઈચ્છાથી વ્રત ધારણ કરી રાખ્યું છે. તેમનો સંકલ્પ જાણીને ભગવાન દામોદરે તે અબલાઓને નીચે પ્રમાણે કહ્યું (૨૪)

सिद्ध्यै समागत इति स्वतन्त्रतया फलदानात् कर्मसाद्गुण्यार्थमाह यत्तो यूयं धृतव्रतास्तथाभूता अपि विवस्त्रा यदपो व्यगाहत विशेषेण विलोडितवत्यः क्षोभमुत्पादितवत्यः क्रीडया वस्त्राभावेन च दृष्टादृष्टाभ्यामेतदालोडनं तत् प्रसिद्धमेव देवहेलनं, उ इति निश्चये, एवं दोषं निरूप्य प्रायश्चित्तं निरूपयत्यञ्जलिं बद्ध्वा मूर्ध्नि स्थापयित्वांहसोपनुत्तये पापनाशाय नमः कृत्वा वो युष्माकमेतद् वसनं प्रगृह्यतामिति या क्रियाशक्तिरभिमानरक्षार्थं स्थापिता सापराध-निवृत्तये योजनीया तत्रापि ज्ञानसहिता, एतावतैव देवता तुष्यति क्रियामूलस्यापि ज्ञान-शक्तिव्याप्तेः,एवंच प्रौढरूपा शक्तिरिति तद्विदः,सा चेज् ज्ञानेन व्याप्ता फलं सिद्धं कृतार्थोपि भवति

१९½॥ ताः पुनर्भगवदभिप्रायमपि ज्ञात्वोक्तादप्यधिकं कृतवत्य इत्याहेत्यच्युतेनाभिहिता ति, केनाप्यंशेन च्युतिरहितेन पूर्णशक्तिमताभिहिता उक्ता वचनद्वारा प्राप्तज्ञाना व्रजाबलाः भावतश्चातुर्यादिदोषरहिता विवस्त्राप्लवनं व्रतच्युतिं मत्वा हृदयेपि संवादं प्राप्य तत्पूर्ति- ामा न तु देवतापराधनिवृत्तिमात्रपरास्तादृशेर्थे तस्य वा व्रतस्याशेषकर्मणां च साक्षात् तं कर्मभिरयं साक्षात् फलरूपेण सम्पादितः, फले जाते साधनन्यूनता व्यर्थेति फलदृष्ट्य- ादृशं भगवन्तं नेमुर्भगवते नमस्कारं कृतवत्यः, साष्टाङ्गप्रणाममिति केचित्, तथा करणे हेतु- र्तोवद्यमृगवद्यमार्जनं यतो नमस्काराद् भवति, देवतापराधे शान्तेपि कर्मच्छिद्रस्य जातत्वात् लं न भविष्यतीत्युभयमेकेन यथा भवेत् तथा कृतवत्यः, यद्वा तस्य भगवतः पूर्तिकामा त्यर्थः, न च व्रतच्युतिमितिपूर्वोक्तत्वेन तत्परामर्श एव तत्पदेनाकारीति वाच्यं, व्रततदन्या- ेषकर्मफलत्वेन भगवन्निरूपणवैयर्थ्यापत्तेः, किञ्च 'दृढं प्रलब्धा' इत्याद्यसूयाहेतूक्त्यनुपपत्तिः, तपूर्तिपक्षे तदर्थमेव सर्वमुक्तं भगवता कारितं चेत्यसूयाहेतुत्वाभावात् तेषां,न हि स्वहितवाचा ृत्या वा तदारोपः सम्भवति प्रत्युत तद्वैपरीत्यमिति, ननु व्रतच्युतिं मत्वा कथं तदुपेक्षां ृत्वा प्रियमेव नेमुः? तत्राह तदशेषेति पूर्ववत्,न चैवं व्रतच्युतिं मत्वेतिकथनवैयर्थ्यमिति ाच्यं, तत्कालीनभावप्रौढिनिरूपणार्थत्वात्, अन्यथा विशेषणवैयर्थ्यापत्तिरित्युक्तमेव ॥२०½॥ दा भगवान् सन्तुष्टः प्रादादित्याह तास्तथेति, यदि चातुर्येणावनताः स्युस्तदा सन्तुष्ट एव वेत् परं तथावनता न तु चातुर्यार्थमतस्तथा दृष्ट्वा तथा ज्ञाने हेतुर्भगवानिति, प्रसादे तुर्देवकीसुत इति, तदा वासांसि ताभ्यः प्रायच्छत्, चतुर्थ्या सम्प्रदानादपूर्वदानं सूचितं, अत एवार्थविशेषेपि 'दाञ्दाणो'रत्र दाण एव प्रयोगः कृतो यतोस्य पूर्वनिवृत्तिरपूर्वयच्छादेशे- ापूर्वरूपवत्त्वमेवमत्रापि देवेषु केवलवस्त्रत्वनिवृत्तिमपूर्वभगवद्भावात्मककामरूपतां च सम्पाद्य ानि दत्तवानिति ज्ञाप्यतेत एव 'प्रेष्ठसङ्गम'सञ्जने वस्त्रदानमेव हेतुत्वेनोक्तं 'परिधाय स्ववासांसी'ति, त एव 'स्व'पदमप्युक्तं नायिकानां प्रियविषयकोत्कटभावस्यैव स्वकीयत्वादन्यथा न वदेत् योजनाभावात्,] अर्थात् तासामेव प्रकर्षेण दत्तवान् यथा तासु पूर्वोक्तः कामः सिद्धो भवत्यत व जलक्रीडादिषु वस्त्रोत्तारणपरिधाने नापेक्षिते, नन्वेवंविधवस्त्रदाने को हेतुः? तत्राह करुण

ावार्थ :-, सुબોધિનીજી :-૨૨

હીં આ વિચાર કરવામાં આવે છે કે તેમને લૌકિક દૃષ્ટિ થઈ કે નહિ ? ભગવનાના વચનમાં મને વિશ્વાસ આવ્યો. તેમને ભગવાન માટે સ્નેહ થયો, પોતાના દોષની 'ताभ्यः' થઈ. ગવાન પર આત્મપણું થયું. દોષને દૂર કરવાના ઉપાયમાં નમસ્કાર યોગ્ય લાગ્યો. એમ જો ન ાત તો જે નિરભિમાની થઈ ગયાં હતાં તેમને ફરીથી ભગવત્સંગની ઈચ્છા થાત નહિ. તમે સ્ત્ર વગર જલમાં વિહાર કર્યો. એ વચનોથી તેમને છેતર્યાં અહીં આવીને પોતે પોતાનાં વસ્ત્રો ઈ જાવ એ વાકયોથી તેમને શરમ છોડાવી જે લજ્જા તેમનું સર્વસ્વ હતું. આ પ્રમાણે દોષનો




આરોપ મૂકયો. અને બીજા વાકયથી તેમનામાં ગુણનો અભાવ બતાવ્યો. જો તમે મારી દાસીઓ હો એ વાકયથી તેમને નિરૂત્તર કર્યાં. અને તેમનું અપમાન કર્યું. મસ્તક ઉપર હાથ જોડીને એ વાકયથી પુતળી જેવાં બનાવ્યાં. બાળક જેમ કહે છે તેમ કર્યું. વળી તેમનાં વસ્ત્રો લઇ લીધાં. આ પ્રમાણે પાંચ પ્રકારે દોષો ભગવાને કર્યાં. છતાં પણ ભગવાન ઉપર તેમને ઈર્ષ્યા થઈ નહિ. ઈર્ષ્યા તો હૃદયમાં દુઃખ થાય તોજ થાય પણ ભગવાનના આ વાકયો તો ઠંડક આપનારાં હતાં. ભગવાને પોતાના સ્વરૂપથી જ આનંદ પ્રાપ્ત કરાવ્યો છે. તેથી તેમને દુઃખ ઉત્પન્ન થઈ શકે નહિ. તેઓ ભગવાનથી અત્યન્ત સુખ પામ્યાં. વળી ભગવાનના આધિદૈવિક વાકયોથી પણ અપમાન કહી શકાય નહિ કારણ કે પ્રિય ભગવાનના સંગથી વસ્ત્ર દ્વારા ભગવાનનો સંગ થયો તેથી અત્યન્ત આનંદમગ્ન થયાં. પ્રમેયબલ આગળ પ્રમાણબળ દુર્બલ થઈ ગયું. પ્રમેય એટલે ભગવાનના સ્વરૂપનું બલ તે પ્રમેયબલ. તેની આગળ પ્રમાણબલ ભગવાનના વચનનું બલ દુર્બલ થઈ ગયું. આથી 'प्रायच्छत्' એ પદ મૂકેલ છે. એનો અર્થ એવો છે કે તેમને પોતેજ વસ્ત્રો પહેરાવ્યાં. કરૂણાપદથી અશ્રુ લુછયાં, માથે હાથ મૂકવો પરથી તેમને અત્યન્ત સંતોષ થયો. તેથી ભગવાન પર દોષનો આરોપ કર્યો નહિ. (૨૨)

પછી જે થયું તે હવેના શ્લોકથી કહે છે.

પોતપોતાના વસ્ત્રો પહેરીને શ્રેષ્ઠ ભગવાનના સંગમ માટે કામ પુરૂષાર્થ સિદ્ધ કરવા માટે તેઓ સજ્જ થયાં. તેઓ રસની ખાણરૂપ થયાં. જો એમ ન માનો તો શૃંગાર રસના આશ્રયનો ભંગ થાય અથવા ક્ષીણરસ ઉત્પન્ન થાય. આ પ્રમાણે દેહની વ્યવસ્થા નિરૂપણ કરી. હવે તેમના અન્તઃકરણની વ્યવસ્થા કહે છે તેઓ 'गृहीतचित्ता' થયાં એટલે કુમારીકાઓએ ભગવાનના ચિત્તનું ગ્રહણ કર્યું. 'संबंधित' કર્તાના જ્ઞાનથી કોનું ચિત્ત ગ્રહણ કર્યું ? તો કુમારીકાઓએ ભગવાનું ચિત્ત ગ્રહણ કર્યું. એટલે વસ્ત્ર પહેરવાથી તેમને ભગવાનનો અભિપ્રાય જાણ્યો. અને ભગવાને તેમનું ચિત્તનું ગ્રહણ કર્યું. એ પ્રમાણે ચિત્તના અદલાબદલીથી અંકુર એટલે સ્મરની બીજી દશા ઉત્પન્ન થઈ. પછી ક્રિયા શકિત કુંઠીત થઈ ગઈ. તે ચાલી શકયાં નહિ. વળી જ્ઞાન શકિત પણ કુંઠીત થઈ ગઈ. 'कज्जायितक्षणाः' થયાં એટલે જેમનાં નેત્રો લજ્જાથી ભગવાનને અર્પણ થયાં છે તેવાં તેઓ થયાં.

કેટલાક ટીકાકારો કહે છે કે પહેલાના દોષના અનુંસંધાનમાં પહેલાં બોલાવેલ છતાં આવ્યાં નહિ તે દોષથી એવા ભાવવાળી થઈ. તેવી રીતે તેમનાં શરીર, અન્તઃકરણ અને ઇંદ્રિયોનું વૃત્તિનું નિરૂપણ કર્યું હતું. (૨૩)

પછી જે ઉચિત હતું તે ભગવાને કર્યું. તે હવે કહે છે.

મનો સંકલ્પ જાણીને બોલ્યા એમ સંબંધ છે. ભગવાન સર્વ સામર્થ્યયુકત હોવાથી તે યોગ્ય ય તે કરશે એ સિદ્ધ જ છે. સંકલ્પને ઉત્પત્તિથી અને યુકિતથી બંને રીતે જાણ્યો એમ 'विसाय' ૃથી કહે છે. તે ગોપીજન લૌકિક સ્ત્રીને માફક વિવાહ માટે આવ્યાં ન હતાં તેમ લોકથી રૂદ્ધ થઈને પણ આવ્યાં ન હતાં. જ્ઞાન પ્રાપ્ત કરવા પણ આવ્યાં ન હતાં. કિન્તુ તેઓ ભકિત ટે જ આવ્યાં હતાં. તે 'स्वपादस्पर्सकाम्यया' પદથી કહે છે. 'स्वस्य' એટલે ગવાનના બીજાના નહિ અને તેમાં ભકિતથી જ માત્ર ચરણસ્પર્શની ઈચ્છાથી જ . તે કિતમાં પણ શ્રવણથી તેમની ઈચ્છા ન હતી. માત્ર ઈચ્છા જ તેમની ન હતી. પણ તેને ટે દેહ, ઈંદ્રિય વિગ્નો વિનિયોગ પણ તેમને કર્યો હતો તે 'धृतव्रतानाम' એ પદથી કહે છે. મને કાત્યયાની પૂજાનું વ્રત જેમને ધારણ કર્યું છે. તે વ્રતની નિવૃત્તિ થઈ નથી એમ સૂચવ્યું 'संकल्प' એટલે મનનો નિયમ આથી શરીર, મન, ઈંદ્રિય વિગેરેનો સંધાત ઉત્તમ ભકિત ટે જ હતો તે ભકિત સિદ્ધ થાય તેનો ઉપાય ભગવાન કહે છે. એ પ્રમાણે વિચાર કરીને વાનું પ્રયોજન શું?

ાંકામાં ભગવાન દામોદર હતા. તે પદથી ભગવાન યશોદાને વશ હતા તેમ નિરૂપણ કર્યું. જો ોદાને વશ થયા હતા તો અહીં ગોપીકાઓને વશ થસે એમ સૂચવ્યું છે. તેઓ અબલા થઈ ાં હતાં. આ પદ રસનો બોધ કરનાર છે. રસને લીધે કામ સર્વ અંગમાં વ્યાપ્ત થઈ જવાથી ો અબલા થઈ ગયા હતા. ભગવાન પણ ગોપીકાઓને દામોદર પદથી વશ થઈ ગયા ા. આમ અન્યોન્ય વશપણું સૂચવ્યું છે. (૨૪)

ના હૃદયમાં પોતાનો અભિપ્રાય ભગવાનને જણાવવો એમ જે હતું તેને માટે કહે છે કે ારો સંકલ્પ મેં જાણ્યો છે. તે 'संकवपविदित' એ શ્લોકથી કહે છે.

सङ्कल्पो विदितः साध्व्यो भवतीनां मदर्चनात् ।
मयानुमोदितः सोऽसौ सत्यो भवितुमर्हति ॥ २५॥
न मय्यावेशितधियां कामः कामाय कल्पते ।
भर्जिताः क्वथिता धाना भूयो बीजाय नेशते ॥२६॥



કાર્થ :-૨૫

ાધ્વીઓ ! તમે કરેલી મારી પૂંજાથી તમારો સંકલ્પ મારા જાણવામાં આવ્યો છે. તે સંકલ્પને મનુમોદન આપ્યું છે. તેથી તે સત્ય થવાને યોગ્ય છે.(૨૫)

મારે માટે જેમની બુદ્ધિનો આવેશ થયો છે તેમનો કામ બીજા કામને ઉત્પન્ન કરી શકતો નથી, જેમ ભૂંજેલી અને બાફેલી જવની ધાણી ફરીથી બીજને ઉત્પન્ન કરી શકતી નથી.(૨૬)

तत् करिष्यतीति सिद्धं, उत्पत्त्या चोपपत्त्या च ज्ञातवानिति विशब्दार्थः, तत्र विषयनिर्धारमाह, न हि ता लौकिका इव विवाहार्थमागता नापि लोकविरोधेन नापि ज्ञानार्थं किन्तु सर्वथा विचारेण भक्त्यर्थमेवागतास्तदाह स्वपादस्पर्शकाम्ययेति, स्वस्य भगवत एव तत्रापि भक्तिरेव भक्तावपि स्पर्श एव न तु श्रवणादिसख्यपर्यन्ता तस्या एव कामना, न केवलं कामनामात्रं तदर्थं देहेन्द्रियादीनामपि विनियोगं कृतवत्य इत्याह धृतव्रतानामिति, धृतं कात्यायन्यर्चनव्रतं याभिः,धारणे व्रतनिवृत्तिर्निराक्रियतेन्यथा कृतव्रतानामित्येवोक्तं स्यात्,सङ्कल्पो मानसो नियमः, अनेन सर्वोपि सङ्घात एतासामुत्तमभक्त्यर्थमेवेति निश्चित्य पश्चादाह यथा भक्तिर्भवति तथोपायं, नन्वेवं निर्बन्धकथने को हेतुः? तत्राह दामोदर इति, अनेन गोपिकावश्यता निरूपिता यत्र तथा वश्यो जातस्तत्रैवमपि वश्यो भविष्यतीति, प्रथमतस्तासां सम्बोधनमाहाबला इति, रससम्बोधनमेतदुभयोरन्योन्यवशत्वज्ञापकं भगवान् दामोदरस्तास्त्वबला इति ॥२४½॥ तासां हृदये स्वाभिप्रायो ज्ञापनीय इति यदासीत् तत्राह सङ्कल्पो विदित इति, भवतीनामभिप्रायो विदितः, अनेन न वक्तव्य इति ज्ञापितं, अन्यथा रसस्त्वपुष्टः स्यादत एव भगवानपि नोच्चारयति तत्रायुक्तः सङ्कल्प इतिशङ्कां वारयति साध्व्य इति, साध्वी सर्वदोषविवर्जिता पतिव्रतेति यावत्, अतोधिकारिणा कृतः सङ्कल्पः सफलो भवति, अनेनान्यस्मै देयाः केनाप्यंशेन विनियोगान्तरं च निवारितं, भवतीनां च सर्वासामेव ज्ञातस्वरूपाणां, यद्यपि कात्यायन्यर्चनेनायमर्थः सिद्धस्तथापि मदर्चनाद् द्वितीयवारमहमेवार्चितः, प्रबुद्धा हि देवतार्च्यत इति तदैव ज्ञानं परमर्चनं मत्स्पर्शि न भवतीत्यसत्यो भवति देवताज्ञाव्यतिरेकेण च कृतेति फलदोपि न भवति, तदिदानीं सन्तोषाद् द्वयं पूर्यते, मयानुमोदित इति, तत्र मयानुमोदित इति स सङ्कल्पोनु पश्चान्मोदित इति मोदं प्रापितः स प्रसिद्धः पूजायामभिव्यक्तो भावपूर्वकदृष्टिपूर्वकपुष्पादिपदार्थानां भाविते भगवति समर्पणरूपः स त्ववस्तुसमुदायरूप इत्यसत्य एव स्वरूपतो ज्ञापकः परं जातः, तज्ज्ञापितमाहासाविति, इदानीमहं प्रत्यक्षोन्तःकामश्च दत्तो भावोद्धारिणी दृष्टिश्चेयं, निवेद्यं तु सर्वमेवातः पूर्वाकृतितुल्यमेतत् साम्प्रतं जायमानं सर्वमेवासावित्युच्यते, स स्वरूपतः सत्योपि फलतोपि सत्यो भवितुमर्हति, सत्यात् सत्यं फलमुचितमिति,अतो योग्यत्वादेव फलं भविष्यति न चिन्ता कर्तव्येतिभावः, अनेन कार्याधीनत्वाद् गोपिकाधीनमेव फलमिति वाचनिकोपि सन्देहो निवारितः ॥२५½॥ ननु कालान्तरेन्यां सामग्रीं प्राप्येयं सामग्री विशकलिता पूर्वावस्थामेव प्राप्स्यति न त्वेवंरूपा स्थास्यतीत्याशङ्क्य सामान्यन्यायेन परिहरति न मयीति, अयं सामग्र्याः संस्कारो यथा संस्कृतो ब्राह्मणोसंस्कृतैरपि सहितो नासंस्कृतो भवति नापि पुनःसंस्कारो भवत्यतो भगवति समर्पिता सर्वा सामग्री भगवदीया जाता, कोटिसूर्याधिकज्ञानाग्निरूपो भगवांस्तत्र सर्वं बुद्ध्यधीनमिति बुद्धिश्चेत् समर्पिता तदा सर्वमेव समर्पितमिति बुद्धिसमर्पणमेवाह मय्यावेशित-




ભાવાર્થ :-, સુબોધિનીજી:-

મારો અભિપ્રાય હું જાણી ગયો છું. તમારે કહેવાની કંઈ જ જરૂર નથી. જો કહે તો રસ પુષ્ટ ન થાય તેથી ભગવાન પણ તેનો ઉચ્ચાર કરતા નથી. સાધ્વી એટલે સર્વ દોષથી મુક્ત એટલે પતિવ્રતા તેમનો સંકલ્પ સફળ થાય છે એમ સૂચવ્યું છે. તમને કોઈ અન્યને આપી દઈશું અથવા તમારો ઉપયોગ કર્યા પછી કોઈ અન્યને આપી દઈશું. વિગેરેનું નિવારણ કર્યું. 'ભવતીનામ્' એટલે તમે સર્વે જેનું સ્વરૂપ જાણવામાં આવ્યું નથી તે છતાં બીજીવાર તમોએ મારૂં પૂજન કર્યું. દેવતા જયારે જાગૃત થઈ ગયા હોય ત્યારે પૂંજનારના સંકલ્પનું જ્ઞાન તેમને તે વખતે થાય છે પણ તે પૂંજન ભગવાનથી કરેલું હોવાથી તેના સાક્ષાત સ્પર્સ મને ન થએલો હોવાથી તે સંકલ્પ અસત્ય થાય. વળી દેવતાની આજ્ઞા વિના પૂજા કરેલી હોવાથી તે ફલદાયી થતી નથી. માટે હાલ સંતોષને લીધે બંને ખામીઓ દૂર કરે છે. સંકલ્પને સ્વરૂપથી અને ફલથી પૂર્ણ કરી આપે છે. તે મેં અનુમોદન કર્યું છે તે પદથી કહે છે. તેથી સંકલ્પ મારા મોહથી પ્રાપ્ત થએલો છે. તે સંકલ્પ ભગવાનથી સિદ્ધ થયેલો હોવાથી પુષ્પો --થી ભગવાનના સાક્ષાત સ્વરૂપમાં તેનું સમર્પણ થએલું ન હતું. તેથી તે અસત્ય હતો. પરંતુ હવે સ્વરૂપથી સત્ય થઈને ફલ અપાનારો થયો છે. હાલમાં હું પ્રત્યક્ષ છું. અંતઃકામનું તમને દાન કર્યું છે અને નિવેદન કરવાથી તે તમારૂં સ્વસ્વ છે. તે સંકલ્પ સ્વરૂપથી સત્યફલ જ ઉચિત છે. માટે ચિંતા કરવી નહિ એ ભાવ છે. આથી તે સંકલ્પ ગોપીકાઆના કાર્યને આધિન હોવાથી ફલ પણ ગોપીકાઓને આધીન છે. એમ સંદેહનું નિવારણ કર્યું. સમય જતાં અન્ય સામગ્રી એટલે ભગવાનાને અસર્મપિત સંધાતનો સંગ થવાથી આ ભગવાનને સમર્પિત સંધાત પણ ભેળશેળ થવાથી પૂર્વ અવસ્થાને પ્રાપ્ત થશે અને આવો રહેશે નહિ. એવી શંકામાં સમાધાનમાં સામાન્ય ન્યાયથી નીચેનો શ્લોક કહે છે. (૨૫)

આ સામગ્રી એટલે ભગવાન વિષે બુદ્ધિનો આવેશ સંધાતનો આવેશ છે. તે કારણને લીધે જેમ એકવાર સંસ્કાર પોમેલો બ્રાહ્મણ, નહિ સંસ્કાર પામેલા સાથે મળવા છતાં તેનો સંસ્કાર લુપ્ત થતો નથી અને તેને ફરીથી સંસ્કારની જરૂર પડતી નથી. તેવી રીતે અહીં પણ બુદ્ધિનો આવેશ સંસ્કારરૂપ હોવાથી ભગવાનને અર્પાણ કરી બધી સામગ્રી ભગવદીય થએલી હોવાથી તે પણ સંસ્કાર વગરની થતી નથી. ભગવાન કરોડો સૂર્યના કરતાં અધિક જ્ઞાનાગ્નિરૂપ છે. માટે સર્વ બુદ્ધિને આધીન હોવાથી જો બુદ્ધિનું અર્પાણ કર્યું તો સર્વ અર્પાણ થઈ ગયું. તેથી બુદ્ધિનુંજ અર્પાણ અહીં 'मय्यावेशितधियाम्' એ પદથી કહેલું છે. ભગવાન પર બુદ્ધિ સ્થાપન કરેલી છે. બુદ્ધિને આધિન કામ છે. ઈચ્છા જ્ઞાનને આધિન છે એટલે શ્રુતિઓમાં 'સર્વ મન જ' છે. સર્વ મનનો ધર્મ હોવાથી નિરૂપાણ કરેલું છે. વળી મનથી પર બુદ્ધિ છે. તેથી બધું બુદ્ધિને

આધિન છે. જેમ રાજાને પકડવાથી આખું રાજ્ય પકડનારને આધિન થાય છે. તેમ બુદ્ધિ ભગવાનમાં નિવેદન કરવાથી બધાનું નિવેદન ભગવાનમાં થઈ જાય છે. તેથી પૂર્વાનું સ્વરૂપ જે હતું તે રહેતું નથી પણ ભગવદીય થઈ જાય છે. કામ પુરૂષાત્મક છે. શ્રુતિમાં કહ્યુ છે કે આ પુરૂ કામમય છે જે કામ કામને માટે યોજાતો નથી તો આગળ તે સંધાતમાંથી બીજો સંધાત (શરીર) ઉત્પન્ન થતો નથી. પરંતુ તે સંધાત (શરીર) છેલ્લો સંધાત થાય છે. કારણ કે બુદ્ધિની સાથે કામ બળી જાય છે. સંધાત કામમય છે. ત્યાં દૃષ્ટાંત આપી સમજાવે છે કે જવ વિગેરેને ભૂજવાથી (અગ્નિઆપવાથી) ધાણી થઈ જાય છે. જેમ ધન ધનને ઉત્પન્ન કરે છે. તેમ જવ જવને ઉત્પન્ન કરે છે. પણ ધાણીની અવસ્થામાં તે બીજા જવને ઉત્પન્ન કરી શકતું નથી. જ્યાં સુધી ધન રહે છે એટલે જવ રહે છે ત્યાં સુધી તેમાંથી બીજા જવો ઉત્પન્ન કરે છે. પણ ધનને જવને ભૂજવાથી તેનું સ્વરૂપ બદલાઈ ધાણી થઈ જાય છે. પછી તે જવને ઉત્પન્ન કરી શકતું નથી. પૂર્વાવસ્થાનોત્યાગ કરીને જે સંબંધ માત્રથી તહીયા તેના થઈ રહે છે તે તેનું કાર્ય કરતા નથી. કેટલાક બીજોની શકિત કેવળ અગ્નિથી જતી નથી પણ જલ અને અગ્નિનો સંયોગ થાય ત્યારે જાય છે. તેથી '**कथिता**' બાફેલા પદ મૂકયું છે. આ દૃષ્ટાંત માત્ર છે. જેટલું સમર્પણ કરવાથી બીજ શકિત જતી રહે છે. તે ધાણી થઈ જવાથી એટલે ફરીથી બીજ ઉત્પન્ન કરવા સમર્થ નથી. શ્રુતિમાં કહ્યું છે કે અન્ન ધાનામાં લીન થઈ જાય છે. અને ધાના જમીનમાં લીન થઈ જાય છે. ત્યાં ધાણા એટલે ચોખા કહ્યા છે. માટે મને સર્મપણ કરેલો કામ ફરીથી બીજા કામને ઉત્પન્ન કરશે નહિ. એટલે પૂર્વાવસ્થા પ્રાપ્ત થસે નહિ. જો પૂર્વાવસ્થાને પ્રાપ્ત થાય તો બીજા કામને બીજને ઉત્પન્ન કરે જ. (૨૬)

એ પ્રમાણે અધિક ન્યાયથી તમારામાં ભગવદભાવરૂપ અધિકતાનો પ્રવેશ થએલો છે. તેથી તમો જયાં હસો ત્યાં તમને પ્રાકૃત અવસ્થા પ્રાપ્ત થસે નહિ. માટે તમો જાઓ એમ હવે કહે છે

यातावला व्रजं सिद्धा मयेमा रंस्यथ क्षपाः ।
यदुद्दिश्य व्रतमिदं चेरुरार्याचनं सतीः ॥२७॥




॥ श्रीशुक उवाच ॥

इत्यादिष्टा भगवता लव्धकामाः कुमारिकाः ।
ध्यायन्त्यस्तत्पदाम्भोजं कृच्छ्रान् निर्विविशुर्व्रजम् ॥२८॥

શ્લોકાર્થ :-૨૭

હે અબલા ! તમે વ્રજમાં જાઓ. તમારા મનોરથ સિદ્ધ થયા છે. હે સતીઓ ! દેવી કાત્યાયતીનું પૂજનરૂપ આ વ્રત તમે કર્યું. તે રમણની રાત્રીઓ જેનું દર્શન હું તમેને કરાવું છું. તે રાત્રીઓમાં



તમે મારી સાથે રમણ કરશો. (૨૭)

આ પ્રમાણે કુમારીકાઓ કે જેમનો કામ સિદ્ધ થયો હતો તેમને ભગવાને આજ્ઞા કરવાથી બહુ દુઃખ પામીને ભગવાનના ચરણકમલનું ધ્યાન કરતાં વ્રજમાં ગયાં (૨૮)

**धियामिति**,न केवलं समर्पिता किन्त्वावेशिता तदुपर्येव स्थापिता बुद्ध्यधीनः **काम** इच्छा हि ज्ञानाधीनेति "कामः सङ्कल्प" इत्यादिश्रुतौ "सर्वं मन एवे"तिनिरूपणं मनोधर्मत्वात् "मनसस्तु परा बुद्धि"रतो बुद्ध्यधीनं सर्वं,यथा राजनि निगृहीते राज्यमेव तदधीनं भवत्येवं बुद्धौ निवेदितायां सर्वमेव निवेदितमतः पूर्वावस्थायां यद् रूपं तत् तेषां न भवति, कामो हि पुरुषात्मकः "काममय एवायं पुरुष" इतिश्रुतेः,यदि कामः कामाय न क्लृप्तस्ततोग्रे तस्मात् सङ्घातान् न सङ्घातान्तरमुत्पत्स्यते किन्तु स एवान्तिमः सङ्घातो भवति धिया सह कामस्यापि दग्धत्वात्, काममयश्च सङ्घातः, तत्र दृष्टान्तेनावेशनमात्रेण तस्याकार्यत्वं साधयति **भर्जिता** इति, यवादयो हि भर्जिता धाना भवन्ति धानास्तु भ्रष्टयवा इति, धनं हि धनोत्पादकं तथा यवा यवोत्पादका न तु धानावस्थायां, अतः पूर्वावस्थां परित्यज्य ये सम्बन्धमात्रेण तदीया भवन्ति ते न तत्कार्यं कुर्वन्ति, केषाञ्चिद् बीजानां केवलाग्निना बीजशक्तिर्न गच्छति तेषां जलाग्निसंयोगेन गच्छतीति **क्वथिता** इत्युक्तं, उपलक्षणमेतद् यावता यस्य बीजशक्तिर्गच्छति ततस्तदनन्तरं तत् कार्यक्षमं न भवतीत्यतो **धाना जाता भूयो बीजाय नेशते** न समर्था भवन्ति, "अथ वान्नं धानासु लीयते धाना भूमौ प्रलीयन्त" इत्यत्र 'धाना'शब्देन बीजात् तण्डुलानीत्यत्रापि तथैवेति ज्ञेयं, तेन 'भर्जिता' इत्युक्तिः,अतो मयि समर्पितः कामः पुनः कामान्तरं न जनयिष्यति,सुतरां पूर्वावस्थां न प्राप्स्यति, तथा सति जनयेदेवा'धिकं तत्रानुप्रविष्ट'मिति ॥२६½॥ यत्र क्वापि तिष्ठन्तु न प्राकृतत्वं भविष्यत्यतो गच्छतेत्याह **याताबला** इति, पुनः स्वकीयत्वेन सम्बोधनं स्नेहं सूचयति सह पर्यटनं तु बलकार्यं यथा भूमिर्नान्यत्र नीयते भौमा एव च नीयन्ते तथापि संस्कारार्थं कर्षणवत् क्रियया व्याप्रियत इति भवानेव वा स्थित्वा तथा करोत्वित्याशङ्क्याह **सिद्धा** इति, न भवतीषु किञ्चित् साध्यमस्ति किन्तु सिद्धा एव भवत्यः,अतो **व्रजं यात** गच्छत,अलौकिकीं च दृष्टिं दत्वाह **मयेमा रंस्यथ क्षपा** इति, इमाः परिदृश्यमाना क्षपा मय्येव विद्यमानाः क्षपा रात्रीर्मया सह रंस्यथ रमणं करिष्यथ,अत्यन्तसंयोगे द्वितीया,रमणसहितास्ताः प्रदर्शिता इति न सन्देहः, नन्वेतदेव कथं फलं नित्यसम्बन्धोन्यो वाहोरात्रसम्बन्धः कथं नोच्यते इत्याशङ्क्याह **यदुद्दिश्येति**, रमणमेवोद्दिश्येदं व्रतं चेरुरार्यायाः कात्यायन्या अर्चनलक्षणं, स्वार्चनस्य तु सत्यत्वे विनियोगो रमणं तु तद्व्रतफलं तत्र तु मास एव नियामको रात्र्यन्ते च पूजनमतो रात्रावेव परिमितकाले रमणं न दिवसे नाप्यपरिमितकाले, किञ्च सतीर्हि सतीरूपाः, पूर्वसवर्णोत्र, सतीनां न दिवसे रमणं नापि सर्वदा यथेष्टमिति, अतो विवाहितान्यायेन रमणं भविष्यतीतिभावः,प्रथमवाक्यसमागमने तु भगवदाज्ञाकरणादक्षयमेव फलं भवेत् कर्मफलं तु क्षयिष्णु




॥२७½॥ ततो भगवताज्ञप्ता आज्ञोल्लङ्घनभीता व्रजं गता इत्याह इत्यादिष्टा इति, यद्यपि कामो महांस्तथापि भगवदिच्छया बाध्यते मनोरथश्च प्राप्तः परं साक्षाद्विवाहाभावात् कुमारिका एव,

ભાવાર્થ :-, સુબોધિનીજી :-૨૭

ફરીથી સ્વકાયપણાથી સંબોધન કર્યું છે તે સ્નેહ સૂચવે છે. મારી સાથે પર્યટન કરવું તે બલનું કાર્ય છે અને તમો અબલાઓ છો. જેમ પૃથ્વીને બીજે સ્થળે લઈ જવાતી નથી પણ તેના ઉપર ઉગેલા અડચણ દૂર કરનારા અંકુરાને દૂર લઈ જવાય છે. તેમ તમને દૂર લઈ જવાની જરૂર નથી.

અહીં શંકા થાય છે કે છતાં પૃથ્વી ઉપર ખેડવાની ક્રિયા તો થાય છે. તમે તમો અહીં રહીને તેવો વ્યાપાર અમારી સાથે કરવો જોઈએ તેના ઉત્તરમાં કહે છે કે તમે સિદ્ધ થયાં છે. તમારે બીજુ સિદ્ધ કરવાનું રહેતું નથી. તમો સિદ્ધ છો એટલે તમો વ્રજમાં જાઓ.

અલૌકિક દૃષ્ટિનું દાન કરી ભગવાન કહે છે કે આ રાત્રીઓમાં મારી સાથે તમે રમણ કરશો. તેનું દર્શન હું તમને કરાવું છું. જે રાત્રીઓ મારે માટે રહેલી છે. તેમાં તમે મારી સાથે રમણ કરશો. રમણસહીત રાત્રીઓનું દર્શન કરાવ્યું છે. એટલે રમણમાં સંદેહ નથી. આજ ફલ કેમ આપ્યું ? તેવી શંકામાં નિત્ય સંબંધ કેમ ન આપ્યો? તેના ઉત્તરમાં જો નિત્ય સંબંધ આપ્યો હોત તો તેમને વિપ્રયોગનો અનુભવ ન થાત - નિત્ય સંબંધ એટલે રાત્રી અને દિવસે કેમ સંબંધ ન આપ્યો?

તેના ઉત્તરમાં કાત્યયની દેવીનું પૂજા તો તેમની ભાવનાનો મનોરથ સત્ય કરવામાં ઉપયોગી થઈ હતી. રમણ કાત્યાયની વ્રતનું ફલ હતું. તેમાં માસ જ નિયામક હતો. અને રાત્રીના અંતે પૂજન કર્યું હતું. તેથી નક્કિ કરેલ સમયે જ રમણ થયું. વળી તમે સતીરૂપ છો. સતીઓનું દિવસે રમણ થઈ શકે નહિ અને દરરોજ રમણ તેમને દૃષ્ટિ પણ નથી. તેથી વિવાહીત ના ન્યાયથી રમણ થસે એવો ભાવ છે.

પ્રથમ વાકય પ્રમાણે ભગવાને જયારે કહ્યું ત્યારે આવ્યાં હોત તો ભગવાનની આજ્ઞા પાળવાથી અક્ષયફલ થાત. કર્મનું ફલ તો ક્ષયવાળું જ હોય છે. (૨૭)

પછી ભગવાનની આજ્ઞાથી તેઓ વ્રજમાં ગયાં. કારણકે આજ્ઞાનું ઉલ્લઘન કરવામાં તેમને બીક લાગતી હતી. તે હવે કહે છે

જો કે તેમનો કામ રમણનો હતો. તે રમણ તો હજુ થયું નથી. તો પછી 'कष्धकामाः' એમ

કેમ કહેવાય ? તેના ઉત્તરમાં કહે છે કે તેમનો મનોરથ તો મોટો હતો તો પણ ભગવદ ઈચ્છાથી તેનો બાધ થયો હતો. પણ ભગવાન પતિ થાઓ એ તેમનો મનોરથ તો પ્રાપ્ત થયો હતો. પરંતુ વિવાહ ના અભાવે તેઓ કુમારીકાઓજ રહ્યાં હતાં. તેમને રસાન્તર થયો નહતો તે માટે 'ध्यानास्तत्पदाम्भोजम्' એ પદથી કહે છે. હૃદયમાં ભગવાનના ચરણકમળનું તેઓ ધ્યાન કરતાં હતાં. વચમાં બહુ દુઃખ થયું. ત્યાંથી જઈ શકયાં નહિ. જેમ તેમ કરીને વ્રજમાં ગયાં. ઘેર જવાની આજ્ઞાથી તેમને એટલો બધો તાપ થયો કે ભગવાનના ચરણકમળનું ધ્યાન કર્યું. જો તેમ ન કરત તો તેમને જીવવું અશકય બનત. પણ તે ધ્યાનને લઈને તાપ દૂર કરવાનું ગુણ હોવાથી જીવન ટકી રહ્યું. તે ધ્યાન મરણના પ્રતિબંધમાંજ ખપી ગયું. પણ તાપને દૂર કરી શકયું નહિ. તેથી અઠાવીસમાં શ્લોકમાં તેમનું અર્ધ ભકિતનું નિરૂપણ કર્યું. તત્વનો અતિક્રમ પણ કહયો. (૨૮) હવે ગોપોને ભગવાને જ્ઞાન આપ્યું તેવું નિરૂપણ કરવામાં આવે છે. જ્ઞાન એટલે પોતાનો સર્વ સંધાત પરોપકાર માટે હોવો જોઈએ. જો તેવું જ્ઞાન ન થાય તો અનર્થ થાય. જો તેઓ આ સમજે તો વ્રજની સર્વ વસ્તુ ભગવાન માટે જ છે. તે હેતુથી તેમનો પરોપકારરૂપ વિદ્યાનું પ્રથમ પર્વ છે. તેનું જ્ઞાન આપવાને બીજા સ્થાનમાં ગયા તે હવે કહે છે.(૨૮)



अथ गोपैः परिवृतो भगवान् देवकीसुतः ।
वृन्दावनाद् गतो दूरं चारयन् गाः सहाग्रजः ॥ २९ ॥
निदाघार्कातपे तिग्मे छायाभिः स्वाभिरात्मनः ।
आतपत्रायितान् वीक्ष्य द्रुमानाह व्रजौकसः ॥ ३० ॥
हे कृष्ण स्तोक हे अंसो श्रीदामन् सुबलार्जुन ।
विशालर्षभ तेजस्विन् देवप्रस्थ वरूथप ॥ ३१ ॥

શ્લોકાર્થ :-૨૯

હવે નવું પ્રકરણ શરૂ કરતાં કહે છે કે ભગવાન દેવકીસૂત ગોપોથી વિંટાયેલા બલદેવજીની સાથે ગાયો ચરાવતા વૃદાવનથી દૂર ગયા (૨૯).

ઉનાળાના સૂર્યના તીક્ષ્ણ તાપના સમયે પોતાની છાયાઓથી ભગવાનની પાસે છત્રરૂપે ઝાડોને જોઈને વ્રજવાસીઓને ભગવાને કહ્યું. (૩૦)

હે કૃષ્ણ, સ્તોક, હે અંસુ, શ્રીદામાં, સુબલ, અર્જુન, વિશાલ, ઋષભ, તેજસ્વી, દેવપ્રસ્થ અને વરૂથપ. ભગવાનનું નામ કરણ થયું ત્યારે બીજી ગોપીકાઓએ પોતાના પુત્રનાં નામ તેવાંજ પાડયાં એટલે અહીં જે કૃષ્ણ છે કોઇ ગોપનું નામ જાણવું.(૩૧)

तासां रसान्तरव्यावृत्त्यर्थं भक्तिमाह ध्यायन्त्यस्तत्पदाम्भोजमिति, हृदि भगवच्चरणकमलं ध्यायन्त्यः, कृच्छ्रादिति कष्टं प्राप्य मध्ये गन्तुमशक्ताः कथञ्चिद् व्रजं निर्विविशुर्गृहगमनाज्ञया तादृशस्तापो वृत्तो येन जीवनमपि तत्कालीनं न सम्पद्येत यदि पदाम्भोजध्यानं न स्यात् तस्मिन् सति तद्विषयस्याम्भोजत्वेन तापहरणाज् जीवनसम्पत्तिरभूत् तथापि कृच्छ्रादित्युक्तेस्तद्ध्यानं तापकार्यप्रतिबन्ध एवोपक्षीणं न तु तद्धरणेपीति ज्ञाप्यते, एवं साधिकैस्त्रिभिस्तासामधमभक्तिर्निरूपिता तत्त्वातिक्रमश्च ॥२८½॥

अथ ज्ञानं निरूप्यतेन्यथा गोपालानामनर्थपर्यवसानं स्यात् तैर्यद्यन्यार्थता बुध्येत तदा क्रमेण भगवदर्थमेव सर्वमिति ज्ञातं भवेदतस्तेभ्यः परार्थतां विद्यां प्रथमपर्वरूपां भगवान् बोधयितुं स्थानान्तरे जगामेत्याहाथेतिदशभिः,अथ भिन्नप्रक्रमेण गोपैर्वृतो भगवान् भक्तोद्धारार्थं प्रवृत्तो वृन्दावनाद् दूरं गतो वृन्दावनं परित्यज्याग्रे गतो वृन्दावनस्य तु स्त्रीप्राधान्याज् ज्ञानं न भविष्यतीति,तत्र गतानां ज्ञानार्थं प्रथमतो धर्ममाह चारयन् गा इति, पूर्वं तु न गोभिः सहितो नापि गोपालसहितो नापि बलभद्रसहितः पश्चादेव च ते मिलितास्तस्मिन्नेवावसरे तदुक्त्वा ज्ञापितमथ गोपैरिति ॥२९½॥ तदा कियद् दूरे गत्वा श्रान्तेषु सर्वेषु क्वचिच् छायामुपविष्टेषूपदेशार्थं किञ्चिदाहेत्याह निदाघेति, निदाघकाले योर्कस्तस्यातपे तिग्मेपि स्वाभिश्छायाभिरात्मनः स्वस्यातपत्रायिनान् श्वेतच्छत्राकारेण समागच्छतः पूर्ववर्णितान् वृक्षान् वीक्ष्य व्रजौकसो गोपान् प्रत्याह व्रजजातापेक्षया वनजाता एव वृक्षाः समीचीना इति, पञ्चपर्वां विद्यां बोधयिष्यति वृक्षदृष्टान्तेन, वृक्षेषु चतस्रो विद्याभेदा गोपेष्वेका, यथा ता अपि चतस्रो भवन्ति तदर्थमुपदेशः, यद्यपीदानीं न निदाघकालो नाप्येत आतपत्रायिताः किन्तु तेषां पूर्वावस्थामेव स्मृत्वा साम्प्रतं तान् द्रुमान् दृष्ट्वाह ॥३०½॥ अत्रैकादशमुख्याधिकारिणो गोपा एकादशेन्द्रियाधिष्ठातृरूपास्ते चेत् परार्थास्तदा सर्वं सिद्धमिति तान् सम्बोधयति हे कृष्णेति, भगवतो नामकरणे अन्या अपि गोपिकाः स्वपुत्रनाम तथा कृतवत्यः, स्तोको द्वितीयः, अंसुरपरः, श्रीदामा सुबलोर्जुनो विशाल ऋषभस्तेजस्वी देवप्रस्थो वरूथपश्च, वरूथपो मनसस्तन्निकटस्यानि निकटस्यस्यैव, कृष्णो वाचः, स्तोको रसस्य, एकत्रोभयसत्त्वात्, पुनरन्येषां भिन्नतया सम्बोधनं, अंसुर्घ्राणस्य, श्रीदामा चक्षुषः, सुबलो बाह्वोः,अर्जुनः श्रोत्रयोः,विशालस्त्वचः, ऋषभः पादयोः,अवशिष्टस्तेजस्वी पाकज्ञापकत्वात्, एतेषां भगवता सह संव्यवहार इति महत् पर्व सिद्धं तत् सम्बोधनेन



ભાવાર્થ :-, સુબોધિનીજી :-૨૯

'અથ' કહેવાથી અહીં નવું પ્રકરણ શરૂ થાય છે. ગોપોથી વિંટાએલા ભગવાન જેમની પ્રવૃતિ ભક્તોના ઉદ્ધાર માટે જ હતી તે વૃંદાવનથી દૂર ગયા. વૃંદાવનનો ત્યાગ કરી આગળ ગયા. વૃંદાવન સ્ત્રીપ્રધાન હોવાથી ત્યાં જ્ઞાન થઈ શકે નહિ તેથી આગળ ગયા. પૂર્વે ગાયો પણ ભગવાન સાથે ન હતી. ગોપાલો પણ ન હતા. અને બલભદ્ર પણ ન હતા પછી જ તેઓ ભગવાનને મળ્યાં (૨૯)

પછી કેટલેક દૂર જઈને સર્વે થાકી ગયા હતા અને છાયાંમાં કોઈ સ્થળે બેઠેલા હતા. તેમને ઉપદેશ આપવા ભગવાન બોલ્યા. તે કહે છે.

ઉનાળાના સમયમાં જે સૂર્ય તેનો તડકો તીક્ષ્ણ હોય ત્યારે પોતાની છાયા વડે ભગવાનની પાસે છત્રના આકારથી આવતાં વૃક્ષોને જોઈને વ્રજવાસી ગોપોને ભગવાને કહ્યું. વ્રજમાં ઉત્પન્ન થયેલાં કરતાં વનમાં ઉત્પન્ન થયેલાં વૃક્ષો વધારે સારાં છે. પંચપર્વા વિદ્યા વૃક્ષના દૃષ્ટાંતથી ભગવાન બોધ કરશે. વૃક્ષોથી અંદર ચાર વિદ્યાના ભેદ છે. ગોપોને વિષે એક છે. તે માટે ભગવાન ઉપદેશ આપે છે કે હમણા ઉનાળામાં સમય નથી અને આ વૃક્ષો છત્રીની માફક થતાં નથી તે છતા તેમની પૂર્વવસ્થાનુ સ્મરણ કરીને હાલમાં તે વૃક્ષોને જોઈને ભગવાન ઉપદેશ આપે છે. (૩૦)

અહીં અગીઆર મુખ્ય અધિકારી ગોપો અગીઆર ઇંદ્રિયોના અધિષ્ઠાતા છે. જો તે પરોપકાર કરનારા થાય તો સર્વ સિદ્ધ થાય માટે હે કૃષ્ણ ! એ શ્લોકથી કહે છે.

બીજો અંસુ, ત્રીજો શ્રીદામ, સુબલ, અર્જુન, વિશાલ, ઋષભ, તેજસ્વી, દેવપ્રસ્થ અને વરૂથપ એ મનનો અધિષ્ઠાતા છે. કૃષ્ણ વાણીનો , સ્તોક રસનો , વાણી અને રસ એક જ સ્થાને હોવાથી સામટું સંબોધક છે. અંસ નાકનો, શ્રીદામા ચક્ષુનો, સુબલ બાહુનો , અર્જુન શ્રોત્રનો , વિશાલ ત્વચા અને ઋષભ ચરણનો બાકી રહેલો તેજસ્વી પચાવવાનું કાર્ય કરનાર હોવાથી પાયુ ઇંદ્રિયનો અધિષ્ઠાતા છે. દેવપસ્થ ઉપસ્થનો અધિષ્ઠાતા છે. આ સર્વનો વ્યવહાર ભગવાન સાથે સારી રીતે હોવાથી એક મોટુ પર્વ સિદ્ધ થયું. તે નિરૂપણ કર્યું. (૩૧)

બીજુ પર્વ હવે નીચેના શ્લોકથી કહે છે.



पश्यतैतान् महाभागान् परार्थैकान्तजीवनान् ।
वातवर्षातपहिमान् सहन्तो वारयन्ति नः ॥ ३२½ ॥
अहो एषां वरं जन्म सर्वप्राण्युपजीवनम् ।
सुजनस्येव येषां वै विमुखा यान्ति नार्थिनः ॥ ३३½ ॥

पत्रपुष्पफलच्छायामूलवल्कलदारुभिः ।
गन्धनिर्यासभस्मास्थितोक्मैः कामान् वितन्वते ॥ ३४½ ॥

શ્લોકાર્થ :-૩૨

આ મહાભાગ્યવાનો કે જેમનું જીવન પરોપકાર માટે છે તેમને જુઓ વાયુ સહીત વર્ષા, ત
ટાઢને પોતે સહન કરતા આપણા વાયુ સહીત વર્ષા ને તેઓ દૂર કરે છે. (૩૨)

અહો ! આમનો જન્મ ઉત્તમ છે. કારણ કે તેનાથી સર્વે પ્રાણીઓનું ઉપજીવન થાય
જેમની પાસે યાચના કરીને યાચકો જેમ સૂચન પાસેથી વિમુખ થતા નથી તેમ તેમની પોસે
પણ વિમુખ જતા નથી. (૩૩)

પત્ર, પુષ્પ, ફલ, છાયા, મૂલ, છાલ, સુકાં લાકડાં, ગંધ, અંતઃસાર, ભસ્મ, અસ્થિ અ
શાખાઓથી સર્વના મનોરથ પુરા પાડે છે. (૩૪)

निरूपितम् ॥३१½॥ द्वितीयमाह पश्यतेति, धर्मः प्रथमं सर्वपरित्यागेन परार्थता द्वितीयं सर्व
भगवद्बुद्धिस्तृतीयं तस्य ज्ञापिका सर्वसेवा, अकामश्चतुर्थो भगवदीयानां चेदेतच्चतुष्टयं तद
कृतार्थता भवतीति, प्रथमो यादृशो धर्मोपेक्ष्यते तादृशमाह पश्यतेति, आदौ धर्मसन्दे
धर्मात्मानो द्रष्टव्या धर्मो हि भाग्यवतामेव फलति, अन्यथा विघ्नः स्यात्, भाग्यं
महतः, तस्य ज्ञापकं यशः, सर्वैरुच्यमानं, तदाह महाभागानिति, धर्मस्वरूपमाह परार्थेति
जीवनं तदुपकरणं च स्वस्य तत्र परार्थमेव चेज्जीवितं तदान्ते धर्मो निरूपितः स हि मुख्यो'न्ते
या मतिः सा गति'रितिसामान्यपक्षं व्यावर्तयति, परार्थमेवैकान्ततो जीवनं वर्तते येषामिति
एकान्तजीवनत्वान् न स्वार्थपरार्थत्वरूपमध्यमत्वं, स्वार्थं त्वधमं, एवं स्वरूपतोन्ततो धर्मं निरूप्य
बाह्यधर्ममाह वातवर्षेति,जीवनेन हि वर्धते शरीरं सा वृद्धिः परेच्छयैव, यदि च परो वृद्धिं न मन्यते
तावतैव दारुणा कार्यमिच्छति, एवं जीवनं चेत् परार्थता भवति तथा धर्मोपि यदि परार्थ एव
भवेत्, केवलश्चेदधमः, उभयार्थश्चेत् काम्यो मध्यमो यथोपवासाः, विद्यमानमन्नमन्येभ्यो दत्वा
तदभावे रन्तिदेवस्येव ते² मोक्षहेतवः, स्वतोप्यभावेन्यतः पोषणे तेषां दुःखाभावाय मध्यमः,
तदुभयाभावे क्लेशात्मकः, निर्हेतुश्चेदधमोपि महान्,सकामश्चेन् मध्यमः,अन्यापकारी त्वधमाधमः
तत्रोत्तममाह, वातवर्षा आतपो हिमश्च त्रयः कालगुणाः, आद्यश्चतुर्णां सहकारी, एतान्
सहन्तोन्येषामेतान् वारयन्ति तत्रापि नोस्माकं, अनेन प्रमाणं अत्युपकाराभावश्चोक्तः,
बाह्यमेतदेव तपः, अनशनादिकं तु प्रायश्चित्तमिति न धर्मत्वेन परिगणितं, अन्ये सर्वे भेदा हीनाः
॥३२½॥ एवं धर्मं निरूप्य परोपकारलक्षणमर्थरूपं निरूपयत्यहो इति, एषामेव वरं जन्म देह
ग्रहणानन्तरजीवितं येषां न स्वार्थापेक्षा, तदुपपादयति सुजनस्येवेतिदृष्टान्तेन, अहो इत्याश्चर्यं,
एतादृशमपि जन्म जायत इति, यत्र स्वकार्यं नास्त्येव भगवतोप्यवतारे लीला भवति यद्यपि

सा परार्था तथापि लोकप्रसिद्ध्या स्वार्थापि भवत्यतो भगवतोप्याश्चर्यं, केवलं कर्मफलभोगे मण्डूकानामिव परार्थता न स्यादत एषामेव जन्म वरं, तत्र हेतुः सर्वप्राणिनामुपजीवनं यस्मिन्निति, ये हि सर्वान् जीवयन्ति ते सफलजीवनाः, तद् येन भवति तत् सुजनेषु प्रसिद्धं यथा सतां गृहे समागतोर्थी याचको विद्यमानेर्थे विमुखो न गच्छति तादृशो दुर्लभ इत्येकवचनं, येषामिति सर्वनाम्ना वृक्षाः सर्वे तद्विधा एवेत्याधिक्यं निरूपितं, वै निश्चयेनैव ग्रहीतुं योग्याः, तत्रार्थित्वे सम्पन्ने विमुखा न भवन्ति, अग्रेपि श्वीनां मुखे न प्रविशन्ति यदि दारूणि भवन्ति नापि कालमुखे पतन्ति यदि वृक्षभिक्षुका एव भवन्ति ॥३२॥ एवमर्थोत्तमतां निरूप्य कामोत्तमतां निरूपयन्नेतेषां कामजनितमपि सर्वं परार्थमेवेत्याह पत्रेति, पत्राणि संयोगिद्रव्याणि यथा केशा दन्ताश्च तत्र पत्राणां सर्वोपयोगो न केशानां

ભાવાર્થ :-, સુબોધિનીજી :-૩૨

ધર્મ એ પ્રથમ પર્વ, સર્વનો પરિત્યાગ કરીને પરોપકારાર્થ સ્થિતી કરવી એ બીજુ પર્વ, સર્વત્ર ભગવદ બુદ્ધિ રાખવી એ ત્રીજું પર્વ છે. તે જાગાવવા સર્વની સેવા છે. નિષકામપણું એ ચોથું પર્વ છે. ભગવદીઓનું આ ચાર સિદ્ધ થાય ત્યારે કૃતાર્થતા થાય છે.

પ્રથમ જેવા ધર્મની અપેક્ષા છે. તે 'પશ્યત્' શ્લોકથી કહે છે. ધર્મની અંદર સંદેહ થાય ત્યારે પ્રથમ ધર્માત્માઓને જોવા જોઈએ. ધર્મ એ ભાગ્યશાળીઓને ફલે છે. જો ભાગ્ય ન હોય તો વિઘ્ન થાય, ભાગ્ય પણ મોટું જોઈએ, તેને જાગાવનાર યશ છે. તે જેનું ગુણગાન કરે તેવો યશ. ધર્મનું સ્વરૂપ પારકા માટે છે. એ પદથી કહે છે. જીવન અને તેના ઉપકરણ એટલે સર્વ સામગ્રી. તેમાં જીવન જો પરોપકાર માટે હોય તો અન્તે ધર્મ સિદ્ધ થાય છે. તેજ મુખ્ય ધર્મ છે. અન્તે જેવી મતિ તેવી ગતિ થાય છે. તે સામાન્ય પક્ષને દૂર કરે છે. સામાન્ય રીતે સર્વ ધર્મ એમ નહિ પાગ જે છેલ્લે સિદ્ધ થાય તે ધર્મ. પરોપકાર એજ એક અન્તે જીવનરૂપ છે. જેનું જીવન થોડો સ્વાર્થ અને થોડો પરોપકાર એમ બે રૂપ હોય તે મધ્યમ અને જેનું જીવન સ્વાર્થ માટે જ હોય તે અધમ છે. એ પ્રમાણે સ્વરૂપથી અંતમાં ધર્મનું નિરૂપણ કર્યું.

જીવનથી શરીર વધે છે. તે વૃદ્ધિ પણ આ વૃક્ષોની પારકાની ઈચ્છાથી થાય છે. જો પારકો તેની વૃદ્ધિની ઈચ્છા ન કરે અને તેને કાપી નાખે તો તેની વૃદ્ધિ થતી નથી. તેથી વૃદ્ધિનો આધાર પારકાની ઈચ્છા પર જ રહ્યો. આ પ્રકારનું જો જીવન હોય તો પરાર્થતા સિદ્ધ થાય ૨અને ધર્મ પણ જો પરાર્થ માટે હોય તો સિદ્ધ થાય. જો સ્વાર્થને માટે હોય તો અધમ અને બંને સ્વાર્થ અને પરાર્થ માટે હોય તો કામ્ય હોય મધ્યમ. જેમકે ઉપવાશ. જે અન્ન પોતાની પાસે હોય તે બીજાને આપી દઈને, જે ઉપવાસ થાય તે મોક્ષના હેતુવાળો થાય. રંતિદેવની માફક તે ઉપવાસો ઉત્તમ. જો અન્ન પોતાની પાસે હોય જ નહિ પણ બીજાની પાસેથી મેળવવાની સંભવ હોવા






છતાં બીજાનું અન્ન ન લેવું અને ઉપવાસ કરવા તે મધ્યમ. એ બંનેનો અભાવ હોય અને ઉપવાસ કરવા તે અધમ. તે પણ જો એવો સંકલ્પ નહિ કહે કે આ ઉપવાસથી મારૂ અ બીજાનું દ્દષ્ટિ કરીશ તો તે ઉત્તમ. ફકત ઈષ્ટ કરવાનો સંકલ્પ કરે તે મધ્યમ અને પારકાને અપક કરવા જે ઉપવાસ કરે તે અધમાધમ.

વાત, વર્ષા, તડકો, ઠંડી, તેમાં વર્ષા આતપ અને હીમ એ ત્રણ કાલના ગુણ છે. એટલે ચોમાસુ ઉનાળો અને શિયાળો એ કાલના ગુણ છે. આ ચારમાં જે પ્રથમ તે ત્રણનો સહકારી સમજવો વાયુ બધાનો સહકારી છે. તે આપણા પોતાના ત્રણેયનો દૂર કરે છે. આથી પ્રમાણ પ સૂચવ્યું. બાહ્યતપ આજ છે. અનશન વિગેર તો પ્રાયશ્ચિત છે. તેથી ધર્મમાં ગણત્રી થતી નથી. અને બીજા ભેદ અધમ છે. એ પ્રમાણે ધર્મનું નિરૂપણ કરીને પરોપકાર લક્ષણ છે. એ નિરૂપણ કરે છે.(૩૨)

એમનો જન્મ એટલે દેહ ધારણ કર્યા પછીનું જીવન ઉત્તમ છે. જેમને કોઈપણ જાતની અપેક્ષા નથી. અહો ! એ સંબોધન આશ્ચર્ય બતાવે છે. ભગવાનના અવતારમાં પણ લીલા હોય છે, જો કે તે પારકાને માટે હોય છે. તો પણ લોક પ્રસિદ્ધિથી ભગવાનને માટે પણ છે. તેથી ભગવાનને પણ આશ્ચર્ય લાગે છે. મામ કર્મફલના ભોગ કરવામાં દેડકાના જેવી સ્થિતિ હોય છે. તેમાં કંઈ પરોપકાર હોતો નથી. માટે આમનું જીવન ઉત્તમ છે. તેની અંદર સર્વે જીવોનું ઉપજીવન છે. તે સર્વે પ્રાણીઓને જીવાડે છે. તે સફળ જીવનવાળા છે. તે સુજના પ્રસિદ્ધ છે. જેમકે સજ્જનને ઘેર ગએલો યાચક જો સુજન પાસે દ્રવ્ય હોય તો તે વિમુખ થતો નથી. એવો સુજન દુર્લભ હોય છે. વૃક્ષો એવા પ્રકારનાં હોય છે. તેમની પાસે માગવામાં આવે તો અર્થીઓ વિમુખ થતા નથી. આગળ દેહત્યાગ પછી ગીધ વિગેરે પક્ષીઓના મુખમાં પડતા નથી. પણ જો વૃક્ષના લાકડાં હોય તો તેના દેહને ભસ્મ કરવાને મદદ લાગે છે. વિગેરેનો અર્થ કાલ લઈએ તો જે પરમહંસ થાય તે કાલના મુખમાં પડતા નથી. (૩૩)

આ પ્રમાણે અર્થનું ઉત્તમપણું સિદ્ધ કરીને કામનું કામનું ઉત્તમપણું સિદ્ધ કરતાં તે હવે કહે છે.

પત્રો ઝાડને લાગેલા પદાર્થો છે. જેમ કેશ દાંત હોય તેમ તેમાં પત્રોનો ઉપયોગ હોય છે. મનુષ્યના કેશનો ઉપયોગ તો કોઈ પણ રીતે થઈ શકતો નથી. પુષ્પો રજરૂપ છે. સર્વ પુરૂષાર્થ સિદ્ધ કરનાર છે. સ્ત્રીઓનું રજ તેને પોતાને પણ અપકાર કરનાર છે. ફલ પુત્રોના જેવાં છે. પણ મનુષ્યો પુત્રોને માટે અન્યનો ઘાત કરે છે. તે પુત્રો બીજાને આપી દેતા નથી. છાયા એ ઘરના જેવી છે. સર્વને ઘરમાં પ્રવેશ મળતો નથી. કદાચ પ્રવેશ મળે તો તાપયુકત થાય છે. ઠંડી વિગેરથી ભય પ્રાપ્ત થાય છે. વર્ષાની માફક દુઃખને પ્રાપ્ત થાય છે. મૂલ એ વૃક્ષોનો ધર્મ છે.

પ્રાણીઓના ધર્મમાં પશુઓની હત્યા થાય છે. અહીં તો વૃક્ષો પોતાનું મૂલ ઔષધો માટે બીજાને આપે છે. તેથી ધર્મ છે. વલ્કલ તે સામગ્રી છે. સુકાં લાકડાં તે બીજાને આપે છે. પણ મનુષ્યના તો આ બધાનો ઉપયોગ કરતાં બાકી રહેલાં પણ પારકાઓને ઉપકાર કરતા નથી. તે બાબત સ્ત્રી શરીર વિગેરે પ્રસિદ્ધ છે.ગંધ ચંદન કિર્તિરૂપ છે. ચંદનના અંદરનો સાર ભાગ તે વાક્યરૂપ છે. ભસ્મ ઉપયોગમાં આવે છે. મનુષ્યોની ભસ્મ ઉપયોગમાં આવતી નથી. વૃક્ષની ભસ્મ તો ધોવા માંજવામાં પણ આવે છે. ઝાડના કડકા મદદરૂપ હોય છે. મનુષ્યોના તો અસ્થિ પણ કોઇને ઉપકાર કરતાં નથી. સૂક્ષ્મ વૃક્ષો જે શાખારૂપ છે. તેથી ઝાડો પોતાની સર્વ વસ્તુની સર્વેના કામ પુરા પાડે છે. (૩૪)

કેવળ પરાર્થ અને સ્વાર્થ બંને માટે ઉપયોગ કરે છે. એમ નહિ પણ પારકાને માટે ઉપયોગ કરે છે તેથી તેઓ મોક્ષરૂપ છે. વિરક્ત છે. જ્ઞાનીઓ છે. અને જેમના સ્વાર્થ પુરા થઇ ગએલા છે એવા છે તે હવે કહે છે. (૩૪)

एतावज्जन्मसाफल्यं देहिनामिह देहिषु ।
प्राणैरर्थैर्धिया वाचा श्रेय एवाचरेत् सदा ॥३५॥
इतिप्रवालस्तबकफलपुष्पदलोत्करैः ।
तरूणां नम्रशाखानां मध्येन यमुनां गतः ॥३६॥
तत्र गाः पाययित्वापः सुमृष्टाः शीतलाः शिवाः ।
ततो नृप स्वयं गोपाः कामं स्वादु पपुर्जलम् ॥ ३७ ॥



શ્લોકાર્થ :-૩૫

દેહીઓમાં ખાસ કરીને ભગવદ ઇચ્છાથી જેમને દેહ ધારણ કરેલા છે. તેઓનો આવો જન્મ જ સફળ છે. પ્રાણથી, અર્થથી, બુદ્ધિથી, વાણીથી પારકાનું કલ્યાણ કરવું. ધર્મવ્રત જન્મ એજ સફળ જન્મ છે. તેજ જન્મનું સાફલ્ય છે.(૩૫)

એ પ્રમાણે ભગવાને સમાપ્તિ કરી. પછી કુમળાં પાદળાં ગુચ્છા, ફલ, પુષ્પો, દલ એ સર્વના સમુહોથી જેમની શાખાઓ નમી ગઇ છે. તે વૃક્ષોની વચ્ચે થઇને યમુના નદી તરફ ગયા. (૩૬)

ત્યાં ગાયોને ઉજ્વલ, શીતલ અને કલ્યાણકારી અમૃતનું પાન કરાવી હે નૃપ ! ભગવાને પોતે અને ગોપોએ સ્વાદુ જલનું પાન કર્યું. (૩૭)

कथश्चन, पुष्पाणि रजोरूपाणि तानि सर्वपुरुषार्थसाधकानि स्त्रीणां तु तासामप्यपकारजनकानि, फलानि पुत्रा इव, तेषामर्थे परमन्यान् घातयन्ति न तु तान् प्रयच्छन्ति, छाया गृहमिव न तत्र सर्वः प्रविशति प्रविष्टोपि तापयुक्तो भवति शीतवद् भयं च प्राप्नोति व्यसनानि च वृष्टिवत्, मूलं तेषां धर्म एव प्राणिनां धर्मे पशवो हन्यन्तेत्र तु मूलमन्येभ्यः प्रयच्छन्त्यौषधार्थं, तथा वल्कलानि च परिच्छदा घटपटादय इव दारूणि काष्ठानि शुष्काणि, उपभुक्तशेषमपि नान्यस्या उपकरोति स्त्रीशरीरादिषु तथा प्रसिद्धिः, गन्धश्चन्दनादिषु कीर्तिवत् प्रसिद्धनामानोपि नाम्नापि नोपकुर्वन्ति, निर्यासस्तदन्तःसारो वाक्यरूपः, भस्म तदभाववत् मृतोपि प्रेतवच् श्राद्धादि-कारणाद् वापकरोत्येव, इदं तु क्षालनादावुपयुज्यते, अस्थीङ्गालास्ते सर्वत्र तैजसेषूपकुर्वन्ति, एतेषां त्वस्थि न कस्याप्युपकरोति प्रत्युत दोषे निमित्ततामापाद्यते 'नारं स्पृष्ट्वे'त्यादौ, तोक्माः सूक्ष्मवृक्षाः शाखारूपा दासादिवत्, एवं सर्वैरेव सर्वेषां कामान् वितन्वते ॥३४½॥ किञ्च न केवलं परार्थं कुर्वन्ति स्वार्थमपि किन्तु परार्थमेवातो मोक्षरूपा विरक्ता ज्ञानिनः पूर्णस्वार्था इति वक्तुमाहैतावदिति, एतावद्धर्मवज् जन्म तत् सफलमत एतावदेव वक्ष्यमाण-रूपमेव जन्मसाफल्यं, देहिनां गृहीतदेहानां देहिषु गृहीतदेहेषु देहग्रहणं भगवदिच्छया स्वस्यान्येषामपि तत्र न स्वक्रिया काचित्, ततः संस्कारैः सिद्धे ज्ञाने यदि सर्वतुल्यता तदा न कोपि पुरुषार्थः, भगवान् पुनः सर्वार्थं सर्वं सृष्टवांस्ततः स्वयमपि सर्वं स्वकीयं सर्वार्थं कुर्यात् तदा भगवानिव भवेदित्यवतारतुल्यतया जन्म सफलं भवति नो चेत् प्रवाहतुल्य एव, परार्थमेव स्वमिति स्वार्थता न सम्भवत्येव, तदाह प्राणैरर्थैरिति, एते चत्वारः प्राणादयः सर्वपुरुषार्थोप-योगिनोपि धर्मादिषु प्रत्येकं स्वातन्त्र्येण क्षमाः, अतः प्राणैर्यः साध्यो धर्मस्तं परार्थमेव कुर्यात्, अर्थाः स्पष्टा एव, बुद्धिः कामरूपा सविषयत्वात्, वागुपदेशरूपा मोक्षदायिनी, एवं सर्वेषां चतुर्भिः सर्वपुरुषार्थाः साधनीयाः, एतदपि सदा, इतीति समाप्तिः, एवमुपदिश्येति नोक्तं पूर्ववत्, अन्यथेयं लीला न स्यात्, यथा भगवतः क्रिया वर्णितैवं वाक्यान्यप्युक्तानि ॥३५½॥ ततो यत् कृतवांस्तदाह इति प्रवालेति, तेषां परार्थत्वं यत् प्रसिद्धं तत् प्रदर्शयंस्तेषां मध्येन मार्गेण यमुनां गत इतिसम्बन्धः, येषु वृक्षेषु पञ्चाङ्गानामुत्करा वर्तन्ते राशयः प्रवालाः कोमलपत्राणि स्तबकाः पुष्पाणां पत्राणां वा फलानि पुष्पाणि च दलानि च केवलानि तैः पञ्चविधैरपि समूहैर्नम्राः शाखा येषां, एतावदपि दत्वा विनीतास्तेषां मध्ये गमनं तद्धर्म-सम्बन्धाय यमुनापि पुनरेतादृशधर्मवतीति तत्र गतः ॥३६½॥ तत्र गतस्य कृत्यमाह तत्रेति, तत्र यमुनायां गा अपः पाययित्वा ततो गोपाः स्वयमपि भगवान् कामं यथेच्छं जलं

ભાવાર્થ :-, સુબોધિનીજી :-૩૫

જેમને દેહ ધારણ કરેલ છે તેમાં પણ જેમને ભગવદ ઈચ્છાથી દેહ ગ્રહણ કરેલા છે. અને જેમના પોતાના તેમજ બીજાના જન્મ ભગવદ ઈચ્છાથી થએલા છે. પરંતુ પોતાના પ્રારબ્ધથી જેમને દેહ ગ્રહણ કરેલા નથી. તેમને આજ જન્મ સાફલ્ય છે. દેહ ગ્રહણ કર્યા



છી સંસ્કારો વડે જ્ઞાન સિદ્ધ થયા પછી જો સર્વ જગતના જેવાજ સ્વાર્થી થાય તો કોઈપણ રૂષાર્થ સિદ્ધ થતો નથી.

ગવાને સર્વને માટે સર્વ ઉત્પન્ન કર્યું છે. તેથી પોતે પોતાનું સર્વ ભગવાનનો અવતાર જેમ રોપકારને માટે થાય છે તેમ તેની તુલ્ય થઈ તેનો જન્મ પણ સફળ થાય છે. નહિ તો પ્રવાહના વાજ થાય છે. પારકાને માટે છે માટે સ્વાર્થ સંભવતો નથી.

ા ચાર પ્રાણ વિગેરે સર્વ પુરૂષાર્થના ઉપયોગી છે છતાં ધર્મમાં એક એક સ્વતંત્રપણે યોજાય . તેથી પ્રાણ વડે જે ધર્મ સિદ્ધ કરવામાં આવે છે તે પારકાના માટે જ છે. અર્થ પણ રકાને માટે. બુદ્ધિ એ કામરૂપ છે માટે તેનો ઉપયોગ પણ પારકાના કામ સિદ્ધ કરવા માટે કરવો. વાણી ઉપદેશરૂપ છે. મોક્ષ આપનારી છે. તે પણ પારકાના માટે વાપરવી. એ માણે સર્વ પુરૂષાર્થ સિદ્ધ કરવા આ ચારનો ઉપયોગ છે. આ બધા વચનો ભગવાના લામધ્યપાતિ સમજવાં નહિ તો લીલા ન કહેવાય. (૩૫)

છી જે કર્યું તે કહે છે.

મની જે પરમાર્થતા પ્રસિદ્ધ છે. તે બતાવવા તેમની વચ્ચેના માર્ગમાં થઈને યમુના તરફ યા. એમ સંબંધ છે. વૃક્ષો માટે આ પાંચ અંગના સમુહો છે.

ા) પ્રવાલ એટલે કુમળાં પાન (૨) સ્તબક એટલે પુષ્પ, પાદળાંના ગુચ્છા (૩) ફલો (૪) પો (૫) દલ. આ પાંચથી જેમની શાખાઓ નમેલી છે. આટલું પારકાને આપવા છતાં ણ જેઓ અતિ નમ્ર છે. તેમની વચ્ચે જવું. તે તેમના ગુણના સંબંધ કરાવવા યમુના તરફ યા. (૩૬)

ાં ગયા પછી જે કર્યું તે કહે છે.

ાં યમુનામાં ગાયોને જલનું પાન કરાવીને પછી ગોપોએ અને ભગવાને પોતે પણ યથેસ્થ લપાન કર્યું.

ાતઃકાલમાં ઘેરથી નીકળેલા ભોજન નહિ મળવાથી ભુખ્યા થએલા અને ભગવદ ઈચ્છાથી ક્ષ મળવા છતાં ગૃહ ગમનની આશારહિત થએલાએ જલનું પાન કર્યું. ગાયોને પણ જલપાન ાવ્યું. અધિક જલનું સ્વાદિષ્ટ, શીતલ અને આરોગ્ય કરનારાં જલનું પાન કરાવ્યું. (૩૭)

ામ થવાથી ઉપરથી જ ક્ષુધા નિવૃત્ત થઈ તેથી વિશેષ પ્રાર્થના કરવાને નીચે પ્રમાણે ભગવાને જ્ઞાપન કરી તે કહે છે.



तस्या उपवने कामं चारयन्तः पशून् नृप। कृष्णरामावुपागम्य क्षुधार्ता इदमब्रुवन् ३८

इति श्रीमद्भागवते महापुराण एकोनविंशोऽध्यायः ॥ १९ ॥

पपुः प्रातरेव गृहान् निःसृता भोजनाभावात् क्षुधिता भगवदिच्छया च लब्धभक्षा अपि गृह गमनप्रत्याशारहिताश्च जलमेव पपुः, आपः स्त्रीप्रकृतिका अतः सजातीयाः पायिताः सुमृष्टा उज्ज्वलाः पङ्कादिदोषरहिताः शीतला गुणवत्यः शिवाः परिणामत आरोग्यकराः, जलं नपुंसकमपि कामरूपं स्वादु स्वादिष्ठमनेनाधिकमपि पातुं शक्यत इत्युक्तम् ॥३७½॥ एवं जात आपातत एव क्षुन् निवृत्तेति विशेषं प्रार्थयितुं भगवन्तं विज्ञापयामासुरित्याह तस्या इति, कालिन्द्या उपवने पशूंश्चारयन्त एव कृष्णरामावुपागम्य तालफलन्यायेन किञ्चिदू वचनमब्रुवन्, गोपा इत्यविवेकिनः,सर्वत्र राजन्निति सम्बोधनं स्नेहेन कथायां रसोत्पादनार्थं,राजन्निति सम्बोधनेन महत्त्वं सूच्यत इति सर्वार्थे भगवानेव वक्तव्य इतिविद्याफलमन्ते सूचितम् ॥३८½॥

॥ इति श्रीभागवतसुबोधिन्यां श्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे द्वितीये तामसप्रकरणेऽवान्तरसाधनप्रकरणे प्रथमः स्कन्धादित एकोनविंशाध्यायस्य विवरणम् ॥१९॥

શ્લોકાર્થ :-૩૮

તે યમુનાજીના ઉપવનમાં ઈચ્છા પ્રમાણે પશુઓને ચરાવતા હે નૃપ! કૃષ્ણ અને બલરામની પાસે આવીને ક્ષુધાથી પીડીત થએલા નીચે પ્રમાણે બોલ્યા.(૩૮)

ભાવાર્થ :-, સુબોધિનીજી :-

કાલાન્દ્રીના ઉપવનને વિષે પશુઓને ચરાવતા ચરાવતા કૃષ્ણ અને બલરામની પાસે આવીને જેમ તાલના ફલ માટે કર્યું હતું. તે જ પ્રમાણે કાંઈક વચન બોલ્યા. ગોપ એટલે વિવેક વિનાના રાજન ! એ સંબોધન સ્નેહથી કથામાં રસ ઉત્પન્ન કરવાને સર્વત્ર વાપર્યું છે. અને એ સંબોધન વડે મહત્તા સૂચવાય છે. તેથી સર્વ અર્થને માટે ભગવાનને વિનંતી કરવી એજ વિદ્યાનું ફલ એમ અન્તે સૂચવ્યું.

દશમ સ્કંધ પૂર્વાર્ધ અધ્યાય ઓગણીસમો (૧૯)

સાધન પ્રકરણ સંપૂર્ણ

## ॥ विंशोध्यायः ॥

॥ गोपा ऊचुः ॥

राम राम महावीर्य कृष्ण दुष्टनिबर्हण । एषा वै बाधते क्षुन्नस्तच्छान्तिं कर्तुमर्हथ ॥१॥

॥ श्रीशुक उवाच ॥

इति विज्ञापितो गोपैर्भगवान् देवकीसुतः।भक्ताया विप्रभार्यायाः प्रसीदन्निदमब्रवीत्॥२॥
प्रयात देवयजनं ब्राह्मणा ब्रह्मवादिनः । सत्रमाङ्गिरसं नाम ह्यासते स्वर्गकाम्यया ॥३॥

॥ श्रीसुबोधिनी ॥

कर्मज्ञाने वैदिके तु विंशत्यध्याय उक्तवान् । उभयोर्निर्णयो यादृक् सोप्यत्र विनिरूप्यते ॥ १ ॥
साक्षाद्भगवतोक्तं हि यथापूर्वं न भासते । परम्परोक्तमप्येवं स्त्रिया भावस्तथापरः ॥ २ ॥

पूर्वाध्याये विद्या पञ्चपर्वोपदिष्टा तेन मोहः सर्वोप्यपगतो दैहिका धर्मास्तु नापगतास्तेपि चेदपगता भवेयुस्तदा कृतार्था भवन्तीति तद् विनिश्चित्य सर्वे गोपालाः परमाधिकारिणो विज्ञापयन्ति राम रामेति, आदरे वीप्सा, नाम्ना "रमन्ते योगिनोनन्ते सत्यानन्दे चिदात्मनि इति रामपदेनासौ परं ब्रह्माभिधीयते"तो यथात्मनि रतिर्भवति तथा कर्तव्यमितिप्रार्थना, तत्र सामर्थ्यमाह महावीर्येति, अयं हि ज्ञानात्मकः श्रुतिरूप आवेशी च, भगवन्तं च प्रार्थयन्ति कृष्ण दुष्टनिबर्हणेति, 'क्षुत् खलु वै मनुष्यस्य भ्रातृव्य' इतिश्रुतेः सदानन्दतिरोभावरूपा सदानन्दादेव गच्छतीति कृष्णेतिसम्बोधनं, यदीयं क्षुद् बाधिका मृत्युरूपापि भवति तथापि निवारणीयेति ज्ञापयितुमाहुर्दुष्टनिबर्हणेति, सर्व एव दुष्टास्त्वया निवार्यन्त इति, स्त्रीनिवारणे नास्माकं सामर्थ्यं, न हि विद्यया स्त्रिया क्षुद्रूपा स्त्री निवर्तते, तदाहुरेषा वै बाधते क्षुन् न इति, ननु तदभावे सद्यः शरीरपातः स्यात् ततो लीला भगवता सह न स्यादित्याशङ्क्याहुस्तच्छान्तिं कर्तुमर्हथेति, तस्याः शम एव कर्तव्यो यथा न बाधते यथाज्ञानादिदोषनिवृत्तौ शास्त्रमुपायस्तथा क्षुन्निवृत्तावपि ज्ञानरूप एव कश्चनोपायो वक्तव्य इतिभावः ॥१॥ भगवांस्तु संसारस्याग्रपश्चाद्भावेन गमनं स्यादिति विचिन्त्य सुतरां स्त्रीणामुपकारार्थं तत्रापि ब्राह्मणस्त्रीणां पुरुषाधिकाररहितानां धर्ममार्गमपि स्थापयितुं प्राप्तज्ञानानां भिक्षाटनमेव मुख्यमिति विचिन्त्य प्रथमं पुरुषभिक्षामुक्तवान् द्रव्ये हि तेषां स्वाम्यमिति, अलौकिकैरुपायैः स्त्रीमुक्तिर्न स्यात् सर्वेषां च सत्सङ्गो न स्यात् ततः सम्प्रदायोच्छेदश्च स्यादभिमानाभावाद् दीनता तु नास्त्येव भगवत्कृपया नापि लोकेतो भगवान् याचनमेवोपदेष्टुकाम उत्तरं दत्तवानित्याहेतीति, एवं गोपैर्विज्ञापितोपि भगवान् सर्वसमर्थोपि देवकीसुतः परमकृपालुः सुतरां स्त्रीषु कृपावान् भक्तिमार्गप्रवर्तको भक्ताया विप्रभार्यायाः प्रसीदंस्तस्याः प्रसादं करिष्यन्निदं वक्ष्यमाणं याचनरूपमब्रवीत्॥२॥ ज्ञानं हि ब्रह्मात्मकं बीजरूपं तद् ब्रह्मणैव चेत् परिपुष्यते तदा ब्रह्मयोग्यं भवति यथा बीजं ब्राह्मण्यामेव पुष्टं ब्राह्मणान्नेनैव वृद्धिं गतं ब्रह्मसंस्कारैर्ब्रह्मणा वेदेन च व्याप्तं ब्रह्मभावाय कल्पते तथेदानीमपि

जातं ज्ञानं ब्राह्मणान्नेनैव चेत् पुष्टिमेति तदा कार्यक्षमं भवति तत्रापि ब्राह्मणाः पूर्णज्ञानकर्मनि न तु यादृशास्तादृशाः, अन्नमूलकमेव हि ज्ञान'मन्नेन प्राणा' इत्यादिपरम्पराश्रुतौ 'विज्ञानेनात्म वेदयती'त्यन्तभूतायां तथैव निरूपणात् "तस्मादन्नं ददत् सर्वाण्येतानि ददाती"ति च ब्राह्म




## દશમ સ્કંધ પૂવાર્ધ અધ્યાય ૨૦ મો

### કારીકા :-

વૈદિકકર્મ અને વૈદિકજ્ઞાન વીસમા અધ્યાયમાં કહેવામાં આવે છે. આ બંનેનો નિર્ણય છે તે અહીં નિરૂપણ કરાય છે. (૧)

સાક્ષાત ભગવાને કહેલું પણ તાત્પર્યજ્ઞાનપૂર્વક સમજ પડતી નથી (નહિ તો યક્ષપત્નિઓ ઘેર જવાનું સ્વીકારી લેત નહિ) પરમ્પરાથી કહેવાએલું પણ ગોપ દ્વારા બ્રાહ્મણને કરાવ પણ બ્રાહ્મણો સમજ્યા નહિ કેમ કે તે ઉત્તમાધિકારી ન હતા. યક્ષપત્નિઓને ભગવાન વિ પરમ ભાવ જે પ્રથમથી બીજાઓ સમજ્યા નહિ તેનું કારણ પણ તે જ છે. (૨)

આગલા અધ્યાયમાં પંચપર્વા વિદ્યાનો ઉપદેશ કર્યો તેથી બધો મોહ જતો રહ્યો પણ દૈહિક ધર્મો (ભુખ-તરસ) તો ગયા નહિ. જો તે પણ જાય તો કૃતાર્થ થવાય. એટલે ભગવાને જે ઉપદેશ કર્યો તે બધા પરોપકારને માટે હોવું જોઈએ. તે ઉપદેશમાં કહેવા મુજબ તેઓ થયા નહિ. તેથી એવો નિશ્ચય કરીને સર્વે ગોપાલો કે જે ઉત્તમાધિકારી હતા. તેઓએ રામ રામ એ શ્લોકથી વિજ્ઞપ્તિ કરી.

### શ્લોકાર્થ :-

હે રામ, હે રામ ! હે મહાવીર્ય, હે કૃષ્ણ, દુષ્ટનું નિકંદન કરનાર આ ક્ષુધા હમને બહુ બાધા કરે છે તેથી તેની શાંતિ તમારે કરવી જોઈએ. (૧)

એ પ્રમાણે ગોપોએ વિજ્ઞાપન જેની કરી હતી તે પોતે ભગવાન સર્વ સમર્થ હતા. છતાં દેવકીસૂત કૃપાલુ હતા તેથી પોતાની ભકત વિપ્રભાર્યાઓ ઉપર કૃપા કરવા કહ્યું (૨)

દેવોમાં યજ્ઞ થાય છે ત્યાં જાઓ-બ્રહ્મવાદી બ્રાહ્મણો સ્વર્ગ કામનાથી આંગિરસ નામનું સમ કરવા ત્યાં બેઠા છે.(૩)

### ભાવાર્થ, સુબોધિનીજી :-૧

અહીં બે વાર રામ શબ્દ વાપર્યો છે. એ નામથી યોગીઓ અનન્તને સત્તને વિષે, આનંદને

વિષે અને ચિંદાત્માને વિષે રમણ કરે છે. તેથી રામ પદથી એ પર બ્રહ્મ કહેવાય છે. તેથી જેવી રીતે આત્માને વિષે પ્રેમ થાય તેવી રીતે તમો કરો એવી પ્રાર્થના છે.

મહાવીર્ય એ સામર્થ્ય સૂચવે છે. રામ, રામ અને મહાવીર્ય એ ત્રણ પદથી એમ સૂચવ્યું છે કે એ જ્ઞાનાત્મક છે. શ્રુતિરૂપ છે અને આવેશી છે. પ્રથમ રામ પદથી યોગીઓના રમણરૂપ હોવાથી જ્ઞાનાત્મક કહ્યા. બીજા રામ પદવી શ્રુતિરૂપ સંકર્ષણ કહ્યા. મહાવીર્ય પદથી આવેશયુકત કહયા. કારણ કે મહાસામર્થ્ય એ ભગવદવેશનું કાર્ય છે. ગોપોએ ભગવાનને હે કૃષ્ણ, દુષ્ટનું નિકંદન કરનાર એ બે પદોથી પ્રાર્થના કરે છે. ક્ષુધા એ મનુષ્યનો શમુ નિશ્ચય છે. એ શ્રુતિથી સદાનંદના તિરાભાવરૂપ છે. માટે સદાનંદરૂપ કૃષ્ણથી જ તે નિવૃત થાય. ક્ષુધા દુષ્ટ હોવાથી તેમાં સત્‌નો તિરોભાવ છે. અને દુઃખ હોવાથી આનંદનો તિરાભાવ છે. આ બંને તિરાભાવ હોવાથી તેના વિરોધીથી જ નાશ પામે તેથી “एव” પદ મૂકયું છે.

જો કે આ ક્ષુધા બાધક અને મૃત્યુરૂપ છે. તો પણ તેનું નિવારણ કરવું જોઈએ. બધા દુષ્ટો તમારાથી નિવારણ પામે છે. ક્ષુધા એ સ્ત્રી છે. અને તેનું નિવારણ કરવાનું અમારૂં સામર્થ્ય નથી. સ્ત્રી રૂપ વિદ્યાથી ક્ષુધા દૂર થઈ શકે નહિ. તે આ ક્ષુધા હમને બાધ કરે છે. જો ક્ષુધાનો અભાવ થાય તો તુર્તજ શરીરનો પાત થાય એવી શંકામાં તે ક્ષુધાની શાંતિ કરવી જોઈએ જેથી ને બાધ ન કરે. જેમ અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં શાસ્ત્રી ઉપાય રૂપ છે તેમ ક્ષુધાની નિવૃત્તિ કરવામાં કોઈ ઉપાય જ્ઞાનરૂપ તમારે કહેવો જોઈએ.

એમ ગોપોએ વિજ્ઞાપન કરી છતાં સંસારનો એકદમ નાશ નહિ થાય પણ ધીમે ધીમે પૂર્વસંસારનો નાશ થઈને અને ઉત્તર સંસાર ઉત્પન્ન નહિ થઈને સંસારનો અભાવ થશે. અને સ્ત્રીઓ ઉપર ઉપકાર કરવા માટે બ્રાહ્મણ સ્ત્રીઓ માટે જેઓ અધિકાર રહીત હતાં તેમના ઉપર ઉપકાર કરવા અને ભકિતમાર્ગનું સ્થાપન કરવા અને જેમને જ્ઞાન પ્રાપ્ત થયું હોય તેમને તો ભીક્ષાટનજ મુખ્ય છે.એવો વિચાર કરીને પ્રથમ પુરૂષોત્તમ માટે ભિક્ષા માગવા કહ્યું.કારણ કે દ્રવ્ય ઉપર પુરૂષનું સ્વામીત્વ હોય છે. તે અલોકિક ઉપાયો કહે તો સ્ત્રીમુકિત ન જ થાત, સર્વને સત્સંગ પણ ન જ થાત. અને તે ન થાય તો ભકિતમાર્ગનો ઉચ્છેદ જ થાય કારણ કે એકાદશ સ્કંધમાં ભગવાને ઉદ્ધવજીને કહ્યું. હે ઉદ્ધવ ! સત્સંગ વિના ભકિતમાર્ગનો ઉચ્છેદ થાય. ભિક્ષા માટે જવા માટે ગોપોને દિનતાની જરૂર નથી. કારણકે તેમને અભિમાન હતું નહિ. વળી જે પોતાની સમાન હોય તેમની પાસે ભિક્ષા માગવામાં દીનતા થાય પણ આ દિક્ષિતો તો પૂજ્ય હતા. વળી ભગવાનની કૃપાથી લોકો

પાસે ભિક્ષા માગવાની હતી નહિ. માટે આનો વિચાર કરી ભગવાને ભિક્ષા માટે ઉપદે કરવાની ઈચ્છાથી હવે કહે છે.(૧)

એ પ્રમાણે ગોપોએ વિજ્ઞાપન કર્યું. તે છતાં પોતે ભગવાને સર્વ સમર્થ હોવા છત દેવકીસૂત હોવાથી અને પરમકૃપાળુ હોવાથી અને ખાસ સ્ત્રીઓ ઉપર કૃપાપાત્ર હોવાથી અ પોતે ભકિતમાર્ગના પ્રવર્તક હોવાથી વિપ્રભાર્યા જે ભકત હતી તેના ઉપર કૃપા કરવાની ઈચ્છાથ નીચે પ્રમાણે યાચના કરવાનું કહ્યું.

જ્ઞાન તો બ્રહ્માત્મક બીજરૂપ છે. તે બ્રહ્મથી જ જો પરિપૃષ્ટ થાય તો બ્રહ્મયોગ્ય થાય જેમ બ્રાહ્મણમાં પૃષ્ટ થએલું બીજ બ્રાહ્મણના અન્નથી વૃદ્ધિ પામેલું, બ્રાહ્મ સંસ્કારોથી બ્રહ્ અને વેદથી વ્યાપ્ત થએલું બ્રહ્મભાવને યોગ્ય થાય છે. તેમ હાલમાં પણ ઉત્પન્ન થએલું જ્ઞાન બ્રાહ્મણના અન્નથી જો પૃષ્ટ થાય તો ફલદાયક થાય. તેમાં પણ આ બ્રાહ્મણો પૂર્ણજ્ઞાન અ કર્મમાં નિષ્ઠાવાળા હતા. જ્ઞાનનું મૂલ અન્ન છે. "अन्नेन प्राण:"એ પરંપરાથ "विज्ञानेनात्मानं वेदयति" એ અન્ત સુધીની શ્રુતિમાં નિરૂપણ કરાએલું છે. તેથી જ અન્નદાન કરે છે તે આ સર્વનું દાન કરે છે. એમ હોવાથી બ્રાહ્મણે આપેલું અન્ન જો ખાવામ આવે તો તે જ્ઞાન ઉત્પન્ન કરે છે અને તે અન્ન દ્વારા સર્વનું દાન પ્રાપ્ત થાય છે. માટે જ્ઞાન પણ બ્રાહ્મણમાં જ સારી રીતે સ્થિત થએલું છે. જો બીજાનું અન્ન પ્રાપ્ત થાય તો તેથી ઉત્પન્ થએલું જ્ઞાન પણ બીજાએજ કહેલું થાય અને તેથી બ્રહ્મજ્ઞાન ન થાય. તેવી ભગવાને પ્રથમ બ્રાહ્મણોનું સ્વરૂપ કહ્યું. પછી યાચનાનું હવે કહે છે.(૨)

દેવોનો જેમાં યજ્ઞ થાય તે દેવયજન એટલે યજ્ઞભૂમી તેના ભેદો શ્રુતિમાં ઘણા છે. અયોગ્ દેશને માટે યજ્ઞ ન કરવો એમ જણાવવા કહ્યા છે. અહીં સર્વે બ્રાહ્મણો જ હતા. કોઈ ક્ષત્રીય યજ્ઞ કરનાર ન હતો. તે બધા ધર્મોથી શુદ્ધ હતા. તે "ब्रह्मवादीत" શબ્દથી કહેલ છે. બ્રહ્મનુ નિરૂપણ કરવાને તે યોગ્ય હતા. બ્રહ્મ એટલે વેદ કે વેદાર્થ એના મુખ્ય અધિકારીઓ આંગિરસ યજ્ઞ જે ચોવીસ રાત દિવસનો હતો. તે યજ્ઞ સ્વર્ગની ઈચ્છાથી કરતા હતા. શ્રુતિમાં કહ્યું છે સ્વર્ગલોકને પ્રાપ્ત કરવા માટે આંગિરસ સત્ર કરતા હતા. સ્વર્ગ એ ભગવાનના આનંદનો અંશ છે. અને ભગવાનનો અવતાર છે. એમ "देवेभ्यो वै स्वर्गो कोकस्तिराभवम्" એ શ્રુતિમાં નિર્ણય કર્યો છે. તે માટે તેઓ સર્વોત્તમ યાજ્ઞિકો હતા. ત્યાં જઈને યાચના કરવી જોઈએ તે હવે કહે છે. (૩)




तत्र गत्वौदनं गोपा याचतास्मद्विसर्जिताः ।
कीर्तयन्तो भगवत आर्यस्य मम चाभिधाम् ॥ ४ ॥
इत्यादिष्टा भगवता गत्वायाचन्त ते तथा ।
कृताञ्जलिपुटा विप्रान् दण्डवत् पतिता भुवि ॥ ५ ॥




हे भूमिदेवाः शृणुत कृष्णस्यादेशकारिणः ।
आसाञ्ज्ञानीत भद्रं वो गोपान् नो रामचोदितान् ॥ ६ ॥
गाश्चारयन्तावविदूर ओदनं रामाच्युतौ वो लषतो बुभुक्षितौ ।
तयोर्द्विजा ओदनमर्थिनोर्यदि श्रद्धा च वो यच्छत धर्मवित्तमाः ॥ ७ ॥

दत्तमेवान्नं भुक्तं सज् ज्ञानं जनयति तद्द्वारा सर्वदानाज् ज्ञानं ब्राह्मण एव प्रतिष्ठितमिति, अन्यान्ने तु ज्ञानादिकमन्योक्तमेव स्यात् ततश्च न तद् ब्रह्मज्ञानं भवेदतो भगवान् प्रथमं ब्राह्मणस्वरूपमाह पश्चाद् याचनं वक्ष्यति प्रयातेति, देवा इज्यन्ते स्मिन्निति देवयजनं यज्ञभूमिस्तेषां भेदाः श्रुतावनेके, अयथाभूते देशे यज्ञो न कर्तव्य इतिज्ञापनार्थाः, ब्राह्मणा एव सर्वे न तु याज्यः कश्चित् क्षत्रियस्ते च स्वधर्मैरवदाताः, तदाह ब्रह्मवादिन इति ब्रह्मवदनशीलाः, ब्रह्म वेदो वेदार्थश्च, तादृशा मुख्याधिकारिण आङ्गिरसं सत्रं चतुर्विंशतिरात्रं चत्वारः षडहा नामेति प्रसिद्धं, स्वर्गकाम्यये- "त्यङ्गिरसो वै सत्रमासत ते सुवर्गं लोकमाय"न्निति श्रुतेः स्वर्गो भगवत आनन्दांशो भगवदवतारो 'देवेभ्यो वै स्वर्गो लोकस्तिरोभव'दित्यत्र निर्णीतोतस्ते सर्वोत्तमाः सत्रिणः ॥३॥ तत्र गत्वा याचनं कर्तव्यमित्याह तत्र गत्वेति, अस्मद्विसर्जिता अस्मत्प्रेषिता न तु स्वतन्त्रतयान्यथा गमनेप्यपराधः स्यात्, स्वनाम्ना याचनीयं, तदाहार्यस्य बलभद्रस्य मम चाभिधां नाम कीर्तयन्तो याचत ॥४॥ तथैव कृतवन्त इत्याहेत्यादिष्टा इति, भगवतादिष्टा नान्यथा कर्तुं शक्ता अतस्तत्र गत्वा तथैव ते याचितवन्तः, तेषां याचने प्रकारमाह कृताञ्जलिपुटा इति, कृतोञ्जलिपुटो यैः,अगर्वार्थमेतत्, दण्डवत् पतिता भुवि ब्राह्मणानयाचन्तेतिसम्बन्धः ॥५॥ तेषां याचनवाक्यान्याह त्रिभिर्हे भूमिदेवा इति, भूमौ प्रत्यक्षदेवा ब्राह्मणाः, शृणुतेति श्रवणार्थं प्रार्थयन्ते, के भवन्त इत्याकाङ्क्षायामाहुः कृष्णस्यादेशकारिण इति सदानन्दस्य भगवतः फलरूपस्य वयमाज्ञाकारिणः, तथापि किं प्रमाणं भगवद्वाक्य इत्याकाङ्क्षायामाहुरासान् जानीतेति, आप्तवाक्यं शब्दः प्रमाणं, यथादृष्टार्थवादिन आप्ताः, किमुच्यत इत्याकाङ्क्षाया- माहुर्भद्रं च इति,प्रथमत आशिषो याचकैर्वक्तव्या इति,अथ वा यदुच्यते तद् भवतां भद्रमेव वयं च ज्ञात्वा गोपा रामेण बलभद्रेण च प्रस्थापिताः, भगवान् सदानन्दो न हि भक्तान् याचने प्रवर्तयत्ते, यदपि भगवतोक्त 'मस्मद्विसर्जिता' इति तदपि वाक्यत्वाद् वेदमध्ये प्रविष्टं बलभद्र एव प्रविशत्यतो रामचोदितानिति युक्तम् ॥६॥ एवं पूर्वपीठिकामुक्त्वा याचनमाहुर्गाश्चार-

यन्ताविति, गाश्चारयन्तौ धर्मप्रवर्तकावविदूरे निकट एव स्थितौ रामाच्युतौ ब्रह्मपरमानन्दौ वो युष्माकमन्नं लषतः,तत्र हेतुर्बुभुक्षिताविति, अन्यथा न याचेयातां, न हि कश्चिद् याचकं याचते,बुभुक्षिताविति भगवद्वाक्यात् 'कीर्तयन्तो भगवत' इतिभगवद्वचनात्, अभिप्रायमज्ञात्वा क्षुधामेव ज्ञातवन्तः,अभिप्रायस्तु तैर्भगवानेव याचत इति ज्ञातो यथा महान् प्रभुः सेवकं याचयित्वा

શ્લોકાર્થ :-૪

હે ગોપો ! અમે મોકલેલા તમો ભગવાન આર્યબલભદ્ર અને મારા નામનું કીર્તન કરતાં ત્યાં જઈ ચોખા માગો (૪)

ભગવાને એ પ્રમાણે આજ્ઞા કરેલા તેઓએ તે પ્રમાણે હાથની અંજલી કરીને, વિપ્રોને પ્રણામ કરીને તેમની યાચના કરી (૫)

હે ભૂમીદેવો ! સાંભળો. અમે કૃષ્ણની આજ્ઞા પાળવાવાળા છે. યથાર્થ કહેવાવાળા અમે ગોપો છે. બલભદ્રે અમને મોકલ્યા છે. એમ જાણો. તમારૂં કલ્યાણ થાઓ. (૬)

રામ અને કૃષ્ણ જેઓ નજીકમાં ગાયો ચરાવે છે. તેઓ ભૂખ્યા થવાથી તમારા ચોખાની ઈચ્છા કરે છે. હે વ્રિપો તે અર્થિઓને જો તમને શ્રદ્ધા હોય અને તમારા ચોખા હોય તો તેમને આપો. તમે ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ છો (૭)

ભાવાર્થ, સુબોધિનીજી :-૪

અમે મોકલેલા એટલે સ્વંતંત્રાથી ગએલા એમ નહિ, નહિ તો જવામાં પણ અપરાધ થાય. અમારા નામથી માગવું અને કહે છે કે આર્ય બલભદ્ર અને મારા નામનું કીર્તન કરતા માગજો. (૪)

તે પ્રમાણે કર્યું તે હવે કહે છે.

ભગવાને આજ્ઞા કરેલા બીજુ કંઈ કરવાને સમર્થ ન હતા. તેથી ત્યાં જઈને તેઓએ યાચના કરી. તેમની યાચનાનો પ્રકાર કહે છે. "कृताष्तकिपुहा" એટલે અંજલીપુટ જેઓએ કરેલો છે. તેવા તેમને ગર્વ ન હતો એ જાણાવવા ભૂમી ઉપર દંડવત કર્યા અને બ્રાહ્મણો પાસે યાચના કરી એમ સંબંધ છે.(૫)

તેમના યાચના વાકયો ત્રણ શ્લોકથી કહે છે.

બ્રાહ્મણો પૃથ્વી પર પ્રત્યક્ષ દેવો છે. માટે પ્રાર્થના કરે છે. અમે કૃષ્ણની આજ્ઞા પ્રમાણે કરવાવાળા છે. સદાનંદ ભગવાન જે ફલરૂપ છે. તેની આજ્ઞા પ્રમાણે કરવાવાળા છે. તો પણ

તમે ભગવાનનું વાકય જ કહો છો? તેનું શું પ્રમાણ છે? એ જાણવાની ઈચ્છા થાય એટલે કહે છે કે અમે આપ્ત છીએ એમ જાણો. આપ્ત શબ્દ તે પ્રમાણ રૂપ છે. જેવું જોયું હોય એ પ્રમાણે કહેનાર તે આપ્ત. તમે શું કહેવા માગો છો? એવી શંકામાં કહે છે કે તમારૂં કલ્યાણ થાઓ. પ્રથમ તો યાચકોએ આર્શીવાદ કહેવા જોઈએ. અને જે અમે કહીશું તે તમારા કલ્યાણરૂપ જ છે. અમે જાતીથી ગોપો છે. બલભદ્રે અમને મોકલેલ છે. ભગવાન સદાનંદ ભકતોને યાચના કરવાને પ્રવૃત્તિ કરાવતા નથી. જો કે ભગવાને કહ્યું છે કે **"मस्मद्विसर्जिता"** તો પણ તે વાકય હોવાથી તે વેદરૂપ થયું. તેથી બલભદ્રમાં જ તેનો પ્રવેશ થયો. માટે રામે મોકલેલા છે તે યુકત છે.

આ પ્રમાણે પૂર્વપીઠિકા કહી હવે યાચના કરે છે. (૬)

ગાયો ચરાવતા એટલે ધર્મ પ્રવર્તાવતા નિકટમાં રહેલા બ્રહ્મ અને પરમાનંદ તમારા અન્નની ઈચ્છા કરે છે. કારણ કે તેઓ ભૂખ્યા થયા છે. નહિ તો યાચના કરે નહિ. કોઈ પણ યાચક પાસે યાચના કરતું નથી. એવા ભગવાનના વચનથી ભૂખ્યા થયા છે એમ જાણ્યું. તેથી **"बुभुक्षिता"** એમ કહ્યું તેમની મારફતે ભગવાન યાચના કરે છે એમ સમજયા. જેમ કોઈ મહાન પ્રભુ યાચના કરીને સેવકને આપે છે. તે પ્રમાણે બ્રાહ્મણની યાચના કરીને આપવાનું છે એમ સમજયાં. તેથી કહ્યું કે તેઓ ભૂખ્યા થયા છે. દ્વિજ એ સંબોધન અજ્ઞાનથી સમજવું. તેમને રામ અને કૃષ્ણને ચોખા આપો . તેમાં પણ જો શ્રદ્ધા અને આસ્તિક બુદ્ધિ હોય તો આપો. અહીં સર્વત્ર વિધિ અને નિષેધનું પરિજ્ઞાન તમને જ છે. કારણ કે તમો બ્રહ્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ છો. એમ કહે છે. દિક્ષિતોનું અન્ન ખાવું જોઈએ નહિ. કારણ કે એમ કહેલું છે કે દિક્ષિતોનું વસ્ત્ર પહેરવું નહિ. તેનું અન્ન ખાવું નહિ અને તેમનું પાપ ઉઘાડું પાડવું નહિ. તેનો ઉત્તર નીચેના શ્લોકથી આપે છે.(૭)

दीक्षायाः पशुसंस्थायाः सौत्रामण्याश्च सत्तमाः ।
अन्यत्र दीक्षितस्यापि नान्नमश्नन् हि दुष्यति ॥ ८ ॥
इति ते भगवद्याच्ञां शृण्वन्तोपि न शुश्रुवुः ।
क्षुद्राशा भूरिकर्माणो बालिशा वृद्धमानिनः ॥ ९ ॥



ददाति तथा ब्राह्मणयाचनं कृत्वा देयमिति, अत उक्तं बुभुक्षिताविति, द्विजा इति-सम्बोधनमज्ञानाद् रूढ्या वा, तयो रामकृष्णयोरोदनं यच्छत, क्षुधैव पात्रता निरूपिता, अर्थित्वमपि द्वितीयमङ्गं, अन्यथैकादश्यामपि क्षुधितायान्नं देयं स्यात् ,तत्रापि यदि श्रद्धास्तिक्य-बुद्धिस्तदा देयं, एतयोर्दाने वयं कृतार्था भविष्याम इति, चकाराद् यद्योदनोस्ति यदि वा वो युष्माकमेव न त्वन्यस्य प्रसङ्गादागतः, अत्र सर्वत्र विधिनिषेधपरिज्ञानं भवतामेव वर्तत इत्याहुर्हे

धर्मवित्तमा धर्मविदां मध्येतिशयिताः ॥७॥ ननु दीक्षितानामन्नमभोज्यं 'न दीक्षितवसनं परिदधीत नास्य पापं कीर्तयेन् नान्नमश्नीया'दिति तत्राहुर्दीक्षाया इति,दीक्षातः पूर्वं भोक्तुं शक्यते ततो दीक्षादिवसेषु न भोक्तव्यं पशुसंस्थादिवसेषु च न भोक्तव्यं, सौत्रामण्याश्च सुत्येहनि न भोक्तव्यं यदा सुराग्रहाः, अथ वा दीक्षाया दीक्षामारभ्य पशुसंस्थाया अन्यत्र पशुसंस्था-पर्यन्तं न भोक्तव्यं सौत्रामण्यां च, 'संस्थिते वाग्नीषोमीये हुतायां वा वपाया'मितिवाक्यात् सौत्रामण्यां तु सुराप्राधान्या'दन्नस्य वा एतच्छमलं यत् सुरे'ति शमलसम्बन्धान्न भोक्तव्यं, द्रव्य-निर्देशः कृतो न वेतिसन्देहात् स पक्षो नोक्तः, अन्यत्रैतद्व्यतिरिक्तस्थले दीक्षितस्याप्यन्नमश्नन् न दुष्यति, हि युक्तश्चायमर्थः,तदुपपादितं श्रुतिप्रदर्शनेन ॥८॥ एवं सोपपत्तिके याचने कृतेपि ते न दत्तवन्तस्तत्र हेतुरश्रवणं तत्रापि हेतुर्बालकोक्तमिति, 'असंस्कृता न परिभाष्या' इति 'न स्त्रिया न शूद्रेण सम्भाषेते'ति च, तथापि भगवन्नाम्ना याचितवन्त इत्यदाने तेषां दोष एवेति मन्यमानः शुक आहेनीति, ते हि भगवद्याच्ञां शृण्वन्तोपि सन्तो न शुश्रुवुर्दत्तचित्ता न जाताः, तत्र हेतवः क्षुद्राशाइत्यादिपदोक्ताश्चत्वारः, क्षुद्रेल्पेर्थ आशा येषां, स्वर्गानन्दो हि क्षुद्रः परमा-नन्दापेक्षया, 'अस्यैवानन्दस्यान्यानि मात्रामुपजीवन्ती'तिश्रुतेः, साक्षादेव वैदिककर्मणः फलावश्य-म्भावः, ते ह्येवं मन्यन्ते प्रमाणबलनिष्ठा भगवान् हि सर्वात्मकः सर्वत्रैव वर्ततेविशेषेणाभिव्यक्ति-पक्षेपि यज्ञोपि भगवान् सर्वस्यापि प्रारब्धमूर्तिरेव सन्तोषणीया ततो यथा यज्ञापराधो न पतति तथा विधेयमन्यथा विधिनिषेधौ न स्यातां, प्रायेणैतैर्द्रव्यनिर्देशः कृत 'आज्यं पशवः पुरोडाशीया एते मे यज्ञार्था यावद् यज्ञ उपयोक्ष्ये तावन् मे यज्ञार्थं शेषाद् ब्राह्मणा भुञ्जीर'न्निति, अतो 'ब्राह्मण'-पदश्रवणाद् भगवतेपि न दत्तवन्तो रूपान्तरपरिज्ञानात्, एवं तेषां क्षुद्राशा, किञ्च ते हि भूरिकर्माणः, यद्यल्पे कर्मणि तावानपि स्वर्गः स्यात् तथापि न कुर्युरतो महतापि यज्ञेन यावान् स्वर्गो भवति तावान् भगवतेन्नदानेनापि भवत्यधिकोपि सर्वयज्ञात्मकत्वात् तथापि न कृतवन्तः कर्मतारतम्येन फलतारतम्यमितिन्यायादन्यथा पूर्णाहुत्या सर्वे लोकाः सिद्धा इति सत्रारम्भ एव व्यर्थः स्यादतो यथा समानफलान्यपि नाल्पानि कर्माणि क्रियन्ते तथैतदपि न कृतवन्तो 'न ददाति न पचत' इतिवाक्याच्चातो भूरिकर्माणः स्थूल एव कर्मण्यासक्तास्तत् कर्म नष्टं भवेदितिशङ्कया न दत्तवन्तो यतो बालिशा अज्ञाः, कर्म हि देवताप्रीतिहेतुस्ताश्च देवता आधिदैविकभूता भग-वति सन्तुष्ट एव सन्तुष्यन्ति नान्यथा'तोर्के चेन् मधु विन्देते'तिन्यायेन सर्वफलरूपे भगवति

શ્લોકાર્થ : ૮

હે સજ્જનોમાં ઉત્તમ ! દીક્ષાથી પહેલાં, યજ્ઞમાં પશુઓના વધ પહેલાં અને સોમામણિયજ્ઞનાં દિવસ પહેલાં, દિક્ષિતનું અન્ન ખાનારને દોષ લાગતો નથી. (૮)

એ પ્રમાણે ભગવાનની યાચના તેઓએ સાંભળવા છતાં તેના પર લક્ષ આપ્યું નહિ.

કારણ કે તેઓ ક્ષુદ્ર અર્થની આશાવાળા હતા. આડંબરવાળાં કર્મ કરવાવાળા હતા. બાલક બુદ્ધિવાળા હતા. ત્રણે વેદનો અર્થ તોહમેજ સમજીએ છીએ એમ માનવાવાળા હતા.(૯)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૮

દીક્ષાથી પહેલાં દીક્ષિતનું અન્ન ખાઈ શકાય છે. તેથી દિક્ષાના દિવસોમાં ખાવું નહિ અને પશુઓના વધના દિવસોમાં ખાવું નહિ સૌત્રામણીયજ્ઞના હોમના દિવસે ખાવું નહિ. જો સુરાના પાત્ર હોયતો સૌત્રામણી યજ્ઞમાં પણ ખવાય નહિ. આ યજ્ઞમાં સુરા પ્રધાન હોવાથી અને સુરાએ અન્નનો મેલ છે. એ અર્થમાં મેલના સંબંધવાળું અન્ન ખાવું નહિ. દ્રવ્યનો નિર્દેશ અહીં કહ્યો નથી. આ સિવાયના સ્થળે દિક્ષિતનું પણ અન્ન ખાનારને દોષ લાગતો નથી. આ અર્થ યુકત છે તે શ્રુતિ બતાવીને સિદ્ધ કર્યું છે. (૮)

આ પ્રમાણે યુકિત સહીત યાચના કરતાં તે લોકોએ અન્ન આપ્યું નહિ. તેમને આ વાત ગ્રહણ કરવા યોગ્ય લાગી નહિ. કારણ કે તે વાણી બાળકોની હતી. જેમને સંસ્કાર નહિ થયેલો હોય તેમની સાથે, સ્ત્રીની સાથે અને શુદ્રની સાથે સંભાષણ કરવું નહિ. એમ છતાં ભગવાનના નામે યાચના કરી હતી તેથી દાન નહિ આપવામાં તેમનો દોષ જ હતો. તે હવે કહે છે.(૮)

તેઓએ ભગવાનની યાચના સાંભળતાંજ તેના પર લક્ષ આપ્યું નહિ. તેના કારણો ચાર હતાં. અલ્પ અર્થને આશાવાળા હતા. પરમાનંદની અપેક્ષાથી સ્વર્ગાનંદ શ્રુદ્ર છે. શ્રુતિમાં કહ્યું છે કે આ પરમાનંદના આનંદની માત્રાથી બીજા જીવે છે.

વૈદિક કર્મ જો અંગ સહિત કરવામાં આવે તો ફલ અવશ્ય મળે પ્રમાણબલમાં નિષ્ટાવાળા હોવાથી એમ માને છે કે ભગવાન સર્વાત્મક છે અને સર્વત્ર છે. સામાન્ય રીતે પ્રાગટયના પક્ષમાં યજ્ઞ પણ ભગવાન છે. અને બધાની પ્રારબ્ધમૂર્તિજ છે. તેથી તેને સંતોષ આપવો જોઈએ માટે જેમ યજ્ઞમાં અપરાધ ન પડે તેમ વર્તવું જોઈએ. જો એમ ન હોય તો વિધિનિષેધનું કાંઈજ પ્રયોજન રહેતું નથી. ઘણું ખરૂં બ્રાહ્મણોએ દ્રવ્યનિર્દેશ કહેલો હતો. હોમવાતું દ્રવ્ય, પશુઓ, પુરોડાશો, આ સર્વ યજ્ઞને માટે છે. જયાં સુધી યજ્ઞ થશે ત્યાં સુધી યજ્ઞમાં હું તેનો ઉપયોગ કરીશ. અને બાકી રહેશે તેનો ઉપયોગ બ્રાહ્મણો કરશે. એમ નિર્દેશ છે. માટે ભગવાનને પણ તેઓએ અન્ન આપ્યું નહિ. કારણ કે તેમને બીજા રૂપનું ભાન થયું. આથી તેઓ ક્ષુદ્ર આશાવાળા હતા. તેઓ મોટા કર્મકરવાવાળા હતા. જો કે નાના કર્મો કરવાથી તેટલો સ્વર્ગ સિદ્ધ થાય. છતાં નાનું કર્મ કરે જ નહિ. તેથી મોટા યજ્ઞથી પણ સ્વર્ગ પ્રાપ્ત થાય તેટલો




ભગવાનને અન્ન આપવાથી પણ છતાં તેઓએ તેમ કર્યું નહિ. પૂર્ણ ભગવાનને આહુ
આપવાથી પણ થાય. ભગવાન સર્વ યજ્ઞમય હોવાથી અધિક સ્વર્ગ પણ થાય. છતાં તેઓ
તેમ કર્યું નહિ. પૂર્ણ ભગવાનને આહુતિ આપવાથી સર્વ લોક સિધ્ધ થાય તેથી સમનો આરં
વ્યર્થ થાય. તેથી તેઓએ તેમ કર્યું નહિ. પૂર્ણ ભગવાનને આહુતિ આપવાથી સર્વ લોક સિ
થાય તેથી સમનો આરંભ વ્યર્થ થાય. તેથી તેઓએ તેમ કર્યું નહિ. એમ કહ્યું છે કે આપતો પ
નથી અને રાંધતો પણ નથી. માટે તેઓ આડંબરવાળાં કર્મો કરવાવાળા હતા. સ્થુલ કર્મમાં
તેઓની આસકિત હતી. તે કર્મ નષ્ટ થાય માટે તેઓએ આપ્યું નહિ. કારણ કે તેઓ અજ્ઞાન
હતા. કર્મ તો દેવતાની પ્રાતિ માટે છે. તે દેવતાઓ આધિદૈવિક છે. ભગવાન સંતોષ પા
તોજ તેઓને સંતોષ થાય છે. બીજી રીતે નહિ. ગોખલામાં જો મધુ પ્રાપ્ત થાય તો પર્વત તરફ
શા માટે જાય એ ન્યાય પ્રમાણે સર્વફલરૂપ ઐશ્વર્ય વિગેરે સર્વ ગુણવાળા સર્વ દેવતારૂપ અલ
સાધનથી જે સંતોષ પામે એવા પર બ્રહ્મનો આદર કર્યો ખરી વસ્તુના અજ્ઞાનથી યજ્ઞ ભગવાન
પ્રાગટ્ય ન થાય એમ તેમને જાણ્યુ નહિ. યજ્ઞના સ્વરૂપનું પણ જ્ઞાન હતું નહિ. કારણ કે મૂ
પર બ્રહ્મનો અનાદર કરવાથી બહું અન્તરાય થશે એમ તેઓ પોતાના દોષને સમજતા ન હતા
જો તેમને તેનુ ભાન હોય તો બીજો કોઈ પણ તેમને બાંધી આપે. તેઓ મુર્ખતાવાળા હમ
ત્રણેવ વેદનો અર્થ જાણીએ છીએ એવા મીથ્યા આગ્રહવાળા હતા. તેમનું અજ્ઞાન નિરૂપણ
કરીને હવે શ્લોકથી પ્રગટ કરે છે.(૯)

**देशः कालः पृथग् द्रव्यं मन्त्रतन्त्रद्विजाग्नयः। देवता यजमानश्च क्रतुर्धर्मश्च यन्मयः॥१०**
**तद् ब्रह्म परमं साक्षाद्भगवन्तमधोक्षजम्।मनुष्यदृष्ट्या दुःप्रज्ञा मर्त्यात्मानो न मेनिरे।११**
**न ते यदोमिति प्रोचुर्न नेति च परन्तप।गोपा निराशाःप्रत्येत्य तथोचुः कृष्णरामयोः।१२**

सर्वदेवतारूपे चोपस्थितेल्पसाधनेनैव परितुष्यमाण आदरमकृत्वा वस्तुज्ञानाभावेभिव्यक्त्यभावा
यज्ञस्य च स्वरूपानभिज्ञानादन्यथा मूलेनादरासम्भवात् कर्मणो बह्वन्तरायत्वात् केवलं भ्रान्त्येद
मेव कर्तव्यमिति प्रवृत्ता बालिशा एव, किञ्च यथैतत् सर्वं न जानन्ति तथा स्वदोषमपि न
जानन्त्यन्यथान्यो वा बोधयेत्, स्वस्य मौढ्याज्ञाने हेतुर्वृद्धमानिन इति,वयमेव त्रयीवृद्धा वेदार्थं
जानीम इत्यसदाग्रहाः ॥९॥ तेषामज्ञानं सर्ववस्तुयाथात्म्यनिरूपणेन प्रकटयति देश इति
देशादय एकादश द्वादश वा, कस्यापि ते स्वरूपं न जानन्ति, ज्ञात्वा हि कर्म कर्तव्यं,
तत्र देशा देवयजनानि, कालो वसन्तादिः, पृथगिति सर्वत्र भेदः पृथग् द्रव्याणि वा,
मन्त्र ऋगादि, तन्त्रमानुपूर्वी क्रियासमुदायो वा, द्विजा ब्राह्मणा 'भार्गवो होता भवती'त्यादि
भेदाश्च, अग्नयो बहुधा भिन्ना आहवनीयादयः, देवता अग्न्यादयः, यजमानो ब्राह्मणादि
'सिक्तरेता' इत्यादिभेदाश्च, क्रतुर्यज्ञाधिष्ठात्री देवता, धर्मो यज्ञः, चकारात् तदङ्गादिकं सर्व
मेव, आध्यात्मिकभेदेन वा क्रतुर्यज्ञो धर्मस्तज्जनितमपूर्वमिति ॥१०॥ नन्वेतत् सर्वं ब्रह्मात्मकमत




प्रकृते कथमुपालम्भः ? तत्राह तद् ब्रह्मेति, यदेतत् सर्वं तद् ब्रह्म तत्रापि परमं, ब्रह्मशब्देन चत्वार उच्यन्ते वेदो ब्राह्मणजातिश्च चतुर्मुखः परब्रह्म च, अतोन्यव्यावृत्त्यर्थं परमशब्दः, स एवायं साक्षात्, औपचारिककार्यांशसगुणपक्षा व्यावर्तिताः,ततोप्याधिक्यमाह भगवन्तमिति, षड्गुणैश्वर्यसम्पन्नं पुरुषोत्तमं, भगवच्छब्दवाच्यस्य प्राकृतत्वव्युदासायाहाधोक्षजमिति, अधोक्षजं ज्ञानं यस्मात्, तर्ह्येतादृशे वस्तुनि प्रकटे स्वप्रकाशे कथं तेषामज्ञानम् ? तत्राह मनुष्यदृष्ट्येति, अन्यथाज्ञानादज्ञानं यद्यन्यभावस्फूर्तिर्न स्याद् विचारे ज्ञानोपाये च प्रवृत्तिः स्यात्, अन्यथाज्ञाने हेतुमाह दुःप्रज्ञा इति,दुष्टा प्रज्ञा येषां,बुद्धिदोषात् सर्वत्रैव तेषामन्यथाज्ञानं तथा प्रकृतेपि जातमित्यर्थः, नन्वत्रान्यथाज्ञानं भवितुं नार्हति समानधर्माभावात् विषयत्वाभावादारोपायोग्यत्वात् स्वप्रकाशत्वाद् विषयः सर्वथा शुद्ध इति कथं तत्रान्यथाबुद्धिरिति चेत् तत्राह मर्त्यात्मान इति, न ह्यत्र तेषां बुद्धिर्विषयं स्पृशति किन्तु मध्यमेवावलम्बते यथा भ्रमदृष्टेर्भूम्यादयः, न हि कदाचिदपि भूम्यादीनामावर्तोस्ति, अतोन्तरेव दृष्टिभ्रमणं स्वाधिकारादारोप्यते, विषयधर्माणां हेतुत्वे रजतभ्रमवदन्यः स्यात् तस्यापि कालान्तरे स्यात्,अत एव ते मातुषभावेनैव व्याप्ता मनुष्या एव वयमिति मन्यमाना भगवन्तमपि तथैव मन्यन्ते,यथा चौरैः सर्वानेव चौरान् जानाति तथा मूर्खा देवमप्यागतं स्वसमानमेव मन्यन्ते,यथा व्याधस्तपस्विनं,इतरवैलक्षण्याज्ञानात्, तस्मात् स्वदोषादेव निर्दुष्टे विषयेन्यथास्फूर्तिः; अत एते मर्त्यात्मान आत्मानमपि मर्त्यं कृतवन्तः परमात्मनस्तथाकरणे कः प्रयासः ? अतो भगवच्छास्त्रं दृष्ट्वापि न मेनिरे नाङ्गीकृतवन्तः ॥११॥ ततो यज् जातं तदाह न ते यदोमिति प्रोचुरिति, ओमित्यङ्गीकारे नेति निषेधे, निषेध उपायान्तर एव प्रवृत्तिः स्यात् तेषां धर्मेण वा तुष्टा भवेयुः, नेत्यसत्ये सत्यनिवृत्तेः सिद्धत्वात्, अतो निराशाः, परन्तपेतिसम्बोधनं स्वाधिदैविकशुकं प्रति कोपनिषेधार्थमागतं, राज्ञो वा, महद्भाग्ययोगे ह्यतिथिर्विमुखो न गच्छतीति तद्भाग्याभिनन्दनार्थं, प्रत्येत्य व्यावृत्य समागत्य कृष्णरामयोः पुरतस्तथोचुः ॥१२॥

શ્લોકાર્થ :-૧૦

દેશ, કાલ, દ્રવ્ય, મંત્ર, દ્વિજ, અગ્નિ, દેવતા, યજમાન, કર્તુ, ધર્મ એ સ્વરૂપ જે છે તે સર્વના જુદા જુદા સ્વરૂપો છે. દેશ વિગેરે અગીયાર. કોઈનું સ્વરૂપ તેઓ જાણતા નથી. કર્મ તો જ્ઞાન સહીત કરવું જોઈએ. (૧૦)

જે પરમ બ્રહ્મ સાક્ષાત ભગવાન. જેનાથી ઈંદ્રિયજન્ય જ્ઞાન હેઠે રહે છે. તેને દુષ્ટ બુધ્ધિવાળાઓ જેઓ પોતાના આત્માને પણ મર્ત્ય માને છે. તેઓએ મનુષ્ય દષ્ટિ વડે તેમનું માન્યું નહિ. (૧૧)

હે પરંતપ ! તેઓએ હા એમ અંગિકાર વાકય કહ્યું નહિ અને ના એમ પણ કહ્યું નહિ. તેથી ગોપોએ નિરાશ થઈ પાછા ફરીને રામ અને કૃષ્ણને તે પ્રમાણે કહ્યું (૧૨)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૧૦

દેશ એટલે દેવોના યજ્ઞ થાય તે સ્થાન. કાલ વસંત વિગેરે જુદા જુદા ભેદ સર્વ વસ્તુમાં સમજવા. એટલે જુદા જુદા દ્રવ્ય, મંત્ર, ઋણ વિગેરે "तन्त्र" એટલે ક્રિયાઓના સમુદાય દ્વિજ એટલે બ્રાહ્મણો તેમાં ભાર્ગવ હોતા એટલે યજ્ઞ કરાવનાર હોમનાર થાય છે. અગ્નિ એ બહુ પ્રકારનાં જુદા જુદા હોય છે. આહવનીય વિગેરે. દેવતા અગ્નિ વિગેરે. યજમાન બ્રાહ્મણ વિગેરે. તેમાં પણ જુદા જુદા ભેદ છે. ક્રતુ એટલે યજ્ઞનો અધિષ્ઠાત્રી દેવતા. ધર્મ એટલે યજ્ઞ અધ્યાત્મક ભેદથી ક્રતુ એટલે યજ્ઞ, ધર્મ એટલે યજ્ઞથી ઉત્પન્ન થતું અપૂર્વ

આ સર્વ બ્રહ્માત્મક છે તો ચાલતા વિષયમાં ઠપકો કેમ આપો છો? તેમાં "तद ब्रह्म" એ શ્લોકથી કહે છે. (૧૦)

આ જે સર્વ છે તે બ્રહ્મ છે. તેમાં પણ પર બ્રહ્મ છે. બ્રહ્મ શબ્દથી ચાર વસ્તુ કહેવામાં આવે છે. વેદ, બ્રાહ્મણ, બ્રહ્મા અને પરબ્રહ્મ. બીજા ત્રણથી છુટુ પાડવાને પરમ શબ્દ વાપર્યો છે. તે જ આ સાક્ષાદ ભગવાન છે. સાક્ષાદ શબ્દથી ઉપચારથી તે બ્રહ્મ છે. કાર્યથી બ્રહ્મ છે. અને અંશથી તે બ્રહ્મ છે. સગુણ બ્રહ્મ છે. એ સર્વ પક્ષો દૂર કર્યા. તેથી પણ અધિક "भगवन्ता" એ શબ્દથી કહે છે. છ ગુણ અને ઐશ્વર્યથી યુકત પુરૂષોત્તમ તે ભગવાન. અધોક્ષજ એ પદથી પ્રાકૃતપણાને દૂર કરે છે. ઈંદ્રિયથી ઉત્પન્ન થતું જ્ઞાનવાળા છે. તો પછી આવી વસ્તુ જે પ્રગટ છે. અને સ્વયં પ્રકાશ છે. તેમને વિષે તેમને અજ્ઞાન કેમ થયું? તેનું સમાધાન "मनुष्यदष्टयेति" એ પદથી કરે છે. તેમના ઉંધા જ્ઞાનથી તેમને અજ્ઞાન થયું છે.

બુદ્ધિના દોષથી સર્વત્ર તેમને અન્યથાજ્ઞાન હતું. તેમને અન્યથા જ્ઞાન થયું. અહીં અન્નથા જ્ઞાન થવું યોગ્ય નથી. બ્રહ્મના સમાન ધર્મવાળુ કોઇ નથી. બ્રહ્મ કંઇ વિષયરૂપ નથી. તેથી તેની ઉપર વસ્તુનો આરોપ થઇ શકે નહિ. બ્રહ્મ સ્વપ્રકાશ હોવાથી તેનું અન્નથા જ્ઞાન થાય નહિ. તે સર્વ પ્રકારે શુદ્ધ હોવાથી તેમાં અન્યથા બુદ્ધિ કેમ થાય? તેમાની બુદ્ધિ અહીં વિષયને સ્પર્સ કરતી નથી પણ વચ્ચે રહેલી માયાને અવલંબન કરે છે. જેમ કે ભ્રમ દષ્ટિવાળાને ભૂમી ફરતી જ દેખાય છે. ભૂમી તો ફરવાપણુ હોતું નથી. તેથી પોતાના અધિકારને લીધે વચમાં જ ભૂમીમાં દષ્ટિ બ્રહ્મનો ભ્રમણનો આરોપ કરવામાં આવે છે. તેથી સ્થિર ભૂમી ફરતી દેખાય છે. જો વિષયમાં ધર્મોને લઈને તેમ હોત તો છીપમાં રૂપાની માફક બીજા જોનારાને તેવો ભ્રમ થાત. તેથી તેઓ માનુષ ભાવથી વ્યાપ્ત હોવાને લઈને પોતાને મનુષ્યો માનીને ભગવાનને પણ તેવા મનુષ્ય માને છે. જેમ ચોર બધાને ચોર સમજે છે. તેમ મૂર્ખ માણસ જો દેવ ઉતરીને આવે તેને પણ પોતાના જેવોજ માને છે. જેમ પારધી તપસ્વીને માને છે. કારણ કે તેને તે

બીજો પોતાનાથી જુદો છે તેવું જ્ઞાન નથી. તેથી પોતાના દોષને લઈને જ નિર્દુષ્ટ વિષયમાં ભગવાનમાં ઊંધી સ્ફૂર્તિ થાય છે. તેથી આ લોકો જેઓ પોતાના આત્માને પણ મર્ત્ય એટલે મરણ યોગ્ય કરી નાખે છે. તો પરમાત્માને પણ તેમ કરવામાં તેમને શું પ્રયાસ પડે? માટે ભગવદશાસ્ત્રી માનીને પણ તેઓએ તેમનું માન્યું નહિ. પછી જે થયું તે હવે નીચેના શ્લોકથી કહે છે.(૧૧)

"ओम" એટલે અંગીકાર કરવું. "न" એટલે ના કહેવું. જો "ના" કહે તો બીજો ઉપાય કરવા પ્રવૃતિ થાત. તેઓએ ના ન કહી તે અસત્ય હતું. તેથી ગોપો નિરાશ થઈ પાછા ફર્યા. "परन्तप" એ સંબોધન રાજા પરિક્ષિત માટે સમજવું.

જો મોટુ ભાગ્ય હોય તો જ અતિથિ વિમુખ જતો નથી. એમ રાજાના ભાગ્યનું અભિનંદન કરવાને માટે તેને પરંતપ કહયો. એકદમ ભગવાન પાસે પાછા જઈને કૃષ્ણ અને રામને તે પ્રમાણે કહ્યું. (૧૨)

तदुपाकर्ण्य भगवान् प्रहस्य जगदीश्वरः।व्याजहार पुनर्गोपान् दर्शयँल्लौकिकीं गतिम्।१३।
मां ज्ञापयत पत्नीभ्यः ससङ्कर्षणमागतम् ।
दास्यन्ति काममन्नं वः स्निग्धा मय्युषिता धिया ॥ १४ ॥
गत्वाथ पत्नीशालायां दृष्ट्वासीनाः स्वलङ्कृताः ।
नत्वा द्विजसतीर्गोपाः प्रश्रिता इदमब्रुवन् ॥ १५ ॥
नमो वो विप्रपत्नीभ्यो निबोधत वचांसि नः।इतोविदूरे चरता कृष्णेन प्रेषिता वयम्।१६।
गाश्चारयन् स गोपालैः सरामो दूरमागतः।बुभुक्षितस्य तस्यान्नं सानुगस्य प्रदीयताम्।१७।
श्रुत्वाच्युतमुपायान्तं नित्यं तद्दर्शनोत्सुकाः।तत्कथाक्षिप्तमनसोबभूवुर्जातसम्भ्रमाः।१८।

गोपानां खेदादिकं दृष्ट्वा भगवद्वैमुख्ये क्रोधं च तन्निवृत्त्यर्थं हास्यं कृतवान्, ननु क्रोधः कर्तव्य आज्ञोल्लङ्घनात् कथं हास्यं? तत्राह जगदीश्वर इति, जगतः स एवेश्वरः, तथैव ते प्रतिबोधिताः,तेषां पूर्वखेदस्य विस्मृतत्वात् पुनराह, तेषां गमनाङ्गीकारार्थे प्रबोधनं च कृतवान्, लौकिकी गतिरेतादृशी क्वचित् प्राप्यते क्वचिन्न क्वचिदुत्तराभावश्च ॥१३॥ भगवद्वाक्यमाह मां ज्ञापयतेति, यज्ञे यजमानपत्न्यः पत्न्य एवोच्यन्ते निर्दुष्टत्वज्ञापनाय 'तस्मात् स्त्रियो निरिन्द्रिया अदायादीरपि पापात् पुंस उपस्तितरं वदन्ती'तिश्रुतेः, अतो निर्दुष्टत्वात् मां पत्नीभ्यो ज्ञापयत ससङ्कर्षणं बलभद्रसहितमागतं, याचनं तु न कर्तव्यमयाचिता एव दास्यन्तीत्याह दास्यन्तीति, कामं यथेष्टं तद् वो युष्मभ्यं तर्स्यान्नदोषो निरूपितः कामपदाद् वइतिपदाच्च, दाने हेतुः स्निग्धा इति, मयि ताः स्निग्धाः प्रेमवत्योतो मदागमने ज्ञापिते परितुष्टा एव

दास्यन्तीति, कामं यथेष्टं तद् वो युष्मभ्यं तर्स्यान्नदोषो निरूपितः कामपदाद् वइतिपदा
दाने हेतुः स्निग्धा इति, मयि ताः स्निग्धाः प्रेमवत्योतो मदागमने ज्ञापिते परितुष्टा
दास्यन्ति यथा प्रियवार्ताहर्त्रे दानं,किञ्च धिया पुनर्मय्येवोषितास्ताः सञ्जाते बुद्ध्या मयि तिष्ठ
शेषेण तत्र बुद्ध्येत्युपलक्षणं ज्ञानशक्त्यान्तःकरणेन चात्र तिष्ठन्ति बाह्यक्रियया देहेन च तत्र, अ
ज्ञानशक्तिर्मय्येव तिष्ठतीति दास्यन्ति ॥१४॥ ते पुनर्बालाः पूर्ववदेव गत्वा तथैवं याचितव
इत्याह गत्वेति, अथ भिन्नप्रक्रमेण येन मार्गेण यया रीत्या पूर्वं गता न तथेति, पत्नीशा
भिन्नैव प्राग्वंशे सदसि वा भवति परं प्राग्वंश एव यत आसीना निश्चिन्ताः सुष्ठलङ्कृता
अनेन सौभाग्यसहितास्ता निरूपिताः पूर्ववेदनत्वात् प्रश्रिता विनीताः सन्त इदं वक्ष्यमा
मब्रुवन् ब्राह्मणसम्बन्धान्नमनं सतीत्वाद् विनयः ॥१५॥ तेषां वाक्यमाह द्वयेन, नम इ
वैदिकार्थापरिज्ञानाद् विप्रपत्नीभ्य इत्युक्तं, तत्राप्यनवधानतानिवृत्त्यर्थं निबोधतेत्याहुः,
भवन्त इत्याकाङ्क्षायामाहुरितो निकट एव चरता परिभ्रमता लीलाकर्त्रा कृष्णेन सदानन्द
वयं प्रेषिता इति कार्यनिवेदनं वा ॥१६॥ प्रयोजनमाहुर्गाश्चारयन्निति, ते त्वन्यान्नं
गृह्णन्त्यतो भगवतोक्तमपि स्त्रीभिर्दत्तमप्यन्नं स्वयं न गृहीतवन्तः किन्तु भगवदर्थमेव याच
तेषां स एव धर्म इति, दोषकीर्तनं त्वज्ञानात्, गवां चारणमावश्यकमिति तदनुरोधेन तृणवति दे
समागतो गोपालैश्च सहितः, अनेन स्वागमने सर्व एवागच्छेरन्निति बाधकमुक्तं, सराम इ
आदरार्थे कार्यान्तराभावार्थे च, अतो वा दोषकीर्तनं, अतो बुभुक्षितस्य तस्य ससेवकस्य त
ान्नं तत्र गत्वा दीयतामिति प्रकर्षो यथायोग्यम् ॥१७॥ ततो यज् जातं तदाह श्रुत्वाच्यु
मेति, 'चरते'तिवचनात् सोपि पश्चादागच्छतीत्युक्तं, अत आहोपायान्तमिति, उप समी
आगच्छन्तं, पूर्वं तु तास्तत्र गता इदानीमत्र भगवान् समायाति मनोरथस्तु पूर्वशेष इति समागम

શ્લોકાર્થ :-૧૩

ભગવાન જગતના ઈશ્વર તે સાંભળીને હસ્યા અને ગોપોને લોકની ગતિનું દર્શન કરા તેમને ફરીથી કહ્યું (૧૩)

સંકર્ષણસહીત હું આવ્યો છું એમ તમે પત્નિઓને જણાવો. તેઓ તમને તમા ઈચ્છામુજબ અન્ન આપશે. કારણ કે તેઓ મારા વિષે સ્નેહવાળાં છે. બુદ્ધિથી પણ તે મારા વિષે રહ્યાં છે. યજ્ઞને વિષે યજમાનની પત્નિઓ પત્નીઓજ કહેવાય છે. (૧૪)

તે બાલકો પહેલાંની માફક ફરીથી જઈને તેજ પ્રમાણે માગવા લાગ્યા. સતીઓ નિશ્ચિંતપણે બેઠેલાં, સારી રીતનાં અલંકારના સૌભાગ્યવાળાં જોઈને તેમને નમન ક વિનયથી કહ્યું. (૧૫)

તમને વિપ્રપત્નીઓને નમસ્કાર. અમારાં વચનો સાંભળો. અહીંથી નિકટ લીલા

પરિભ્રમણ કરતા કૃષ્ણે અમને મોકલ્યા છે. વૈદિક અર્થનું જ્ઞાન નહિ હોવાથી વિપ્રપત્નીઓ એમ કહયું. (૧૬)

તે કૃષ્ણ ગાયો ચારતા, ગોપાલો અને રામની સાથે બહુ દૂર સુધી આવી પહોચ્યાં. તે અને તેમના મોટાભાઇ ભૂખ્યા છે. તેમને જઇને અન્ન આપો. (૧૭)

કૃષ્ણને પાસે આવતાં સાંભળીને, નિત્ય તેમનાં દર્શનની ઉત્સુકતાવાળી, તેમની કથાથી જેમનું ચિત્ત આકુલવ્યાકુલ હતું એવા તેઓ સંભ્રમમાં પડી ગયાં.(૧૮)



ભાવાર્થ , સુબોધિનીજી :-

ગોપોના ખેદને જોઈને અને યાજ્ઞિકોનું ભગવાનથી વિમુખપણું હોવાથી તેમના તરફનો ક્રોધ જોઈને તે નિવૃત્ત કરવાને માટે ભગવાને હાસ્ય કર્યું. ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી તેમની તરફ ભગવાને ક્રોધ કરવો જોઈએ તો પછી હાસ્ય કેમ કર્યું? તેના ઉત્તરમાં જગદીશ્વર જગતના એજ ઈશ્વર છે એ પદથી કહે છે. ભગવાને તેમને તેવી રીતનોજ પ્રબોધ કર્યો હતો. તે ગોપો પૂર્વનો ખેદ ભૂલી ગયા. તેથી તેમને ભગવાને ફરીથી કહયું અને પાછુ જવાનું અંગિકાર કરે એમ તેમને પ્રબોધ કર્યો કે લોકિકગતિ તો આવાજ પ્રકારની હોય છે. કોઈવાર માગેલું મળે છે. કોઈવાર નથી મળતું અને કોઈવાર માગનારને ઉત્તર પણ મળતો નથી.(૧૩)

ભગવાનનું વાકય હવેના શ્લોકથી કહે છે.

તેઓ નિર્દોષ છે.શ્રુતિમાં કહ્યું છે કે સ્ત્રીઓ નિરિન્દ્રય છે. તેમને મિલકતમાં ભાગ નથી. તેઓ ચાકર જેવા છે. તેથી તેઓ નિદુષ્ટ હોવાથી મારી ખબર કરો કે હું બલભદ્ર સહીત આવ્યો છું. તમારે યાચના કરવી જ નહિ. માગ્યા વગર જ તેઓ તમને આપશે. અને તમારી ઈચ્છા પુરતું આપશે. તમને દાન આપશે. તેનો હેતુ એ છે કે મારા વિષે તેઓ પ્રેમવાળા છે. તેથી મારૂં આવવાનું તેમને જણાવાથી તેમને સંતોષ થશે. જેમ કોઈ પ્રિયવાર્તા લાવનારને દાન આપવામાં આવે છે તેમ તમને આપશે. બુદ્ધિથી તેઓ મારા વિષે રહેલા છે. બુદ્ધિ સિવાય બીજાથી એટલે દેહ, ઈંદ્રિય અને પ્રાણથી તેઓ ત્યાં રહેલાં છે. તેથી તેઓ તમને આપશે. (૧૪)

"अर्थ" પદથી ભીન્ન પ્રકરણ સૂચવ્યું છે. જે માર્ગથી અને રીતથી પહેલાં ગયાં હતાં તે રીતે ગયા નહિ. પત્ની શાળા જુદા હોય છે. તે સભામંડપમાં હોય છે. પણ તે યજમાનના કુટુમ્બને બેસવાના ઓરડામાંજ હોય છે. તેથી તેઓ નિરાંતે બેઠેલાં હતાં અને સારી રીતે અલંકારો ધારણ કરેલાં હતાં. તેઓ સૌભાગ્ય સહીત હતાં તે નિરૂપણ કર્યું. પહેલાંથી તેમને ભગવાને જ્ઞાન આપ્યું હતું. વિનય સહીત જે કહેવામાં આવશે તે બોલ્યાં. બ્રાહ્મણનો સંબંધ

પત્નીઓને હોવાથી તેમને નમન કર્યું. તેઓ સતીઓ હોવાથી તેમના તરફ વિનય દર્શાવ તેમનું વાકય બે શ્લોકથી કહે છે. (૧૫)

**"निबाधत"** બરાબર ધ્યાન આપવું. તમો કોણ છો? એ જાણવાની ઈચ્છા થાય, કહે છે કે અહીંથી પાસેજ પરિભ્રમણ કરતાં લીલા કરતા. કૃષ્ણે હમને મોકલ્યા છે. એટલે પો જે માટે આવ્યા હતા તે બધું જણાવ્યું. (૧૬)

હવે પ્રયોજન કહે છે.

તેઓ બીજાનું અન્ન ગ્રહણ કરતા નથી. તેથી ભગવાનની આજ્ઞા છતાં અને રાજાઅ આપે છતાં તે અન્ન તેમને લીધું નહિ. પરંતુ ભગવાનને માટે જ યાચના કરી. તે તેમનો ધ હતો. ગાયો ચરાવવી એ ગોપાલોનો ધર્મ આવશકય છે. તેમને લઈને ભગવાને ભૂખ લાગ છે. તે ભૂખરૂપી દોષ દૂર કરવા. ગોપાલોની સાથે આવ્યાં છે. રામ સહીત આવ્યાં છે માટે ભૂખ્યા થયા છે અને સેવક સહીત છે. માટે તેમને તેમનું અન્ન ત્યાં જઈને તેમને આપો. જે સમયને યોગ્ય હોય તેમ તે પ્રમાણે જઈને આપો. (૧૭)

પછી જે થયું તે કહે છે.

પહેલાં તો તે વિપ્ર પત્નીઓ ત્યાં ભગવાન પાસે ગયાં હતા. હાલ તો ભગવાન અહી આવે છે. તેમનો મનોરથ તો પહેલાં પોતાને જવાની ઈચ્છા હતી તેથી ભગવાનના આવવા સાંભળીને શું કરવું તે સમજ પડી નહિ. તેથી સંભ્રમવાળાં થયાં. વળી નિત્ય ભગવાનના દર્શનની ઉત્સુકતા હતી તેથી જલ્દી જવાની ઈચ્છા થઈ. ભગવાન ભૂખ્યા હતા. તેથી સામગ્રી પણ લઈ જવી જોઈએ તેથી પણ સંભ્રમ થયો. વળી ભગવાનની કથાઓથી તેમનું મન આકુલ વ્યાકુલ થયું હતું. ગમે ત્યાં મન હોય તો ત્યાંથી નીકળી ભગવાનમાં જતું. તેથી મનોરથ બહુ હોવાથી હવે શરૂ કરવું એવા સંભ્રમમાં પડી ગયાં (૧૮)

चतुर्विधं बहुगुणमन्नमादाय भाजनैः। अभिसस्रुः प्रियं सर्वाः समुद्रमिव निम्नगाः॥१९॥
निषिध्यमानाः पतिभिर्भ्रातृभिर्बन्धुभिःसुतैः।भगवत्युत्तमश्लोके दीर्घश्रुतधृताशयाः॥२०॥
यमुनोपवनेशोकनवपल्लवमण्डिते। विचरन्तं वृतं गोपैर्ददृशुः साग्रजं स्त्रियः ॥२१॥

इतिकर्तव्यतानभिज्ञाः ससम्भ्रमा जाताः, किञ्च नित्यं तद्दर्शनार्थमुत्सुकाः, अतः शीघ्रमपि गन्तव्यं, क्षुधित इति सामग्र्यपि नेयातोपि सम्भ्रमः, किञ्च तस्य भगवतः कथाभिराक्षिप्तं मनो यासां, यत्र क्वापि स्थितं मनस्तत आ समन्ताद् दूर एव क्षिप्तमतो भगवति गतमतो मनोरथबाहुल्यात् किं कर्तव्यमिति ससम्भ्रमाः ॥१८॥ इदानीन्तनं बलिष्ठमिति विचार्य

શ્લોકાર્થ :-૧૯

હાલ જે કરવાનું છે તે કરવું જોઈએ તેથી સામગ્રી સહીત ગયાં પાત્રોમાં ચાર પ્રકારનું ગુણવાળું અન્ન લઈને સર્વ પત્નીઓ ભગવાનની સામે જેમ નદીઓ સમુદ્ર તરફ જાય તેમ ગયાં(૧૯)

પ્રતિબંધ કોઈએ નહિ કર્યો હોય? એવી શંકામાં કહે છે. પતિઓએ, ભાઈઓએ, બંધુઓએ, પુત્રોએ અટકાવ્યાં છતાં ભગવાન જેમની ઉત્તમ કિર્તિ મનુવ્યો ગાય છે. તેમનું લાંબા સમય સુધી ગુણશ્રવણ સાંભળેલું હોવાથી અને જેમને માટે આશાઓ બાંધેલી હતી. તેઓ ગયાં (૨૦)

અશોકનાં નવપલ્લવોથી મંડિત યમુનાના ઉપવનને વિષે સુંદર રીતે ચાલતાં ગોપોથી વિંટાએલા ભગવાન પોતાના માટેભાઈની સાથે હતા. તેમનું દર્શન સ્ત્રીઓએ કર્યું. (૨૧)

ભાવાર્થ, સુબોધિનીજી :-૧૯

ચાર પ્રકારનું એટલે ભક્ષ્ય, પેય, ચુસવાનું અને ચાટવાનું. નહિ તો તે ભોજન ન કહેવાય. જે ભક્ષ્ય ખાવાનું હોય છે. તેમાં દાંતનો ઉપયોગ હોય છે. ચૂંસવાનું હોય છે. બધા ભાગોનો ઉપયોગ હોય છે. ચાટવાનું હોય છે તે જીભનું ઉપયોગ છે. અને પેય એટલે પીવાનું હોય છે તેમાં મુખનો ઉપયોગ હોય છે. તેથી આ ચાર પ્રકારનું સર્વે ભોજન કહેવાય. ગુણો એટલે મધુર રસો. એટલે બહુ ગુણવાળું કહ્યું છે. અપેક્ષિત કરતાં પણ વધારે અન્ન. તે પાત્રામાં બહાર કાઢીને નહિ એટલે અભિસાર કર્યો. સામાં ગયાં ભગવાન પ્રિય હતા કારણ કે પ્રિયની પાસે સર્વ જાય તે સ્વભાવિક છે. માટે બધા ગયાં. બધા એકઠાં થઈને કેવી રીતે ગયાં? એવી શંકામાં દષ્ટાંત આપે છે કે જેમ બધી નદીઓ સમુદ્ર તરફ જાય તેમ બધાં ગયાં. નદીઓ જવામાં પર્વતો વિગેરેનો પતિબંધો ગણકારતી નથી. નદીઓના દેવો તેમના પતિ નથી પણ સમુદ્ર જ પતિ છે. તેમ અહીં પણ તેઓએ પાતાનાં અંહકારી પતિઓનો અંગિકાર કર્યો નહિ. તેમને ગણકરેલ નથી. અને ગયાં (૧૯)

જેઓ સંબંધ વિનાના છે તેઓનું ભાષણ સ્ત્રીઓ સાથે થઈ શકે નહિ.તેથી જેઓ સંબંધિ હતાં. તેઓએજ તેમને અટકાવ્યાં. અહીં તેમના પિતાઓએ અટકાવ્યાં નથી. તેથી તેમનો વિરોધ નથી. જયારે યુકિતવિરોધ થાય (જવુ કે નહિ એવી શંકા થાય) ત્યારે તો શાસ્ત્ર જ બાલિશ છે. શાસ્ત્ર પ્રમાણે જ કરવું જોઈએ. તેમના ચાર પ્રકારના પુરૂષાર્થ

ચાર જણ આપી શકે.

પતિ ધર્મ સિદ્ધ કરે, ભાઈ અર્થ સિદ્ધ કરે. કામ બંધુઓ તો સિદ્ધ કરે અને સુત મો સિદ્ધ કરે. તેઓ જો નિષેધ કરે તો પુરૂષાર્થની હાની થાય. છતાં તે ન ગણકારતાં પાંચમ પુરૂષાર્થની હાની થાય. છતાં તે ન ગણકારતાં પાંચમો પુરૂષાર્થ સિદ્ધ થાય છે. વળી ભગવા ઉત્તમ શ્લોક હોવાથી તેથી ઉત્તમ. તેઓ પણ ભગવાનના ગુણગાન કરે છે. તેથી આઠમ પુરૂષાર્થ ભકિત પણ સિદ્ધ થાય છે. વળી જેની કામના હોય તે પુરૂષાર્થ કહેવાય. જેમન કામના ન હોય તે પુરૂષાર્થ કહેવાય નહિ. તેથી ધર્મ વિગેરે પુરૂષાર્થ તેમના હતા જ નહિ. પરં ભગવદ પ્રાપ્તિ જ એજ જેમનો પુરૂષાર્થ હતો. દીર્ઘકાલ સુધી જે ભગવાન સાંભળવામ આવેલા હતા. તેમની માટેશ્રી આશાઓ ધરેલી હતી તેવી પત્નીઓ હતી. જેમ કોઈ ફૂલન શ્રવણ કરવાથી તે ફૂલને પ્રાપ્ત કરવા માટે ચિત્ત લાગે છે. તેમ તેમનું ચિત્ત ભગવાનમ હતું. બીજે કોઈ જગ્યાએ હતું નહિ. જેઓએ અટકાવ કર્યો હતો. તેમને વાણીથી જ અટકાવ કર્યો હતો. કારણ કે ઋત્વિજો અડકે તો યાગનો નાશ થાય. તેથી યજમાનની પત્ની વિનાનાં સર્વ ગયાં. સર્વ એકરૂપ એકઠાં થઈને ગયાં. ઋત્વિજોએ મિશ્ર પ્રતિબંધ કર્યો હતો એટલે નાનાઓએ મોટાંને અટકાવ્યાં હતાં. યજમાન તો મુખ્ય હોવાથી તેમનાથી ભિન્ન હતાં. તેથી તે સર્વે ગયાં જ. (૨૦)

તે પત્નીઓ જેઓ ભગવાન પાસે ગયાં. તેમનો પ્રકાર કહે છે.

યમુનાના ઉપવનમાં સુંદરરીતે ચાલતા ભગવાનને સ્ત્રીઓએ જોયા એવો વાકયનો સંબંધ છે. જલ અને સ્થલને વિષે ક્રીડાને યોગ્ય ભૂમીનું સૂચન કર્યું. ઉપવનમાં પુષ્પો અને ફૂલો હંમેશાં થાય છે. કારણ કે તેવાંજ વૃક્ષો રોપવામાં આવે છે.

યમુના ક્રુર હોવાથી ઉપવનની રક્ષા થાય છે. યમનો ભાગ પણ ત્યાં નથી. ત્યાં ગએલાં પત્નીઓને કદાચ શોક થાય તેની નિવૃતિ માટે કહે છે કે અશોકના નવપલ્લવોથી મંડીત હતું. એમ કહેવાથી શય્યાનું પણ નિરૂપણ કર્યું.

વિભાગોથી યુકત સ્થલમાં મુગ્ધ ગોપોથી વીંટાએલાં અને હંસ ગતિથી ચાલતા ભગવાનને તેમના મોટાભાઈ સહીત દર્શન કર્યું. પોતાની ઈચ્છા મુજબ દર્શન કર્યું કારણ કે તેઓ સ્ત્રીઓ હતાં. સ્ત્રીઓએ જોએલા ભગવાનનું વર્ણન કરે છે. નહિ તો ભગવત ચરિત્ર ન થાય. ભગવાને બીજા જ્ઞાનાદિના પ્રકાર દૂર કરીને ભગવાનેજ પોતાનું સ્વરૂપ સ્ત્રીદર્શનને યોગ્ય કર્યું. તે હવે કહે છે. (૨૧)



श्यामं हिरण्यपरिधिं वनमालिबर्हधातुप्रवालनटवेषमनुव्रतांसे ।
विन्यस्तहस्तमितरेण धुनानमब्जं कर्णोत्पलालककपोलमुखाब्जहासम् ॥ २२ ॥
प्रायःश्रुतप्रियतमोदयकर्णपूरैर्यस्मिन्निमग्नमनसस्तमथाक्षिरन्ध्रैः ।
अन्तःप्रवेश्य सुचिरं परिरभ्य तापं प्राज्ञं यथाभिमतयो विजहुर्नरेन्द्र ॥ २३ ॥

दृष्टं भगवन्तं वर्णयत्यन्यथा भगवच्चरित्रं न भवेदन्योपसर्जनत्वाद् वर्णिते तु भगवतैव तथा क्रियत इति तादृशरूपप्राकट्येन निश्चीयते, श्याममिति, आदौ वर्णः शृङ्गाररसात्मको गौरो जोरूप एव स्यात् तैजसश्च शुक्लो जलप्रकृतिकोऽव्यक्तरसोऽन्नमेव हि सर्वरसात्मकं भोग्यं च केवलं दु रसजनकं न भविष्यतीति तयोरपि सम्बन्धो निरूप्यते, हिरण्यपरिधिं वनमालिमिति, सुवर्णमेखलैव परिधिरूपा कुण्डलमुकुटकण्ठाभरणानि च पीताम्बरं कङ्कणाङ्गदादीनि च, अनेन परिधिसहितः सहस्रमूर्तिः श्यामश्चन्द्रो निरूपितः, वनमाला वर्ततेऽस्येति, सर्वपुष्पमयी शुभ्रा, अन्येऽपि सर्वे रसास्तत्र सन्तीति ज्ञापयितुं साधनत्रयमाह बर्हधातुप्रवालेति, त्रयाणान्योन्यसम्बन्धात् सर्व एव रसाः, बर्हश्चित्र एव धातवोऽनेकविधाः शुभ्रादयो मिश्राः, प्रवाला रक्ता एव, एतैरपि कृत्वा नटवेषो यस्य, केवलं रसं धर्मिसहितमपि रसं दातुमुपस्थितः, किञ्च लीलामपि सामग्रीरूपां स्वयमेव करोतीत्याहानुव्रतांसे विन्यस्तहस्तमितरेण धुनानमब्जमिति, लीलायाः प्राधान्यख्यापनार्थं स्वस्य परवशत्वं बोध्यते, स्वातन्त्र्ये रसो गुप्तो भवतीत्यनुव्रतस्य समानधर्मशीलस्यांसे स्कन्धे हस्तं विन्यस्य युग्मरसं ख्यापयन् विश्वमेव कमलात्मकं भ्रामयति सर्वमेवान्यथा करिष्यामीति ज्ञापयन् निर्भयतां सम्पादयति, परमनुव्रतत्व एवाणुमात्रान्यथाभावेऽपि नैवमयं रसः क्रियापर्यवसायीति स्कन्ध एव कृतिर्निरूपिता, उभयोरेकत्र व्यापृतौ रसो स्यादितीतरेणेत्युक्तं कम्पने मकरन्दः स्रवतीति रसार्थमेव तथाकरणं, ज्ञानक्रिययोर्मर्यादायाः शास्त्राणामङ्गानां भक्तेर्विरोधमाशङ्क्य परिहरति कर्णोत्पलालककपोलमुखाब्जहासमिति, कर्णयोरुत्पले येऽलका नालसहितकमलस्थितभ्रमरा इव कपोलयोर्मुखे च हास्यं यस्येति, त्वपि हाससम्बन्धः कपोलयोर्मुखे च, सर्वेषामेव कमलत्वं कपोलयोर्मुखस्यैव वा, कर्णयोगसाङ्ख्यत्वं प्रवृत्तिनिवृत्तिशास्त्रत्वं च, उत्पलानां मर्यादारूपत्वं, अलकानां शास्त्रत्वं विद्वत्त्वं वा, कपोलयोर्भक्त्यङ्गत्वं मुखस्य भक्तित्वं, सर्वेषामेव सरसत्वायाब्जत्वं, तत्र हासो यस्येति सर्वव्यामोहात् सर्वविरोधः परिहृतो भवति ॥२२॥ एवं भगवत्स्वरूपमुक्त्वा तत्र तासां स्वरूपमाह प्राय इति, प्राचुर्येण श्रुताः प्रियतमस्याभ्युदयरूपा गुणास्त एव कर्णपूराः कर्णाभरणानि तद्द्वारा भगवत्यन्तः प्रविष्टे यस्मिन् निमग्नमनसो जाता यथा गृहे गङ्गापूरे समागते गृहं निमग्नं भवति, तमेव भगवन्तमन्तःस्थितं पुनः प्रकारान्तरेणाक्षिरन्ध्रैरन्तः प्रवेश्य तापं जहुः, पूर्वं शब्दात्मकः प्रविष्टः कर्णद्वारा, इदानीमक्षिद्वारा रूपात्मकः प्रविशत्यतोऽथेति भिन्नप्रक्रमः, न तु सांसारिका एव तापाः परिहृता न त्वलौकिका अनेन त्वलौकिकाः परिह्रियन्ते, तदाह




तापं जहुरिति, ननु तापः सर्वाङ्गेषु प्रविष्टः कथमन्तःप्रवेशनमात्रेण शान्त इत्याशङ्क्य सुचिरं परिरभ्येति, अन्तर्बहुकालमालिङ्गितवत्यस्ततः सर्वतापपरित्यागः, ननूपशान्ता तापा न तु नष्टा इति चेदित्याशङ्क्य तास्तत्रैव लीना इति वदन् स्वरूपतोपि तापनाशम दृष्टान्तेन प्राज्ञं यथाभिमतय इति, प्राज्ञं सुषुप्तिसाक्षिणं स्वात्मानमेव भगवद्रूपमहङ्का

શ્લોકાર્થ :- ૨૨

શ્યામ સુર્વણના પરિધિવાલા, વનમાલા ધારણ કરનાર, મયુરપિચ્છ ધાતુઓ, પ્રવાલો વગેરે નટવેશ જેને ધારણ કર્યો છે એવા પોતાના અનુચરના ખભા ઉપર જેને એક હસ્ત ધર્યો છે અને બીજો હસ્તથી જેઓ કમલને હલાવી રહ્યા છે એવા કાર્ણમાં રહેલા કમળ ઉપરના કેશ, ગાલ અને મુખકમલ ઉપર જેનું હાસ્ય પ્રસરી રહ્યું છે. એવા ભગવાનના દર્શન કર્યાં. (૨૨)

ઘણી રીતે સાંભળેલા પ્રિયત્તમ ભગવાનના અભ્યુદયરૂપ ગુણગાન તે રૂપ કર્ણનાં આભરણો દ્વારા જેમનું ચિત્ત ભગવાનમાં નિમગ્ન થયું હતું. તે પત્નીઓએ તે ભગવાનનો હવે ચક્ષુરંદ્રો વડે હૃદયમાં પ્રવેશ કરાવી, ચિરકાલ સુધી આશ્લેષ કરીને સુષુપ્તિ સાક્ષી ભગવત્સ્વરૂપ પ્રયાસને પ્રાપ્ત કરી, જેમ અહંકારની વૃત્તીઓ તાપ દૂર કરીને લીન થઈ જાય છે. તેમ હે નરેન્દ્ર ! આ પત્નીઓ પોતાનો તાપ દૂર કરીને ભગવત્સ્વરૂપમાં લીન થઈ ગયાં (૨૩)

ભાવાર્થ , સુબોધિનીજી :- ૨૨

પ્રથમ તો વર્ણ શ્યામ છે. એટલે શૃગારરસાત્મક છે. ગૌર જો હોત તો રજોરૂપજ થાત અને તેજસ એટલે રાતો થાત. શુકલ જલની પ્રકૃતિ જેવો હોય છે.

સુર્વણ જલની પ્રકૃતિ જેવો હોય છે.

સુર્વણ મેખલા જ પરિધિરૂપ છે. કૃણ્ડલ મુકુટ અને કંઠના આભરણો, પિતાંબર, કંકણ, અંગદ બધા પરિધિરૂપ સમજવાં. આથી પરિધિ-પ સહસ્ત્રમૂર્તિ શ્યામચંદ્રનું નિરૂપણ કર્યું. વનમાલા જેને ધારણ કરેલી છે. એવા બર્હ, ધાતુ અને પવાલ એ શબ્દોથી સર્વ રસવાળા છે. સર્વ રસ ઉત્પન્ન થાય છે. બર્હ એટલે મયુરપિચ્છ. ચિત્રવિચિત્ર હોય છે. ધાતુઓ શુભ હોય છે. પ્રવાલ રાતાં હોય છે. આ સર્વેનું ધારણ કરેલું હોવાથી નટવેશવાળા ભગવાન થયા.

કેવળ રસ અને ધર્મ સહીત રસ એ બંનેનું દાન કરવા માટે ભગવાન ઉપસ્થિત થયા છે. સામગ્રીરૂપ લીલા પણ પોતે જ સિદ્ધ કરે છે. તેથી અનુવૃતના ખભા ઉપર પોતાનો હસ્ત ધર્યો છે. અને બીજા હસ્તથી કમળ હલાવે છે.

જે ભકત ભગવાનને ચર્તુરૂપ હોય તો જ અણુમય પણ વિરૂધ્ધભાવ કરતા નથી. આ રસનું પરિણામ ક્રિયામાં હોવાથી ક્રિયાશકિતના મૂલરૂપ ખભા ઉપર હસ્ત ધરેલ છે. બન્ને હસ્તો એક જ સ્થળે મૂકેલા હોય તો રસ સિદ્ધ થાય નહિ. માટે બીજા હસ્તથી જગતને હલાવતા એમ કહ્યું છે કમલને હલાવવાથી મકરન્દ ઝરે તેથી જ હલાવે છે. બે કર્ણને વિષે રહેલાં બે કમલ અને તેની ઉપર રહેલાં અલક નાલને સ્થાને કર્ણ સમજવા તેની ઉપર રહેલ ભ્રમર અને બે ગાલ ઉપર અને મુખ ઉપર હાસ્ય પ્રસરી રહ્યું છે. બે કર્ણમાં એક યોગરૂપ છે બીજો સાંખ્યરૂપ છે. કમલ મર્યાદારૂપ છે. અલક એ શાસ્ત્રો અને બે ગાલ ભકિતના અંગ છે. મુખ ભકિતરૂપ છે. આથી સર્વના વિરોધનો પરિહાર કર્યો.

એ પ્રકારે ભગવાનના સ્વરૂપનું વર્ણન કરીને તે પત્નીઓના સ્વરૂપનું વર્ણન કરે છે.(૨૨)

પ્રિયતમ ભગવાનના કિર્તિરૂપ ગુણો પુષ્કલ સાંભળેલ હતા. જેમને તે તેમના કર્ણ પુરા એટલે કર્ણનાં આભરણો કહ્યાં છે. તે દ્વારા અંદર પ્રશિષ્ટ થયા. ત્યારે તેમનું મન નિમગ્ન થઈ ગયું. જેમ ઘરમાં ગંગાનું પુર આવે અને ઘર તેમાં ડુબી જાય તેમ તેમનું મન ડુબી ગયું. અને ચક્ષુ દ્વારા અંદર પ્રવેશ કરાવીને તાપ દૂર કર્યો.

પહેલાં શબ્દાત્મક ભગવાને કર્ણ દ્વારા પ્રવેશ કર્યો હતો. હવે ચક્ષુ દ્વારા સ્વરૂપાત્મક ભગવાન પ્રવેશ કરે છે. પહેલાં શબ્દાત્મક ભગવાનના પ્રવેશથી સંસારતાપ દૂર થયો હતો પણ અલૌકિક વિરહના તાપની વિવૃતિ થઈ ન હતી. હવે તેની નિવૃત્તિ થઈ એમ "तापं जहु" એ પદથી કહે છે.

સર્વ અંગોને વિષે પ્રવિષ્ઠ થએલો તાપ અન્તઃકરણમાં ભગવાનના પ્રવેશથી કેમ શાંત થાય? એવી શંકામાં "सुचिरं परिरम्य" બહુ કાલ સુધી ભગવાનનું આલીંગન કર્યું. તેથી તાપ દૂર થયો. તે પત્નીઓ ત્યાં જ લીન થઈ ગયાં એમ કહેતા સ્વરૂપથી પણ તાપનો નાશ થયો.

પોતાના ભગવદરૂપ આત્માને અહંકાર .. વૃત્તીઓ પ્રાપ્ત કરીને તેજ સ્વરૂપમાં લીન થઈ જાય છે. તેવી રીતે આ પત્નીઓ ભગવાનને વિષે સાયુજ્યને પ્રાપ્ત થયાં. પણ તેમને હજુ સંસ્કારો બાકી હતા તેથી તેઓ સાયુજ્યમાંથી બહાર આવ્યાં.

પ્રાયઃ એટલે ઘણુખરૂં ભગવાનના ગુણોનું ગ્રહણ કર્યું હતું. ભગવાનને કોઈ પણ અનુભવ તેમને જોયો નહતો માત્ર શ્રવણ કર્યું હતું. તે પણ પ્રિયત્તમરૂપે શ્રવણ કર્યો હતો. સાધન તરીકે શ્રવણ કરેલ નહતો. તેથી કામભાવ જ હતો. ભકિતના સાધનરૂપ શુદ્ધભાવ ન હતો. કોમલ

ભાવોનું જ શ્રવણ કર્યું હતું. અને તે પણ કર્ણ દ્વારા પ્રવાહરૂપે પ્રવિષ્ઠ થયા હતા. સર્વ અંગોમાં પ્રવિષ્ઠ થયા ન હતા. કારણ કે જોયા પછી પ્રવેશ કરવાથી સર્વાંગે પ્રવેશ થઇ શકે. તેથી તેમ અહીં થયું ન હતું. તેથી તેમનું મન જ માત્ર નિમગ્ન થયું. દેહ નિમગ્ન થયો નહિ. આ પત્નીઓએ જ્ઞાનનિષ્ઠ થઇ અંદર જ ભગવાનનો સત્કાર કર્યો અને સાયુજ્યને પ્રાપ્ત થયાં. તેમનું જ્ઞાન તમોરૂપ હતું. અને ભક્તિ રજોરૂપ હતી. તેમનો સંગ સત્વરૂપ હતો. આ બધાને લીધે ગાઢ નિંદ્રાનું દૃષ્ટાંત આપેલ છે. તાપની નિવૃત્તિ એજ ફલ થયું. જ્ઞાન, ભક્તિ અને ભગવદ સંગથી માત્ર તાપ જતો રહીને નેત્રથી પીવાયોગ્ય ભગવદ લાવણ્યામૃતનું પાન કર્યું. નરેન્દ્ર ! એ સંબોધન મોહ ન કરવા માટે કહેલ છે. (૨૩)

પછી ભગવાને જે કરવાનું હતું તે હવે કહે છે.

**तास्तथा त्यक्तसर्वाशाः प्राप्ता आत्मदिदृक्षया।विज्ञायाखिलदृग्द्रष्टा प्राह प्रहसिताननः२४**
**स्वागतं वो महाभागा आस्यतां करवाम किम् ।यन्नो दिदृक्षया प्राप्ता उपपन्नमिदं हि वः२५**
**नन्वद्धा मयि कुर्वन्ति कुशलाः स्वार्थदर्शनाः ।**
**अहैतुक्यव्यवहितां भक्तिमात्मप्रिये यथा ॥ २६ ॥**

वृत्तयः प्राप्य तत्रैव लीना भवन्त्येवमेता भगवत्येव सायुज्यं प्राप्तवत्यः परं संस्कारशेषा अतः पुनर्बहिर्गमनमन्यथा सायुज्यमेव स्यात्, प्रायग्रहणेन सर्वे भगवदीया गुणा न श्रुता अन्यथा मोहयतीतिज्ञानेन मुग्धा भवेयुः,किञ्च श्रुत एव न दृष्टः कोप्यनुभावः,किञ्च प्रियतमत्वेनैव श्रुतो न तु साधनत्वेन,उदय इति कोमला एव भावाः श्रुताः,तेपि कर्ण एव प्रवाहत्वेन प्रविशन्ति न तु सर्वाङ्गे दृष्टानन्तर्याभावादतो मन एव निमग्नं न तु देहादिः, इदानीमप्येता ज्ञाननिष्ठा अन्तरेव सत्कारं कृतवत्यः सायुज्यं च प्राप्तवत्यः, ज्ञानं हि तमोरूपं रजोरूपा भक्तिः सत्त्वरूपः सङ्ग इत्यतः सुषुप्तिदृष्टान्तः, तापनिवृत्तिः फलमन्यथा गततापा नेत्रपेयमेव भगवल्लावण्यामृतं पपुः, नरेन्द्रेतिसम्बोधनं ध्यानार्थममोहार्थं च ॥२३॥ ततो भगवता यत् कर्तव्यं तदाह तास्तथेति, तथा पूर्वोक्तप्रकारेण त्यक्ता ऐहिकपारलौकिकाशा याभिः, आत्मनः स्वस्य दिदृक्षया प्राप्ताः केवलं भगवान् द्रष्टव्यः, मर्यादायां ह्येतावदेव, श्रुतो हि भगवान् मनोनिदिध्यासितव्यश्च साक्षात्कर्तव्य इति,तत् त्वेतासां जातमतो रूपप्रकारविलक्षणं वचनमाह विज्ञायेति, तासां स्वरूपं विज्ञाय प्रहसिताननो भूत्वा प्राह दर्शनानन्तरभावव्यामोहार्थं हासः प्रकर्षेण कथनमबाधितस्य,नन्वेवं कथनमयुक्तमिति चेत् तत्राहाखिलदृग्द्रष्टेति, अखिलदृशां सर्वबुद्धीनां द्रष्टा सधर्माणां धर्मिणां यत्र प्रवृत्तिः,केवलधर्मिणां प्रवाहवत् सर्वत्र गच्छतां धर्मिणां बाधकसहितानां सधर्माणां पश्चादेवोत्पन्नबाधवतां सर्वामेवं प्रवृत्तिं जानाति, अत एतां अन्तिमपक्षनिमग्ना इति तथोक्तवान् ॥२४॥ भगवतो वाक्यमाह स्वागतमितिचतुर्भिः,

पूर्वानुवादस्तत्रैव उपपत्तिश्च तद्विधाम् । मर्यादायां प्रवेशश्च ततो गन्तव्यबोधनम् ॥ १ ॥

आदौ जातमनुवदति लौकिकन्यायेन वो युष्माकं स्वागतं सुष्ठ्वागमनं जातमितिकुशलप्रश्नः, वाहं तु देयं किमपि नावशिष्यत इत्याह महाभागा इति, महत्त्वमान्तमपि भाग्यं सूचयति तेन सर्वसमृद्धिः साक्षात्कारश्च सिद्धो निरूपितः, समागतानां खेदाभावायाह्रास्यतामिति, उद्देश्यमर्थं पृच्छति करवाम किमिति, अनेनासङ्ग्रहे सङ्ग्रहः कारणीयोन्ते च शुद्धा गतिः, तद् वक्ष्यति 'यज्ञपत्न्यस्तथापर' इति, वैष्णवैः सह सङ्गश्च, अतस्तेषां याज्ञिकानां ज्ञानं ततः शुद्धानां समागमने सर्वथैव प्रपत्तिः स्यात् तदा तद्द्वारा एता अप्यन्यथा भवेयुरतो यावद् युक्तं तावत् करिष्याम इत्याह, ननु नाधिकं किञ्चित् कर्तव्यं किन्तु द्रष्टुमेवागता इति चेत् तत्राह यन् नोऽस्माकं दिदृक्षया समागतास्तदुपपन्नं च इतिबहुवचनेन केवलो भावो निवारितः, अत आहोपपन्नमिदं हि व इति, सर्वसामग्रीसहितो भगवान् द्रष्टव्य इति ॥२५॥ ननु मर्यादायां ज्ञानमार्गे चैतद् भवत्यस्माकं तु प्रेमाधिकमस्तीति कथमेतावन्मात्रत्वं युक्तं तत्राह नन्वद्धेति,नन्विति कोमलसम्बोधने स्नेहोपि मर्यादायामेव युक्तोत एवाद्धा साक्षान् न तु कामनार्थं भक्तिं कुर्वन्ति, मयीत्यनेनात्मता निरूपिता, एकवचनेनान्ये व्यावर्तिताः, कुर्वन्तीति नेदमपूर्वं किन्तु परम्परयैव तत् सिद्धं यतस्ते कुशलाः सर्वाणि साधना-

શ્લોકાર્થ :-૨૪

તે પ્રકારે સર્વ આશાઓનો ત્યાગ કરીને ભગવાન દર્શનની ઈચ્છાથી તેમને આવેલાં જાણીને સર્વ મનુષ્યોની બુદ્ધિને જાણનાર ભગવાન હાસ્યવાળા નીચે પ્રમાણે બોલ્યા. (૨૪)

હે મહાભાગ્યવાળા ! તમે ભલે આવ્યાં. બહુ સારૂ થયું. બેસો. તમારે માટે હમે શું કરીએ ? અમારાં દર્શન માટે આવ્યાં તે તમે બહુ જ યોગ્ય કર્યું (૨૫)

સ્વાર્થને સમજનાર કુશળ પુરૂષો ખરેખર! મારા વિષે કોઈપણ હેતુ વગરની અને દેહ ઇંદ્રિયના આવરણ વિનાની ભકિત કરે છે. જેમ આત્મા જે પ્રિતિનો વિષય છે. તેના પર કરે છે. તેમ (૨૬)

ભાવાર્થ, સુબોધિનીજી :-૨૪

જેમને આ લોક અને પરલોકની આશા છોડી દીધી છે. એવાં પત્નીઓને પોતાના દર્શનની ઈચ્છાથી કેવળ ભગવાનના દર્શન કરવા જ આવેલા છે એમ જાણી મર્યાદામાર્ગમાં તો આટલું કર્તવ્ય છે કે જે ભગવાનનું શ્રવણ થયું છે તેમનું મનથી નિદિધ્યાન કરવું . જોઈએ કારણ કે તેનો સાક્ષાત્કાર કરવાનો છે. તે તો આ પત્નીઓને થયો તેમનું સ્વરૂપ જાણીને પુષ્કળ હાસ્યવાળું મુખ કરીને બોલ્યા. દર્શન પછી જે ભાવ થાય તેનો વ્યામોહ કરવાને હાસ્ય

કર્યું. આ પ્રમાણે સ્વરૂપથી વિરૂદ્ધ વચનો બોલવા અયુકત હતાં એવી શંકામાં સર્વની બુદ્ધિના દ્રષ્ટા ભગવાન છે. ભગવાન બધું જાણે છે. તેથી આ પત્નીઓ છેલ્લા પક્ષમાં નિમગ્ન હતા ભગવદ રસના અનુભવમાં બાધ ઉત્પન્ન થાય એવાં હતાં તેથી હાસ્યથી વચન કહ્યાં. (૨૪)

ભગવાનના વાકયો ચાર શ્લોકથી હવે કહે છે.

કારીકા પ્રથમ શ્લોકમાં જે આવી ગયું તેનો અનુવાદ છે. બીજા શ્લોકમાં તે પ્રમાણે કર્યું તે યોગ્ય છે. ત્રીજા શ્લોકમાં તેમનો મર્યાદામાર્ગમાં પ્રવેશ કરાવ્યો. ચોથા શ્લોકમાં ઘેર જવાનો બોધ કર્યો.

પહેલાં જે થયું તેનો અનુવાદ કરે છે. લૌકિક ન્યાયથી તમારૂં જે અહીં આવવું થયું તે બહુ સારૂં છે. તમે મહાભાગ્યશાળી છો તે અંદરનું ભાગ્ય સૂચવે છે. બહારથી કંઇ આપવાનું રહેતું નથી. તેમને બધી સમૃદ્ધિ અને સાક્ષાત્કાર સિદ્ધ થયો છે. એમ નિરૂપણ કર્યું. આવેલાને ખેદ ન થાય તે માટે બેસો એમ કહ્યું. શું ઉદ્દેશથી આવ્યાં છે? અમે તમારે માટે શું કરીએ? હું તમારે માટે મોક્ષ સિદ્ધ કરી આપીશ. તે બાબત યજ્ઞપત્નીઓ તથા બીજા મોક્ષ પામી ગયાં એમ આગળ કહેવાશે. વૈષ્ણવોની સાથે સંગ પણ કરાવીશ. એટલા માટે યાજ્ઞિકોને પણ ભગવાન જ્ઞાન આપશે. અને તે જ્ઞાન દ્વારા શુદ્ધ થએલાના સમાગમથી બધી પ્રપત્તિ સિદ્ધ થશે. તેમના દ્વારા આ પત્નીઓ પણ મોક્ષને યોગ્ય થશે. માટે તમારે માટે જે યોગ્ય હસે તે કરીશું. અધિક કંઇ કરવાનું નથી અમે તો તમારા દર્શન કરવા જ આવ્યાં છે. એમ કહે તો અમારાં દર્શન કરવાની ઇચ્છાથી આવ્યાં તે યોગ્ય જ છે. કારણ કે સર્વ સામગ્રી સહીત ભગવાનનાં દર્શન કરવાં જોઇએ (૨૫)

આ તમે જે કહ્યું તે મર્યાદામાર્ગ અને જ્ઞાનમાર્ગમાં થાય. અમારો તો તમારે માટે અધિક પ્રેમ છે. તો તમો કહો છો કે આટલું યોગ્યજ છે તે કેમ? તેનો ઉત્તર હવે કહે છે.

ખરેખર! એ સંબોધન કોમળતા માટે વાપર્યો છે. સ્નેહ પણ મર્યાદામાંજ યોગ્ય છે. અને તેથીજ સાક્ષાત મારી ભકિત કરે છે. કોઇ પણ કામના કે હેતુને માટે નહિ. **"मयि"** એ પદથી ભગવાન આત્મા છે એ નિરૂપણ કર્યું. આ કંઇ નવું નથી. પરંતુ પરંપરાથી સિદ્ધ છે કારણ કે તેઓ કુશળ છે. આ પ્રકારે ભકિત કરવાથી સર્વ સાધનો કોઇપણ પ્રયાસ વગર સિદ્ધ થાય છે. ફલ પણ સિદ્ધ થાય છે. કારણ કે તેઓ સ્વાથમાં કુશળ છે. આજ માત્ર પરમાત્મા તરફ જાય છે. જ્યારે બીજા ઇંદ્રિયોના પોષણમાં જાય છે. જયાં સુધી ભગવાનમાં પ્રેમ થતો નથી ત્યાં સુધી આત્મા તરફ વળે છે. જયાં સુદી આત્મામાં પ્રેમ થતો નથી. ત્યાં સુધી બીજી વસ્તુઓનો રાગ ઓછો થતો નથી.




આથી તેમને **"स्वार्थदर्शनः"** એટલે આત્મામાં કુશળ કહ્યાં માટે કોઈપણ હેતુ વિનાની, દેહ, ઇંદ્રિયોના આવરણ વગરની પ્રેમ લક્ષણા ભકિત જેમ આત્માને કે ભગવાનને પ્રિતિનો વિષય છે તે જ મારે માટે કરે છે.

જ્ઞાનીઓને આત્મા દષ્ટાંતરૂપ છે થાય છે કારણ કે તેઓ આત્માથી આગળના પરમાત્મા સુધી તેઓ પહોંચતા નથી. લોકમાં પણ પોતાની પ્રિતીનો વિષય પતિમાંજ આત્માનું દષ્ટાંત છે. અલૌકિક જ્ઞાનને માટે પદાર્થનું દષ્ટાંત છે. શ્રુતિમાં કહ્યું છે કે પતિને માટે પતિ પ્રિય નથી પણ આત્માને માટે જ પતિ પ્રિય છે.

તેનું ઉપાદાન **"प्राण"** એ શ્લોકથી કહે છે.(૨૬)



प्राणबुद्धिमनःस्वात्मदारापत्यधनादयः ।
यत्सम्पर्कात् प्रिया आसंस्ततः को न्वपरःप्रियः ॥ २७ ॥
तद् यात देवयजनं पतयो वो द्विजातयः। स्वसत्रं पारयिष्यन्ति युष्माभिर्गृहमेधिनः २८
॥ पत्न्य ऊचुः ॥
मैवं विभोर्हति भवान् गदितुं नृशंसं सत्यं कुरुष्व निगमं तव पादमूलम् ।
प्राप्ता वयं तुलसिदाम पदावसृष्टं केशैर्निवोढुमतिलङ्घ्य समस्तबन्धून् ॥ २९ ॥

न्यनेन प्रकारेणानायासेन सिद्धानि भवन्ति फलं च,किञ्च स्वार्थकुशलास्तेन्यत् सर्वमिन्द्रियादिगामि भवतीदमेव परमात्मगामीति यावन् न भगवति प्रेम तावन् नात्मनि तत एव तत्रायातीति यावन् नात्मनि स्नेहस्तावदन्यरागो न गच्छत्यतस्ते स्वार्थदर्शिनः, अत एवाहैतुकीमव्यवहितां देहेन्द्रियादिभिर्व्यवधानमप्राप्तां भक्तिं प्रेमलक्षणां यथात्मनि प्रीतिविषये कुर्वन्ति तथैव कुर्वन्ति ज्ञानिनामात्मा दृष्टान्तस्ततोग्रिमकक्षाभावाल् लोकेपि स्वस्य प्रीतिविषये भर्त्रादौ, लोके हि पदार्थो ज्ञानार्थं सिद्ध इति ॥२६॥ एतदुपपादयति प्राणेति, प्राणादयः सर्वे आत्मसम्बन्धात् प्रिया आत्मापि परमात्मसम्बन्धात् परमानन्दो ह्यात्मरूपः प्रियो न केवलमात्मनः प्रियत्वं नाप्यानन्दस्य परानन्दे दुःखितजीवे च व्यभिचारादतः प्राणादिषु स्नेह औपाधिकः सहजो मयि, अतः को वापरः प्रियो भवेत्? प्राणा इन्द्रियाणि प्राणाश्च बुद्धिर्मनोनियामिका मनश्च स्वं शरीरं धनादिकं वात्मा देह आत्मैव वा दाराः स्त्रियोपत्यानि पुत्रा धनं पश्वादयो यावत्किञ्चिदात्मसम्बन्धि यस्यात्मनो मम सम्बन्धात् प्रिया आसंस्ततो मत्तो न्विति वितर्के को वा प्रियः स्यात्? अपरश्च नियम्यस्त्वप्रियो भवति ॥२७॥ अतः कार्यस्य सिद्धत्वाद् गृहं यातेत्याह तद् यातेति, यद्यप्यहमात्मा तथापि बहीरमणे बुद्धिरन्यथा भविष्यतीति न तत् कर्तव्यं यतो भवत्यः साध्व्यः पतिव्रताः संस्कारैश्च संस्कृता अतो

देवयजनं यात, किञ्च वो युष्माकं पतयो द्विजातयो ब्राह्मणजातीया अतः संस्कारनाशे यज्ञो न सिध्येदतस्ते स्वसत्रं युष्माभिः कृत्वा पारयिष्यन्ति पारं नेष्यन्ति यतो गृहमेधिनो गृहस्था भार्यासहिता एव कर्माधिकारिणस्तस्मात् कार्यस्य सिद्धत्वात् स्वरक्षासम्भवात् परोपकारात् तेषां च जातियज्ञगार्हस्थ्यसम्पादकत्वाद् गन्तव्यमित्यर्थः ॥२८॥ पत्न्यस्तु सर्वपरित्यागेन समागताः कृतसाक्षात्काराः पुनः पूर्वावस्था प्राप्तुमयुक्तेति सञ्चिन्त्य गमनाभावं प्रार्थयन्ति मैवमिति, गृहगमनं त्वनुचितमेव कर्तव्यं च, तथापीश्वरवाक्यात् कर्तव्यं चेत् तदा कर्तव्यवार्ताकान्ताशित्वेन महद् भयमाशङ्क्य विज्ञापयन्ति विभो हे समर्थ सर्वप्रकारेणापि सर्वं कर्तुं समर्थैवं गदितुं भवान् नार्हति,अनर्हे हेतुमाह नृशंसमिति, इदं हि क्रूरं वाक्यं स्वरूपतः फलतोर्थतश्च, आदौ पुष्टिमार्गप्रवर्तनार्थं भगवानवतीर्णः कथं मर्यादां स्थापयति? नापीयं मर्यादा त्यागानन्तरं पुनर्ग्रहणविधानात्, यद्यपि स्त्रीणां त्यागो नोक्तस्तथापि त्वय्यवतीर्णे उचितः,स्त्रीणामर्थ एवानन्दस्य प्रकटितत्वादतोन्यदा फलरूपानन्दाभावाद् भोग्यत्वेन तासामन्यगामित्वावश्यकत्वात् त्यागोनुचितो भवतु नाम प्रकृते तु तद्वैपरीत्यात् तस्यैव भोगपर्यवसानादुचित एव त्यागस्तथा सति पुनः परिग्रहः क्रूरो भवति, किञ्च दयाभावाच्च संसारदवानलान् निर्गतं पुनस्तत्र

શ્લોકાર્થ :-૨૭

પ્રાણ, બુદ્ધિ, મન, શરીર અથવા ધન, આત્મા, સ્ત્રી, પુત્ર, પશુ વિગેરે જે કાંઈ આત્માના સંબંધ છે. તે બધા મારા સંબંધથી પ્રિય લાગે છે. માટે મારાથી બીજો જે કોઈ નિયમ્ય છે. તેવો કોણ પ્રિય લાગી શકે ? (૨૭)

કાર્ય સિદ્ધ થયેલું હોવાથી હવે ઘેર જાઓ તે કહે છે. દેવયજ્ઞમાં જાઓ તમારા પતિઓ જેઓ દ્વિજ છે અને જો ગૃહસ્થાશ્રમી છે. તેઓ તમારી સહાયથી યજ્ઞ પાર પાડશે. (૨૮)

પત્નીઓ તો સર્વ પરિત્યાગ કરીને આવ્યાં છે. પોતાને ભગવાનનો સાક્ષાત્કાર થયો છે. અને હવે પહેલાની સ્થિતિ પ્રાપ્ત કરવી અયોગ્ય છે એવો વિચાર કરી પોતાને પાછા ન મોકલવા માટે વિજ્ઞપ્તિ કરે છે. તે કહે છે. (૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી :-૨૭

પ્રાણ વિગેરે બધા આત્માના સંબંધથી પ્રિય લાગે છે. આત્મા પણ પરમાત્માના સંબંધથી પ્રિય લાગે છે. પરમાનંદ પણ આત્મરૂપેજ પ્રિય લાગે છે. કેવળ આત્મા પ્રિય લાગતો નથી. કેવળ આનંદ પણ પ્રિય લાગતો નથી. જો કેવળ આનંદ પ્રિય લાગતો હોય તો પારકાનો આનંદ પણ પ્રિય લાગે. કેવળ આત્મા પ્રિય લાગતો હોય તો દુઃખી જીવ જે આત્મા છે તે પણ પ્રિય લાગતો હોય તો દુઃખી જીવ જે આત્મા છે તે પણ પ્રિય લાગે પણ તે બંને પ્રિય લાગતા નથી.

માટે પરમાનંદ આત્મારૂપે જ પ્રિય લાગે છે. આમ હોવાથી પ્રાણાદિમાં જે સ્નેહ છે તે ઉપાધિવાળો છે. સહજ સ્નેહ તો મારા વિષેજ છે. માટે બીજો કોણ પ્રિય લાગે? ઇંદ્રિયો અને પ્રાણ બુદ્ધિને નિયમનમાં રાખે છે. તે મન એ પોતાનું શરીર, ધન, આત્મા, સ્રીઓ, પુત્રો અને ધન જે કાંઇ આત્માના સંબંધિ છે. જેને મારા સંબંધ છે. તેથી તે બધા પ્રિય લાગે છે. તેથી મારાથી બીજો કોણ પ્રિય હોઇ શકે? પર અને અપર નિયમ્ય અને નિયામક જે નિયમ્ય છે તે તો અપ્રીય લાગે છે.(૨૭)

જો કે હું આત્મા છું તો પણ બહારના રમણથી બુદ્ધિમાં વિકાર પ્રાપ્તિ દ્વિજ છે. બ્રાહ્મણ છે. માટે તેમનો યજ્ઞ તમારી સાથે પાર પાડશે. કારણ કે તેઓ ગૃહસ્થ છે. અને ગુહસ્થોને ભાર્યાની સાથે રહીને કર્મ કરવાનો અધિકાર છે. માટે તમારૂં દર્શનરૂપી કાર્ય સિદ્ધ થએલું હોવાથી અને તમારા પતિઓ તમારૂં રક્ષણ કરી શકે એમ હોવાથી તેમનો યજ્ઞ સિદ્ધ કરાવવા, પરોપકાર કરવા, જાતિ, યજ્ઞ અને ગૃહસ્થાશ્રમ સર્વ સિદ્ધ કરવા માટે તમારે જવું જોઇએ.(૨૮)

ઘેર જવું તો અનુચિત છે. કર્તવ્ય નથી. પણ પ્રભુના વચનને લીધે કરવું પડે તો ઓકેલું ખાવા જેવું થાય. ભય ઉત્પન્ન થાય. એવી શંકાથી પ્રાર્થના કરે છે.

હે સમર્થ! તમે સર્વ કરવાને સમર્થ છો માટે આમ બોલવું તમારે માટે યોગ્ય નતી. એ ક્રુર વાકય છે. સ્વરૂપથી, ફૂલથી અને અર્થથી ત્રણે રીતે ક્રુર છે. પ્રથમ સ્વરૂપથી ક્રુરતા જણાવે છે કે પુષ્ટિમાર્ગને પ્રવર્ણાવવાને જે ભગવાને અવતાર લીધો છે તે મર્યાદા કેમ સ્થાપે? ફલથી ક્રુરતા જણાવે છે કે આ મર્યાદા પણ નથી. કારણ કે ભગવાનનું આ વચન તો ત્યાગ કર્યા પછી ફરીથી ગ્રહણ કરવાનું વિધાન કરે છે. જો કે સ્રીઓને ત્યાગ કરવાનું કહ્યું નથી. તોપણ તમે જ્યારે અવતાર લીધો છે ત્યારે તેઓએ સ્રીઓએ ત્યાગ કરવો ઉચિત છે. કારણ કે સ્રીઓને માટે જ આનંદરૂપ ભગવાન આપ પ્રગટ થયા છે. બીજે બધે સમયે ફલરૂપ આનંદનો અભાવ હોવાથી, સ્રીઓ ભોગ્ય હોવાથી, બજી જગ્યાએ જવું જરૂરી હોવાથી ભલે ત્યાગ અનુચિત હોય પણ ચાલું વાતમાં તેથી વિપરીતપણું છે કારણ કે આનંદરૂપ ભગવાન પોતે જ ભોગ કરે છે. માટે ફલનો અનુભવ ભગવાન પોતે કરાવી શકવાથી બીજાનો ત્યાગ ઉચિત જ છે. માટે ફરીથી તેનો પરિગ્રહ કરવાનું કહેવું તે ક્રુર વચન છે અર્થથી ક્રુરપણુ કહે છે. આ બોલવું દયાનો અભાવ સૂચવે છે. સંસારના દાવાનલમાંથી નીકળેલાને ફરીથી તેમાં પ્રવેશવાનું કહે છે તે યોગ્ય નથી. કારણ કે તમે સર્વસમર્થ છો. પોતે અમારા પતિરૂપ થઇને રહો અથવા ગોપીકારૂપે બીજાઓને જણાવો અથવા તમે આત્મા છો તો તેમાં અમારો પ્રવેશ કરાવો. અથવા અમોને

વૃક્ષ વિગેરે બનાવી દો. અથવા અમને અદશ્ય કરી દો. આ પ્રમાણે બધા ઉપાયો હોવા છતાં હમને પાછાં મોકલવાનો ઉપાય શા માટે કરો છો? જો તમે એમ કહો કે બીજા બધા ઉપાય સિદ્ધ કરવાના રહ્યા પણ ઘર તો સિદ્ધ જ છે. તેમાં કંઈ નવું કરવાનું નથી. તો તેના સમાધાનમાં કહે છે વેદમાં કહેલું સત્ય કરો. નિગમ એટલે વેદ કહે છે "ત્યાગ કર્યા પછી ફરીથી ગ્રહણ કરવું નહિ." શ્રુતિએ કહયું છે કે આ "તામસોએ તો ત્યાગ કરવો જોઈએ" ફરીથી આવતો નથી, ફરીથી આવતો નથી. હે અર્જુન ! મારી પાસે આવ્યા પછી પુર્નજન્મ થતો નથી. (ગી.-૮-૧૬).

આ પ્રમાણે અનેક પ્રકારનાં વચનો વેદમાં કહ્યાં છે. તે બધા વચનો વ્યર્થ થઈ જાય. માટે તમારે વેદ સત્ય કરો. મારી પાસે આવ્યા પછી,મારૂ સાયુજ્ય પ્રાપ્ત થયા પછી તમને પાછા જવામાં વાંધો આવતો નથી. કારણ કે તમને કોઈ સાયુજ્ય પ્રાપ્ત થયું નથી. તમે મારાથી જુદાં રહ્યાં છો. એવી શંકાના સમાધાનમાં અમે તમારા ચરણના મૂલને પ્રાપ્ત થયાં છે. પ્રાણીઓને પોતાનો પ્રયત્ન આટલે સુધીજ હોઈ શકે કે તમારા બે ચરણના મૂલને પ્રાપ્ત કરવું.

ચરણનું મૂલ એટલે ચરણનો પ્રેમ અથવા ચરણની રજ ધારણ કરવી અથવા ચરણને અવલંબવાવી ચિત્તની સ્થિતિ અથવા ચરણના નીચેના ભાગમાં સેવાને માટે સ્થિતિ આમાંથી કોઈપણ પ્રાણી કરે . બાકીનું તમારે કરવાનું છે. તેની અધોગતિ કરવી જોઈએ નહિ.

તમે સ્ત્રીઓ છો. કામયુકત છો. તેથી લોક વિરૂદ્ધ, શાસ્ત્ર વિરૂદ્ધ અને અવતાર વિરૂદ્ધ કામ હું કેવી રીતે કરૂં ? એવી શંકામાં તમારે તો પાછાં જવું જ યોગ્ય છે. એમ કહે તો તેના ઉત્તરમાં તુલસીની માળા તમારા ચરણથી દૂર કરેલી અમારા કેશમાં ધારણ કરવાને એ શબ્દોથી આપે છે. અમને અનુચિત કર્મની અભિલાષા નથી કિતું આખો દિવસ સેવા કરીશું અને સ્વામીનો નિદ્રાનો સમય થશે ત્યારે ચરણ સેવા કરતા કરતા ચરણના આભરણને સ્થળે પુષ્પના આભરણની માફક બાંધેલી તુલસીમાલા તમે જે અમને પ્રસાદ તરીકે આપી હસે અમે પરમ પુરૂષાર્થ સમજીને ગ્રહણ કરીશું. માટે કેશ સંબંધી વેણી તે માલાને ધારણ કરવા અમે તમારા ચરણના મૂલને પ્રાપ્ત થયાં છે. જો તમને એટલીજ અભિલાષા હોય તો તમારે ઘેર તુલસીમાળા મોકલી આપીશું. તેના ઉત્તરમાં કહે છે કે હમે સર્વ બંધુઓને, પતિ, પુત્ર વિગેરે. બધાને છોડીને આવ્યાં છીએ. માટે તમો તે માલા મોકલી શકશો નહિ. અમે ત્યાં રહીશું નહિ (૨૯)

વળી તેમની ઉપર ઉપરકાર કરવા માટે તમારે જવું જોઈએ. તે પણ સંભવીત નથી તે હવે કહે છે.




ભાવાર્થ, સુબોધિનીજી :-૧

આ પ્રમાણે ત્યાં ગોકુલમાંજ બલભદ્ર સહીત સારી રીતે રહેતા ભગવાને પોતે વ્રજવાસીઓનો નિરોધ છતાં ઈંદ્રિયો માટે પ્રવૃતિ કરતા જોયા. તેમને વૃદ્ધ ગોપોને પ્રયત્ન કરતા જોયા. આથી શુકદેવજીને પણ આશ્ચર્ય થયું.

જયાં શ્રવણ વિગેરેની પરંપરાથી ભગવદ સંબંધી ધર્મ રહે છે. શ્રવણ માત્ર પ્રેમથી નહિ પણ  શાસ્ત્રમાં વિધાન કરેલું છે. ધર્મનો સંબંધ રહેતો નથી. અહીં તો સ્વભાવિક ઐશ્વર્યાદિવાળા સાક્ષાત ધર્મિ ભગવાન બિરાજે છે. અન્યના ધર્મોને સહન ન કરી શકે એવા ભગવાનના ઐશ્વર્ય જયાં છે તો પણ આવા વ્રજમાં ભગવાને અન્ય ધર્મને જોયા. તેથી **"ભગવદ"** પદ મૂકયું છે.

વળી ક્રિયાશકિતવાળા બલભદ્રજી જે દેવ હોવાથી ભજન ધર્મને વિરોધી જે કાંઇ હોય તેનો નાશ કરે તે ભગવાનની સાથે હતા. તેમ છતાં અન્યનો યોગ વ્રજવાસીઓ કરતા હતા. એ આશ્ચર્ય પમાડે છે.

અત્યારસુધી ભગવાન નિવાસ માત્ર કરતા હતા. પણ બીજા ધર્મોનો બાધ કરતા ન હતા. તેથી આટલા સુધી ઈંદ્રયાગ થયા કર્યો તે અભિપ્રાયથી પણ નિવાસ કહયો છે. વ્રજવાસીઓનો નિરોધ કરવાની ઈચ્છા ધીમે ધીમે ભગવાનને હતી. એકદમ, સામટો નિરોધ કરવાની તેમની ઈચ્છા નહતી. જો તેમ કરત તો લીલામાં રસ ન આવત. તેથી ઈંદ્રયાગ બંધ કર્યો નહિ. નહિ તો ઈંદ્રયાગ પરંપરાથી ચાલ્યો આવેલ છે. અને યુકિતથી બાધિત નથી. એ ન કરવો તે અસુખની પ્રાપ્તિના હેતુરૂપ છે. ઈંદ્રયાગ કરતા ગોપોને જોઈને ભગવાને પોતાની જ્ઞાનશકિતની સ્થાપના કરી. નહિ તો લૌકિક રીતમાં નિષ્ઠાવાળા વ્રજવાસીઓ બાળકના કહેવાથી આવા કર્મનો ત્યાગ કેમ કરે? અને ભગવાનના કહેવાનો અંગિકાર કરે નહિ. તે જ્ઞાન શકિતના બીજને ઉદ્‌બોધ કરવા વચનો ભગવાન કહેશે તેથી સર્વ ઈષ્ટની સિદ્ધિ થશે. એમ જાણવું. આવું ઈંદ્રયાગ જેવું કર્મ ભગવાન ભકતોએ કરવું જોઈએ નહિ. તેથી તે કર્મનો નિષેધ કરવાને તે મતને પૂર્વપક્ષ કરીને સિદ્ધાંત કહેવા માટે પ્રસ્તાવના કહે છે.(૧)

ભગવાન તો સર્વજ્ઞ છે. લોક ન્યાયથી પણ આગલે વર્ષે તે યજ્ઞ કરેલો હોવાથી તે સારી રીતે જાણતા હતા. પોતે સર્વના અન્તરાત્મા હોવાથી અને સર્વજ્ઞાન શકિતવાળા હોવાથી, સર્વ વસ્તુનું દર્શન પોતાને હોવા છતાં વિનયથી પ્રણામ કરતા જાણે કંઇ જાણતા નથી તેવા થઈને નંદજી જેમાં મુખ્ય છે એવા વૃદ્ધ ગોપોને ભગવાને પૂછયું. (૨)

એ શ્લોકથી પણ જ કહે છે.

પિતા એ સંબોધન ત્રણે ઉત્તરના જ્ઞાનરૂપ છે. પિતાની પાસે પુત્રે શિક્ષણ લેવું જોઈએ. તેથી ભગવાન કહે છે કે મને કહો કે આ સંભ્રમ તમને શું આવી પડયો છે? આ કેવા ઉત્સવનો પ્રયત્ન ચાલી રહ્યો છે? જો એ અલૌકિક હોય તો તેનું વિધાન કરવું જોઈએ. તેનું શું ફલ છે? પહેલાં તો કર્મનું ફલ જાણવું જોઈએ. નહિ તો કર્મમાં પ્રવૃત ન થવાય. પ્રયોજન વિના મંદ બુદ્ધિવાળો પણ તેમાં પ્રવૃત્તિ કરતો નથી એવો ન્યાય છે. તેથી તેનું ફલ જાણવું જોઈએ. વળી કોને ઉદ્દેશીને આ કર્મ પ્રવૃત થયેલું છે. ? એનો દેવતા કોણ છે? અથવા કયા દ્રવ્યથી તે સિદ્ધ થાય છે. સર્વ કર્મમાં દ્રવ્ય, દેવતા અને ફલ કહેવા જોઈએ. આ સંભ્રમ બહુ મોટો છે. તેથી યજ્ઞ પણ મોટો હોવો જોઈએ. વેદમાં કહેવું જોઈએ એમ હવે કહે છે.(૩)

एतद् ब्रूहि महान् कामो मह्यं शुश्रूषवे पितः ।
न हि गोप्यं हि साधूनां कृत्यं सर्वात्मनामिह ॥ ४ ॥
अस्तस्वपरदृष्टीनाममित्रोदास्तविद्विषाम् ।
उदासीनोरिवद् वर्ज्य आत्मवत् सुहृदुच्यते ॥ ५ ॥
ज्ञात्वाज्ञात्वा च कर्माणि जनोयमनुतिष्ठति ।
विदुषः कर्मसिद्धिः स्यात् तथा नाविदुषो भवेत् ॥ ६ ॥



को वा पदार्थः समागत इति सम्भ्रम उत्सवप्रयत्नो वा? अलौकिकश्चेत् तस्य विधानं वक्तव्यमित्याह किं फलमिति,आदौ कर्मणः फलं ज्ञातव्यमन्यथा प्रवृत्तिरेव न स्यात् 'प्रयोजनमनुद्दिश्य न मन्दोपि प्रवर्तत' इतिन्यायात्, किञ्च कस्य वोद्देशः कमुद्दिश्यैतत् कर्म प्रवृत्तमिति? का देवतेत्यर्थः, केन वा द्रव्येण साध्यत इति? सर्वत्र हि द्रव्यदेवताफलानि वक्तव्यानि, महान् सम्भ्रम इति प्रायेणायं मखो महान् यागः, वेदे त्वप्रसिद्ध इति तदुपहासोपि ॥३॥ एतत् सर्वं विशेषाकारेण वक्तव्यमिति पुनराहैतद् ब्रूहीति, किं ततः स्यात्? तत्राह महान् कामो मह्यमिति, अयं महानेव कामोभिलषितोर्थः, तद्विषयिणीच्छा वा, अतः शुश्रूषवे मह्यं वदेति, अज्ञत्वज्ञापनाय पुनः पितरितिसम्बोधनं, बाला हि पितरं बहुधा सम्बोधयन्तीति, ननु गोप्यमेतन् न बालेभ्यो वक्तव्यमिति चेत् तत्राह न हि गोप्यं हीति, इदं न गोप्यं प्रतिभाति महान् 'सम्भ्रमो' दृश्यत इति, किञ्च साधूनां न किञ्चिद् गोप्यं, अन्यथा साधुत्वमेव न स्यादतो हि द्वयं युक्तं, किञ्च साधूनां कृत्यमेव नास्ति कुतः पुनर्गोप्यं कृत्यं भविष्यति? साधवोत्र शास्त्रीयाः 'कृपालुरकृतद्रोह' इत्यादिधर्मयुक्ताः, तेषामगोप्यकार्यत्वे हेतुः सर्वात्मनामिति,सर्वेष्वेवात्मा हृदयं येषां,ते हि 'सर्वहिते रताः', तत्रापीहास्मिँल्लोके न तेषां कृत्यं गोप्यं, अनेन भगवच्छास्त्रं कदाचिन्न वदेयुरपि न तु लौकिकं किञ्चित्

॥४॥ ननु 'नव गोप्यानि सर्वथे'तिशास्त्रात् कथमगोप्यमिति चेत् तत्राहास्तस्वपरदृष्टीनामिति, अस्ता गतौ स्वः परश्चेत्यवान्तरभेददृष्टिर्येषां, परबुद्धौ सत्यां गोप्यशास्त्रं न तु तदभावे, किञ्च न मित्रमुदासीनो विद्वेषी च येषां, तेषु बुद्धिभेदाभावात् तत्कृता मित्रोदासीनरिपवोपि न सन्ति तस्मात् सर्वत्र तुल्यबुद्धिरेव कर्तव्येत्युपदेशोपि,अथ यदि नास्मिन् ज्ञानेधिकारस्तस्मिन्नपि पक्षे द्वयी गतिः कर्तव्या त्याज्यात्याज्यभेदेन त्रिविधगतौ तु बुद्धिरतिनष्टा स्यात् सगुणापि भवेदतो द्वयमेव कर्तव्यमिति चतुर्णां भेदद्वयमेवाहोदासीन इति, आत्ममित्रोदासीनरिपव इति चतुर्धा तत्रात्मा मित्रं चैकमुदासीनोरिश्चैकोतः कार्येषूदासीनोरिवद् वर्ज्यः शत्रुवन्निराकार्यः सुहृन् मित्रं त्वात्मवदुच्यत इतिप्रमाणम् ॥५॥ ननु वक्तव्यं भवति परं न ज्ञायत इति चेत् तत्राह ज्ञात्वाज्ञात्वेति, यमर्थं ज्ञात्वा जनोनुतिष्ठत्यज्ञात्वा चानुतिष्ठति तत्रापि कर्माणि वैदिकानि तत्र ज्ञानमावश्यकं, कर्माणि ज्ञात्वा तत्सम्बन्धिपदार्थोनुष्ठेयो नान्यथा, ततः किं स्यादत आह विदुषः कर्मसिद्धिः स्यादिति, यस्तु जानाति तस्यैव कर्मसिद्धिः कर्मफलं स्याद् 'यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा वा तदेव वीर्यवत्तरं भवती'तिश्रुतेः, 'वीर्यवत्तर'मेव फलजनकं, अथ वा सम्पूर्णं फलं ज्ञानेन भवत्यल्पं तु फलमज्ञात्वापि भवतीत्याह तथा नाविदुषो भवेदिति, अविदुषस्तथा फलं न भवेत् ॥६॥

શ્લોકાર્થ :-૪

હે પિતા! સાંભળવાની ઈચ્છાવાળા મને કહો. મને આને માટે મોટો અભિલાષ છે. અહીં કંઈ ગુપ્ત રાખવા જેવું જણાતું નથી. વળી સાધુ પુરૂષોને કંઈ ગુપ્ત રાખવાનું હોતું નથી કારણ કે તેમને કાંઈ કરવાનું હોતું નથી. કારણ કે તેઓ સર્વના હૃદયરૂપ છે. (૪)

જેમને મારો અને પારકો એવી દષ્ટિ મટી ગઈ છે અને જેમને મિત્ર, ઉદાસીન અને શત્રુ રહ્યા નથી. તેમણે ઉદાસીનતા શત્રુની માફક ત્યાગ કરવો જોઈએ અને મિત્રને આત્મવત્ ગણવો જોઈએ. (૫)

આ મનુષ્ય જ્ઞાનથી અને અજ્ઞાનથી કર્મો કરે છે. વિદ્વાન ને ફલ પ્રાપ્ત થાય છે. પણ આ વિદ્વાનને થતું નથી. તેને અલ્પ ફલ પ્રાપ્ત થાય છે.(૬)

ભાવાર્થ, સુબોધિનીજી :-૪

એ કહેવાથી શું ફલ થાય? ત્યાં કહે છે મને મોટાં કામ છે. આ મારો અભિલષિત પદાર્થ છે. એ વિષય જાણવાની મારી ઈચ્છા છે. માટે હું સાંભળવાવાળો છે તેને કહો. પિતા એ સંબોધન ફરીથી પોતે અજ્ઞાન છે. તે જણાવે છે. આ વાત ગુપ્ત રાખવા જેવી છે. બાલકોને કહેવા જેવી નથી. એવી શંકામાં કહે છે. આ કંઈ ગુપ્ત રાખવા જેવું નથી.

કારણ સંભ્રમ તો મોટો જોવામાં આવે છે. વળી સાધુ પુરૂષોને કંઇ પણ ગુપ્ત રાખવા જેવું નથી. જો ગુપ્ત રાખવા જેવું નથી. જો ગુપ્ત રાખવા જવું હોય તો સાધુ જ કહેવાય નહિ. વળી સાધુઓને કંઇ કરવાપણણુ હોતું જ નથી. તો ગુપ્ત રાખવા જેવું હોય તો સાધુજ કહેવાય નહિ. વળી સાધુઓને કંઇ કરવાપણું હોતુંજ નથી. તો ગુપ્ત રાખવ઼ જેવું શું હોય? સાધુઓ એટલે અહીં શાસ્ત્રમાં કહેલા કૃપાલુ જે કોઇનો દ્રોહ કરતા નથી. તે સમજવા તેમને કંઇજ ગુપ્ત હોતું નથી. કારણ કે તેઓ સર્વના આત્મા એટલે હૃદયરૂપ હોય છે. તેઓ સર્વના કલ્યાણમાં તત્પર જ હોય છે. ભગવદશાસ્ત્ર કદાચ ન કહેવાય પણ લૌકિક કહેવામાં કંઇ વાંધો નથી. નવ વસ્તુઓ સર્વથા ગુપ્ત રાખવી જોઇએ. એવું શાસ્ત્રમાં હોવાથી કંઇ પણ ગુપ્ત ન રાખવું એમ કેમ કહો છો ? તેના ઉત્તરમાં નીચેનો શ્લોક કહે છે. (૪)

ભેદ દષ્ટિ એટલે આ મારૂં અને પારકું એવી ભેદ દષ્ટિ જેમની જતી રહી છે. પારકું એવી બુધ્ધિ હોય તો જ ગુપ્ત રાખવું એવું શાસ્ત્ર હોઇ શકે પણ પારકાનો અભાવ હોય તો ગોપશાસ્ત્ર હોઇ શકે નહિ. વળી જેમને મિત્ર ઉદાસીન કે શત્રુ નથી. તેમને બુધ્ધિનો ભેદ નહિ હોવાથી તેમને મિત્ર કે શત્રુ હોતા નથી. સર્વમાં સરખાપણાની બુધ્ધિ રાખવી. જો એમ કહો કે આવા સરખાપણાની બુધ્ધિમાં જ્ઞાનનો અધિકાર નથી. ત્યાં કહે છે કે તે ત્યાજય છે. આ તો આત્યાજય એવી માત્ર બેજ ગતિ બુધ્ધિથી કરવી જો ત્રણ ગતિ કરીએ તો બુધ્ધિ તદ્દન નષ્ટ થઇ જાય. અને સગુણ પણ થાય. માટે બેજ કરવી. આત્મા અને મિત્રને એક ગણવો ઉદાસીન અને શત્રુને એક ગણવો. તેથી કાર્યમાં ઉદાસીનને શત્રુની માફક દૂર કરવો અને મિત્રને આત્માની માફક ગણવો એવું શાસ્ત્રમાં કહેલું છે.

ઉપર પ્રમાણે ગુપ્ત ન રાખતાં કહેવું જોઇએ પણ ન જાણતા હોય તો કેવી રીતે કહેવાય? એનો ઉત્તર આપે છે.(૫)

પ્રથમ તો તમારે કહેવુ જોઇએ કે આ કર્મ વૈદિક છે. સ્મૃતિ અનુસાર છે કે લૌકિક છે. જો આમાંનું કંઇજ ન હોય તો એ કર્તવ્ય જ નથી. તે હવે કહે છે.

મનુષ્ય જાણીને અને અજ્ઞાનથી કર્મ કરે છે. તેમાં પણ જે કર્મ વૈદિક છે તેમાં જ્ઞાન જરૂરી છે. કર્મોનું જ્ઞાન પ્રાપ્ત કરીને તે પ્રમાણે પદાર્થોનું અનુષ્ઠાન કરવું. જ્ઞાન વગર કરવું નહિ. તેથી શું ફલ થાય? તેના ઉત્તરમાં વિદ્વાનને કર્મ સિધ્ધિ થાય છે. જેને જ્ઞાન હોય છે તેને કર્મનું ફલ મળે છે. શ્રુતિમાં કરેલું છે કે જે વિદ્યા વડે કરે છે. શ્રધ્ધા વડે કરે છે અથવા ગુરૂ પાસે જ્ઞાન પ્રાપ્ત કરીને કરે છે. તે જ વધારે ફલ આપનારૂં થાય છે (છા.ઉ. ૧-૧-૨૦)

જે વીર્યવાળું હોય છે તેજ ફલ આપી શકે છે. અને જ્ઞાન વગર જે કર્મ કર્યું હોય તેનું ફલ તો અલ્પ થાય છે. તેને સંપૂર્ણ ફલ થતું નથી. (૬)

तत्र तावत् क्रियायोगो भवतां किं विचारितः ।
अथ वा लौकिकस्तन् मे पृच्छतः साधु भण्यताम् ॥ ७ ॥

॥ नन्द उवाच ॥

पर्जन्यो भगवानिन्द्रो मेघास्तस्यात्ममूर्तयः ।
तेभिवर्षन्ति भूतानां प्राणनं जीवनं पयः ॥ ८ ॥
तत् तात वयमन्ये च वार्मुचां पतिमीश्वरम् ।
द्रव्यैस्तद्रेतसा सिद्धैर्यजन्ति क्रतुभिर्नराः ॥ ९ ॥
तच्छेषेणोपजीवन्ति त्रिवर्गफलहेतवे ।
पुंसः पुरुषकाराणां पर्जन्यः फलभावनः ॥ १० ॥
य एवं विसृजेद् धर्मं पारम्पर्यागतं नरः ।
कामाल् लोभाद् भयाद् द्वेषात् स वै नाप्नोति शोभनम् ॥ ११ ॥

आदौ चैतद् वक्तव्यं किमेतत् कर्म वैदिकं स्मार्तं लौकिकं वेति? एतदभावेकर्तव्यमेवेत्याशयेनाह **तत्रेति**, तत्रान्यकथनापेक्षया प्रथममेतद् वक्तव्यं, अयं **विचारितः क्रियायोगः** किं वैदिकः स्मार्तो **वाथ वा लौकिकः** कुलदेशधर्म इव, एतदेतेषामवान्तरनिर्णयरूपं **पृच्छतो मे साधु** यथा भवति तथा **भण्यतां** युक्तिपूर्वकं प्रमाणपूर्वकं वक्तव्यमित्यर्थः ॥७॥

एवं भगवता पृष्टो यादृशज्ञानेनेन्द्रयागं कृतवन्तस्तं प्रकारमाह **पर्जन्य** इतिचतुर्भिः, हैतुकं शास्त्रमाश्रित्य भौतिकेन्द्राय लोकतः । भ्रमात् परम्पराप्राप्तं कुर्वन्तीति निरूप्यते ॥१॥ हेतुशास्त्रमूलत्वात् प्रथमं हेतुमाह **पर्जन्यो** नाम वृष्टिकर्ता देवः स **भगवानेव**, अन्यथा तद्रेतसान्नादिकं जायत इति भगवतो जगत्कर्तृत्वं न स्यादतः **पर्जन्यो भगवानेव**, **मेघाः** पुनस्तस्यात्मनो देहस्य **मूर्तयो**वयवाः, त एव हि सर्वेषामेव **भूतानां प्राणन**रूपमाप्यायनजनकं **जीवन**जनकं **पयो** जलं **वर्षन्ति**, अतः सर्वजगद्रक्षकः पर्जन्य एव, जलान्नाभ्यामेव हि जीवन्ति **सर्वे प्राणिनः**, अत उपकारी परमैश्वर्यं प्राप्त इन्द्र एव सर्वोपास्यः ॥८॥ अतस्तद्भजनं सर्वे कुर्वन्तीत्याह **तत् तातेति**, स्नेहेन सम्बोधनमप्रतारणाय, वयं वैश्या अन्ये क्षत्रिया ब्राह्मणाश्च सुतरां ये केचित् सस्योपजीविनस्ते सर्वे **वार्मुचां** मेघानां **पति**मिन्द्रं पोषकत्वेनेश्वरं तद्रेतसैव बीजभूतेन जलेन **सिद्धै**र्व्रीह्यादिभिः **क्रतुभि**र्नानाविधैरेव यागैर्**नराः** सर्व एव मनुष्या **यजन्ति** मनुष्याधिकारित्वाच्छास्त्रस्य ॥९॥ ततस्तच्छेषेण यज्ञशिष्टान्नेन त्रिवर्गफलसिद्ध्यर्थं जीवन्तीत्याह **तच्छेषेणेति**, तस्येन्द्रस्य यज्ञस्य वा शेषेण शिष्टान्नेन शेषत्वं वा प्राप्योपजीवन्ति तच्छेषमन्नमुपजीवन्ति, **त्रिवर्गफलस्य** हेतुर्जीवनं जीवनार्थमन्नं, तद्दास्यं वोपजीवन्तीत्यर्थः, ननु स्वपौरुषेणान्नमुत्पाद्य स्वत एव जीवन्ति किमिन्द्रेण कार्यमित्याशङ्क्याह **पुंस** इति, पुरुषस्य ये **पुरुषकाराः** पौरुषाणि कृष्यादिव्यापारास्तेषां **पर्जन्य** एव **फलं भावयति**, अन्यथा वृष्ट्यभावे पुरुषप्रयत्नो व्यर्थ एव स्यादतः स्वसामर्थ्ये विद्यमानेप्युपजीव्य इन्द्रः ॥१०॥ किञ्च परम्परया

प्राप्तोयं धर्मोंतः कर्तव्योकरणे प्रत्यक्षमेवानिष्टं स्यादित्याह य एवमिति, यथा ग्रामदेवता अपूजितास्तत्कालमेव ग्रामं दहन्त्यतः पूजनीयाः 'प्राप्तसेवापरित्यागो द्वेषमूलमिदं स्मृत'मिति,एवम्प्रकारेण पारम्पर्यागतं धर्मत्वेन क्रियमाणं स्वयं नरो भूत्वा यो विसृजेत् स शोभनं शुभफलं न प्राप्नोति, त्यागे हेतुचतुष्टयं कामक्रोधलोभा अन्यभयात् प्रतिबन्धश्च, तानाह कामादिति, कामे

શ્લોકાર્થ :-૭

આ તમે વિચારેલો ક્રિયાયોગ શું વૈદિક છે? સ્માર્ત છે કે લૌકિક છે.? હું જે પૂછું છું તેને સારી રીતે કહો (૭)

હેતુ શાસ્ત્ર તેનું મૂલ હોવાથી એ શ્લોકથી કહે છે. નંદ કહે છે પ્રર્જન્ય એટલે વૃષ્ટિ કરનાર દેવ ઈંદ્ર તે ભગવાન છે. મેઘો તેના શરીરના અવયવો છે. તેઓ પ્રાણીમાત્રને વૃષ્ટિ અને પૃષ્ટિ કરનાર અને જીવન આપનાર જલની સારી રીતે વર્ષા કરે છે.(૮)

તેથી હે બાલક ! અમે અને બીજા મેઘોના પતિ ઈંદ્ર જે ઈશ્વર છે તેનું તેના રેતસરૂપ જલથી સિદ્ધ થએલા પદાર્થો વડે સર્વ મનુષ્યો શાસ્ત્ર વડે પૂજન કરે છે. (૯)

મનુષ્યો તેના શેષથી ધર્મ, અર્થ અને કામ અને ત્રણેવ પુરૂષાર્થના ફલના હેતુ માટે તેના ઉપર આધાર રાખે છે. કારણ કે પુરૂષના પ્રયત્નોનું ફલ આપનાર પ્રર્જન્ય છે (૧૦)

જે પુરૂષ કામને લીધે લોભને લીધે, ભયને લીધે અને દ્વેષને લીધે આ પ્રકારે પરંપરાથી પ્રાપ્ત થએલો ધર્મનો ત્યાગ કરે તે શુભ ફલ પ્રાપ્ત કરતો નથી. (૧૧)

ભાવાર્થ, સુબોધિનીજી :-૬

બીજું કંઈ કહો તે પહેલાં આ કહો. આ ક્રિયાયોગ તમે જે વિચારેલ છે તે વૈદિક છે? સ્માર્ત છે? અથવા લૌકિક એટલે કુલધર્મ કે દેશધર્મના જેવો છે. હું જે તમને પૂંછુ છું તે સારી રીતે કહો. એટલે યુકિતપૂર્વક અને પ્રમાણ પૂર્વક કહો (૭)

એ પ્રમાણે ભગવાને પૂંછવાથી તે ચાર શ્લોકથી કહે છે.

**કારીકા:** સકામ શાસ્ત્રનો આશ્રય લઈને ભૌતિક ઈંદ્રને માટે લોક રીતીએ પરંપરાપ્રાપ્ત કર્મ ભ્રમથી કરે છે. તેનું નિરૂપણ કરે છે.

પ્રર્જન્ય એટલે વૃષ્ટિ કરનાર દેવ. તે ભગવાન જ છે. જો ભગવાન ન હોય તો પ્રર્જન્યના રેતસથી અન્ન વિગેરે થાય છે તેથી તે જગતકર્તા કહેવાય નહિ માટે પ્રર્જન્ય જ ભગવાન છે. મેઘો તેના શરીરના અવયવો છે. તે સર્વભૂત પ્રાણીઓના પ્રાણદાયક છે. એટલે તૃષ્ટિ અને પુષ્ટિ કરનારા છે અને જીવન આપનાર જલની વર્ષા કરે છે. તેથી રક્ષણ કરનાર પ્રર્જન્ય દેવ જ

છે. ફલ અને અન્ન વડે જ બધા પ્રાણીઓ જીવે છે. તેથી ઇંદ્રની જ બધાએ ઉપાસના કરવી જોઇએ. તેથી તેનું ભજન બધા કરે છે. તે હવે કહે છે.(૮)

હે બાલક ! એ સંબોધન સ્નેહથી કરેલું છે.

અમે વૈશ્યો અને બીજા ક્ષત્રિયો અને બ્રાહ્મણો જેઓ અન્ન ઉપર જીવન ગાળનારાઓ તે બધા મેઘોના પતિ ઇંદ્ર જે પોષક છે તે ઇશ્વરનું તેના રેતસથી બીજરૂપ જલથી સિદ્ધ થએલા દાણા વડે યજ્ઞો કરીને પૂજન કરીએ છીએ. કારણ કે શાસ્ત્રમાં જે અધિકાર આપ્યો છે તે મનુષ્યો માટે છે.

પછી યજ્ઞમાં બાકી રહેલા અન્નથી ધર્મ, અર્થ અને કામની સિદ્ધ માટે મનુષ્યો જીવે છે. તે હવે કહે છે.(૯)

**"તત શેષ"** એટલે ઇંદ્રનું શેષ બાકી રહેલા અન્નથી અથવા ઇંદ્રનું દાસપણું કરીને જીવે છે. તેના બાકી રહેલા અન્નથી જીવન જીવે છે. ધર્મ, અર્થ, કામ એ ત્રણ પુરૂષાર્થના ફલનો હેતુ જીવન છે. અને જીવન માટે અન્ન છે.

પોતાના પુરૂષાર્થથી અન્ન ઉત્પન્ન કરીને જીવે છે. એમાં ઇંદ્ર શું કરે છે.? એવી શંકામાં પુરૂષના જે પુરૂષ પ્રયત્ન છે. ખેતી વિગેરે વ્યાપારો છે. તે સર્વ પુરૂષાર્થનું ફલ આપનાર પ્રર્જન્ય છે. જો તે વર્ષા ન થાય તો પુરૂષ પ્રયત્ન વ્યર્થ જ જાય માટે પુરૂષમાં પોતાનું સામર્થ્ય હોવા છતાં ઇંદ્ર ઉપર આધાર રાખવો પડે છે. (૧૦)

આ તો પરંપરાથી ચાલતો ધર્મ છે. તેથી કરવો જોઇએ. ન કરે તો અનિષ્ટ જરૂર થાય તે હવે કહે છે.

જેમ ગામની દેવીઓની પૂજા કરવામાં ન આવે તો તરત જ તેઓ ગામને બાળી મૂકે, તેથી તેમની પૂજા કરવી જોઇએ. કેમકે સ્મૃતિમાં કહેલું છે કે ચાલતી આવેલી સેવાનો પરિત્યાગ કરવો એ દ્રેષનું મૂલ છે. એ પ્રમાણે પરંપરાથી ચાલતો આવેલો ---- ધર્મથી કરાતો યજ્ઞનો ત્યાગ કરે તે શુભ ફલને પ્રાપ્ત કરતો નથી ત્યાગ કરવામાં ચાર હેતુ હોય છે. કામ, ક્રોધ, લોભ અને ભયથી થતો પ્રતિબંધ. કામને લીધે યજ્ઞ કરનારને સ્વાસ્થ હોતું નથી. કારણ કે જેટલો કાલ યાગ કરવામાં રોકવો જોઇએ તેટલો કાલ ભોગમાંજ ચાલ્યો જાય છે. તેથી કાલના સંકોચને લીધે યજ્ઞ ન કરે તે કામના હેતુને લીધે છે. લોભ એ દ્રવ્યમાં રહેલો દોષ છે. દ્રવ્ય મારા સ્વાર્થ માટે બચાવવું એ હેતુથી યજ્ઞ કરવો તે લોભ કહેવાય. ભય બીજાનો અગર કલેશનો ભય હોય. દ્રેષ એ દેવતા વિષયક હોય અથવા પ્રમાણ વિષયક હોય. એ પ્રમાર્ણ આ ચાર હેતુને લીધે ભજન ન કરવામાં આવે તો અનિષ્ઠ ફલ પ્રાપ્ત થાય અને શુભફલની પ્રાપ્તિ ન થાય. એ પ્રમાણે




હેતુવાદ આશ્રય લઈને લૌકિક, સ્માર્ત અને વૈદિક એ ત્રણ પ્રકારના કર્મ કરવા જોઈએ એ નિરૂપણ કર્યું. (૧૧)

ભગવાન જે ધર્મના રક્ષક છે અને પાખંડ ધર્મને દૂર કરનાર છે. તેમને આ ત્રણ પ્રકારના હેતુવાદથી થતા કર્મમાં રહેલો દોષ જણાવ્યો. તે હવે કહે છે.

॥ श्रीशुक उवाच ॥

वचो निशम्य नन्दस्य तथान्येषां व्रजौकसाम् ।
इन्द्राय मन्युं जनयन् पितरं प्राह केशवः ॥ १२ ॥

॥ श्रीभगवानुवाच ॥

कर्मणा जायते जन्तुः कर्मणैव प्रलीयते ।
सुखं दुःखं भयं क्षेमं कर्मणैवाभिपद्यते ॥ १३ ॥
अस्ति चेदीश्वरः कश्चित् फलरूप्यन्यकर्मणाम् ।
कर्तारं भजते सोपि न ह्यकर्तुः प्रभुर्हि सः ॥ १४ ॥

कर्तुरस्वास्थ्यं यावता कालेन यागः क्रियते तावान् कालो भोग एव व्याप्रियत इति कालसङ्कोचादकरणं कामहेतुकं, लोभो द्रव्यगतो दोषः, द्रव्यं स्वार्थे तिष्ठत्वित्यकरणं, भयमन्यस्मात् क्लेशभयं वा, द्वेषो देवताविषयकः प्रमाणविषयको वा, एवं चतुर्भिर्हेतुभिरभजनेनिष्टमेव फलं शुभफलाभावो वा शुभफले प्रतिबन्धो वा भवेत्, एवं हेतुवादमाश्रित्य लौकिकस्मार्तवैदिकानां सम्बन्धरहितमपि कर्म कर्तव्यमिति निरूपितम् ॥११॥ तद् भगवान् सर्वधर्मरक्षकः पाखण्डधर्मनिराकरणकर्ता दूषितवानित्याह वचो निशम्येति, नन्दस्य वचो निशम्य तथान्येषां सम्मत्यर्थं पुरोहितानामपि, व्रजवासिनः सर्वे मूर्खा एवेति विचिन्त्याधिभौतिक इन्द्रो वृथा भक्षयतीति दृष्टो धर्मो न भवतीतीन्द्राय मन्युं जनयन् पितरं नन्दं प्रति भगवान् प्राह, ननु देवद्रोहं कुतः कृतवान् जाते वा भगवतः किं स्यात् ? तत्राह केशव इति, ब्रह्मशिवयोरपि मोक्षदाता कोयं वराक इन्द्रः ? ततः पाषण्डधर्मैर्ब्रह्मादीनां देवत्वमेव गच्छतीति तन्निवृत्त्यर्थमेवं कृतवानित्यर्थः ॥ १२ ॥

प्रथमतो भगवान् हेतुपक्षं वारयति कर्मणेति, हेतुवादे हृदयारूढे साक्षाद्ब्रह्मवादो न वक्तव्य इति तेषां तन्निष्ठात्याजनार्थं कालकर्मस्वभाववादा उपपन्नाः, तत्रापि कालवादो गूढः शीघ्रं हृदयारूढो न भवत्यतो ज्योतिर्विद एव तत्र निपुणाः, कर्मस्वभाववादौ तूपपत्तावुत्पत्तौ चोपयुज्येते अत उपपत्त्यर्थं प्रथमतः कर्मवादमाह कर्मणा जायत इति, यादृशं हि शुभाशुभं कर्म तेन कृत्वा प्राणी देवस्तिर्यङ् मनुष्यो वा भवति यतः सर्वं जायते यस्मिन् प्रतिष्ठितं येन च लीयते तदेवोपास्यं भवत्यतः प्राणी कर्मणा जायते कर्मणैव च म्रियते,शुभाशुभभोगे समाप्ते विपरीते कर्मणि म्रियते, स्थितावपि कर्मैव हेतुरित्याह सुखं दुःखमिति,जीवन् प्राणी कदाचित् सुखं प्राप्नोति कदाचिद्



दुःखं प्राप्नोति कदाचिद् भयं कदाचित् क्षेममिति, एतत् सर्वं कर्माभावे नोपपद्यते ॥१३॥ ननु कथं कर्मणः कारणत्वं जडं हि कर्म फलं हि चेतनस्य चेतन एव प्रयच्छति स्वामिसेवकयोस्तथा-दर्शनात् तस्मादीश्वरवाद एव सत्यो न कर्मवाद इति चेत् तत्राहास्ति चेदिति, आदावीश्वर एव नास्ति प्रयोजनाभावात्, कर्मसिद्धान्तानभिज्ञो हि मूर्खं ईश्वरं मन्यते, वेदो हि बोधयति कर्म फलसाधनत्वेन कृते च कर्मणि फलं भविष्यतीति, यथा भोजने तृप्तिर्यथा बीजावापे फलं यथा शयने निद्रैवमलौकिकेपि कर्मणैव फलं भवति, न चानधिष्ठितं कथं साधयेदिति वाच्यं, चेतनो हि जीवस्तस्याधिष्ठाता, न च कर्मानित्यमिति कथं फलसाधकं ? कर्मणो नित्यत्वात् तदानीमेव सूक्ष्मस्वर्गजननाद् बीजाद् गर्भाधानवददृष्टद्वारा वा, अन्यथानुपपत्त्या कल्पितमदृष्टं तादृशमेव कल्पनीयं यदितरानधिष्ठितमेव फलं जनयतीति. अस्तु वेश्वरः कल्प्यमानोप्यकिञ्चित्कर एव

શ્લોકાર્થ :- ૧૨

શ્રી શુકદેવજી કહે છે. નંદનું અને બીજા વ્રજવાસીઓનું વચન સાંભળીને ઇંદ્રને પણ ઉત્પન્ન કરતા કેશવ ભગવાને પિતાને નીચે પ્રમાણે કહ્યું. (૧૨)

ભગવાન કહે છે પ્રાણી કર્મથી ઉત્પન્ન થાય છે. કર્મ થી જ ભય પામે છે. સુખ, દુઃખ, ભય અને કલ્યાણ કર્મથી જ ઉત્પન્ન થાય છે. (૧૩)

પારકા એટલે જીવના કર્મોનું ફલ આપનાર. ઈશ્વર હોય તોપણ તે કર્મ કરનારનેજ ફલ આપે છે. જે કર્મ કહેતો નથી. તેનો પ્રભુ તે ઈશ્વર નથી.(૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી :- ૧૨

નંદનું વચન શ્રવણ કરીને અને બીજાઓનું વચન શ્રવણ કરીને અને પુરોહીતોનું વચન શ્રવણ કરીને, વ્રશ્રવાસીઓ બધા મૂર્ખા જ છે. એમ વિચાર કરીને આ આધિભૈતિક ઇંદ્ર મફત ખાઈ જાય છે. એમ સમજીને ધર્મ તો દષ્ટ ફલ આપનાર હોય જ નહિ.તેથી ભગવાને ઇંદ્રને કોઇ ઉત્પન્ન કરવા પિતા નંદને કહેવા લાગ્યા. જો એમ શંકા થાય કે ભગવાને ઇંદ્રને સાથે દુશ્મનાવટ શા માટે કરી? દેવદ્રોહથી ભગવાનને અનિષ્ટ ન થાય ? તેના ઉત્તરમાં ભગવાન કેશવ છે. જો એટલે બ્રહ્મા અને ઈશ એટલે મહાદેવ એ બંનેને "व" એટલે મોક્ષ આપનાર છે. તો આ ક્ષુદ ઇંદ્ર બીચારો ભગવાનનું શું અનિષ્ટ કરવાનો હતો? આવા કર્મથી પાખંડ ધર્મથી બ્રહ્માદિનું દેવપણું જતું રહે. તેની નિવૃત્તિ માટે ભગવાને આ પ્રમાણે કર્યું. (૧૨)

પ્રથમ ભગવાન હેતુપક્ષને દૂર કરે છે. હેતુવાદ જયાં સુધી હ્રદયમાં ઘર કરી રહ્યો હોય ત્યાં સુધી બ્રહ્મવાદ કહેવા માટે ભગવાને તેમ કાલ કર્મ અને સ્વભાવવાદ તેમને કહેવા જોઈએ. તેમાં કાલવાદ ગૂઢ હોવાથી એકદમ હ્રદયમાં પ્રવેશ કરી શકતો નથી. કેમકે જયોતિશાસ્ત્ર






જાણનારાઓજ તેમાં નિપુણ હોય છે. અને કર્મ અને સ્વભાવવાદ યુકિતમાં અને ઉત્પત્તિમાં ઉપયોગમાં આવી શકે એવા છે. તેથી યુકિત જણાવવા માટે પહેલાં કર્મવાદ.

હવે કહે છે **"कर्मणा जायते"** એ શ્લોકથી કહે છે.

જેવું શુભ અને અશુભ કામ હોય છે. તે વડે કહીને પ્રાણી, દેવ પક્ષી કે મનુષ્ય થાય છે. જેથી સર્વ ઉત્પન્ન થાય છે. અને જેના વડે સ્થિતિ કરીને રહ્યું છે. અને જેના વડે લય થાય છે. તેજ ઉપાસના કરવા યોગ્ય છે.

પ્રાણી કર્મથી ઉત્પન્ન થાય છે. અને કર્મથી મરે છે. એટલે શુભ અને અશુભ ભોગની સમાપ્તિ થવાથી કર્મ વિપરિત થવાથી મરે છે. તે બધામાં કર્મજ હેતું છે. તે કહે છે કે જીવતો પ્રાણી કદાચિત સુખ પ્રાપ્ત કરે છે. કદાચિત્ત દુઃખ પ્રાપ્ત કરે છે. કદાચિત ભય પ્રાપ્ત કરે છે. અને કદાચિત કલ્યાણ પ્રાપ્ત કરે છે. આ બધું કર્મ ન હોય તો ઘટતું નથી. (૧૩)

કર્મ કારણ કેવી રીતે હોય? કર્મ તો જડ છે. ચેતન પ્રાણીને ચેતન હોય તે જ ફલ આપી શકે. કારણ કે સ્વામી અને સેવકની વચ્ચે તે પ્રમાણેનો સંબંધ જોઇ શકીએ છીએ. તેથી ઈશ્વરવાદ સત્ય થઇ શકે. કર્મવાદ થઇ શકે નહિ. એવી શંકામાં તેનો ઉત્તર હવે શ્લોકથી આપે છે.

પ્રથમ તો ઈશ્વરજ નથી. કારણ કે તેનું પ્રયોજન નથી. જે કર્મના સિદ્ધાંતને જાણતો નથી એજ મુર્ખ છે. અને તેજ ઈશ્વરને માને છે. વેદ તો કર્મનો બોધ કરે છે. કર્મ કરનારને ફલ મળશે. જેમ ભોજન કરે તો તૃપ્તિ થાય. જેવું બીજ વાવ્યું હોય તેવું ફલ થાય. જો શયન કરે તો નિદ્રા આવે તેમ અલૌકિક બાબતમાં પણ કર્મથીજ ફલ થાય. તેમાં ઈશ્વરની શી જરૂર?

કર્મનો કોઈ અધિષ્ઠાતા ન હોય તો તેનું અધિષ્ઠાન વિનાનું કર્મ ફલ કેવી રીતે સિદ્ધ કરી આપે? કેમકે જીવ તો પોતે ચેતન છે. તેજ કર્મનો અધિષ્ઠાતા છે. વળી કર્મ અનિત્ય છે અને એવું અનિત્ય કર્મ ફલ કેમ સિદ્ધ કરી આપે? કેમ કે કર્મ નિત્ય છે. તેજ સારા કર્મનું સારૂ ફલ ઉત્પન્ન થઈ શકે છે. જેમ બીજથી ગર્ભધાન થાય છે. તેમ અદષ્ટ ઉત્પન્ન કરીને તેના દ્વારા ફલ ઉત્પન્ન થઈ શકે છે. અદષ્ટ બીજા કોઈ અધિષ્ઠાતા વિના ફલ ઉત્પન્ન કરે તો ભલેને ઈશ્વર હોય ઈશ્વર ની કલ્પના ભલે તમે કરો તો પણ તે કાંઈ કરી શકે એમ નથી. રાંધનારની માફક તે જીવ પરંતમજ રહેવાનો. જે જીવનું જેવું કર્મ હોય તેવું ફલ તેને માટે સિદ્ધ કરીને તેને આપે. જીવના કર્મનું ફલ નિરૂપણ કરનાર ઈશ્વર જો હોય તો પણ તે કર્તાનેજ ફલ આપે છે. એટલે કર્તા જેવું કર્મ કરે તેને તેવું ફલ આપે. બીજાને નહિ. વળી તે ઈશ્વર પણ કર્મ ન કરનારનો કાંઈ પ્રભુ નથી. જો તમે સ્વતંત્ર ઈશ્વરવાદ લો. એવી કલ્પના કરો કે કર્મની દરકાર કર્યા વિના પોતે ગમે તેવું ફલ

આપે તો તે ઈશ્વરમાં વિષમતા અને ક્રુરતા આવે. તેથી ઈશ્વરવાદ તો હંમેશા નકામો છે. એ પ્રમાણે હેતુથી કાંઈ ઈશ્વર છે એવું જે સિદ્ધ કરવા મથે છે તેનું નિરાકરણ કર્યું. વેદથી સિદ્ધ થતા ઈશ્વરનો અહીં નિષેધ કર્યો તેથી કારણ કે તે પ્રમાણ સિદ્ધ છે. (૧૪)

એ પ્રમાણે પ્રમાણ સિદ્ધ હોય તો પ્રયોજન વિનાનો પણ કર્તા માન્યા વિના છુટકો નથી. તો પ્રમાણનો જો અભાવ હોય તો હેતુથી સિદ્ધ થતો ઈશ્વર અંગીકાર કરવાની જરૂર નથી તે હવે કહે છે.

किमिन्द्रेणेह भूतानां स्वं स्वं कर्मानुवर्तिनाम् ।
अनीशेनान्यथा कर्तुं स्वभावविहितं नृणाम् ॥ १५ ॥
स्वभावतन्त्रो हि जनः स्वभावमनुवर्तते ।
स्वभावस्थमिदं सर्वं सदेवासुरमानुषम् ॥ १६ ॥
देहानुच्चावचान् जन्तुः प्राप्योत्सृजति कर्मणा ।
शत्रुर्मित्रमुदासीनः कर्मैव गुरुरीश्वरः ॥ १७ ॥
तस्मात् सम्पूजयेत् कर्म स्वभावस्थः स्वकर्मकृत् ।
अञ्जसा येन वर्तेत तदेवास्य हि दैवतम् ॥ १८ ॥

सूपकारवज् जीवशेष एव भवेद् यादृशं यस्य कर्म तादृशं तस्मै सिद्धं कृत्वा प्रयच्छतीति, तदाहान्य-कर्मणां जीवकर्मणां फलनिरूपक ईश्वरः कश्चिदस्ति चेत् सोपि कर्तारमेव भजति तत्कर्मफलं तत्कर्त्रे प्रयच्छति नान्यस्मै, सोपि न ह्यकर्तुः प्रभुः, स्वतन्त्रेश्वरवादे तु वैषम्यनैर्घृण्ये स्यातामतः सर्वथेश्वरवादः समीचीनो न, हैतुकोयमीश्वरो निषिध्यते न प्रामाणिकः, तस्य हेतुनापि निषेधासम्भवात् ॥१४॥ न ह्यप्रयोजकोपि भर्ता निषेद्धुं शक्यते तस्मात् प्रमाणाभावे हेतुसिद्ध ईश्वरो नाङ्गीकर्तव्यः, तदाह किमिन्द्रेणेति, इह कर्मफलदाने स्वं स्वं कर्मानुवर्तिनां भूताना-मिन्द्रेण किं कार्यम्? कर्मानुवृत्तिरीश्वरेणापि निषेद्धुं न शक्यत उपजीव्यत्वादत ईश्वरं साधयन्न-नीश्वरमेव साधयति तदाहानीशेनान्यथा कर्तुमिति, अन्यथा कर्तुमनीशेनासमर्थेनेश्वरेण किं प्रयोजनम्? ननु कर्मकरण ईश्वरो हेतुर्भविष्यति 'तं साधु कर्म कारयति यमुन्निनीषति तमसाधु कर्म कारयति यमधो निनीषती'तिश्रुतेः, अयमपि पक्षो नाङ्गीकर्तव्योन्यथोपपत्तेः, कर्मकरणे स्वभाव एव हेतुः, यदि सत्त्वमभिव्यक्तं साधु कर्म करोति रजश्चेन् मध्यमं तमश्चेदधममिति ततो नृणां स्व-भावविहितमेव कर्म स्वभावेनैव सिद्धं, अन्यथा कर्तुं समर्थो न भवतीश्वरोतो नाङ्गीकर्तव्य इत्यर्थः ॥१५॥ ननु स्वभावप्रबोधनार्थमीश्वरोङ्गीकर्तव्य इति चेत् तत्राह स्वभावतन्त्रो हि जन इति, यदि स्वभावः परिच्छिन्नो देशतः कालतश्च स्यात् तदा तत्प्रबोधार्थमीश्वरोङ्गीकर्तव्यः स्यात् स्वभावस्त्वादौ जीवं वशीकरोति तदा जीवः स्वभाववशगो भवति तदा बन्धे पतित इव स्वभाव-

तन्त्रः सन् स्वभावमेवानुवर्तते यस्य यः स्वभावो भवति सात्त्विकादिः, नन्वस्वभाववशानाम ईश्वरोङ्गीक्रियतां तत्राह स्वभावस्थमिदं सर्वमिति, सर्वमेव जगत् स्वभाव एव तिष्ठति, देवाः सात्त्विका असुरा राजसा मानुषास्तामसास्त्रिविधैरपि जीवैः सहितं जगत् स्वभावस्थमेव ॥१६॥ ननु लोकान्तरगमनार्थमीश्वरोपेक्ष्यतेन्यथा गते देहे मार्गापरिज्ञानात् फलदेशे कथं गच्छेदित्या शङ्क्याह देहानुच्चावचानिति,उच्चावचाननेकविधान् देहानयं जन्तुर्जीवः प्राप्यप्राप्योत्सृजति अव्यवहितकर्मणा देहान्तरं प्राप्य पूर्वं त्यजतीत्यर्थः, तत् कर्मणैव, ननु समानेपि देहे कश्चित् कदाचिच् छत्रुर्भवति मित्रं भवत्युदासीनश्च तत्र को हेतुरिति चेत् तत्राह शत्रुर्मित्र उदासीनः कर्मैवेति, अन्यथा तेभ्योशुभशुभफलभावा न स्युः, किञ्च गुरुरपि कर्मैव, न हे तादृशादृष्टाभावे गुरुरुपदिशति फलति वा, ईश्वरोपि कर्मैव फलदानात् ॥१७॥ अतस्तमेव पूजयेदित्याह तस्मादिति,कर्मैव सम्पूजयेत् सम्मानयेत्, तस्य सम्मानप्रकारमाह स्वभावस्थः

શ્લોકાર્થ :-૧૫

પોત પોતાના કર્મને અનુસરનાર પ્રાણીઆને કર્મફલના દાનમાં ઇંદ્રનું શું પ્રયોજન? કારણ કે મનુષ્યોથી સ્વભાવથી કરાતુ કર્મ તેને ઉલટુ કરવાને તે સમર્થ નથી. (૧૫)

સ્વભાવને પરતંત્ર પ્રાણી સ્વભાવ પ્રમાણેજ વર્તન કરે છે. આ સર્વ જગત સાત્વિક દેવ, રાજસ અસુર અને તામસ મનુષ્ય સહીત સ્વભાવને વશ રહેલું છે. (૧૬)

જીવ કર્મથી ઉંચા નીચા દેહ પ્રાપ્ત કરીને જ પછી દેહને છોડે છે. શત્રુ, મિત્ર, તટસ્થ એ સર્વ કર્મ જ છે. ગુરૂ, ઇશ્વર પણ કર્મ જ છે. (૧૭)

માટે જીવે સ્વભાવમાં રહીને પોત પોતાનું કર્મ કરતાં કર્મનું જ સન્માન કરવું જોઇએ. જે ઉપાયથી જે પ્રકારથી કાંઇપણ પ્રયાસ વિના સર્વ પ્રકારે જે જીવી શકે તેજ તેનું દૈવત છે. (૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી :-૧૫

કર્મના ફલનું દાન કરવામાં, પોત પોતાના કર્મને અનુસરનાર વર્તન કરનાર પ્રાણીઓને ઇન્દ્રનું શું કામ છે.? કર્મની અનુવૃત્તિનો નિષેધ ઇશ્વરથી પણ થઇ શકતો નથી. કારણ કે કર્મના ઉપર જ તેનો આધાર છે. તેથી ઇશ્વરને સિદ્ધ કરવા જતાં તેનું અનીશ્વરપણણુ સિદ્ધ થાય છે. તે કહે છે કે ઇંદ્ર કર્મ અને તેના ફલને અન્યથા કરવા સમર્થ નથી. તો એવા ઇશ્વરનું પ્રયોજન શું? જો એમ શંકા થાય કે કર્મ કરવામાં ઇશ્વર હેતુ હસે તો શ્રુતીમાં કહેલુ છે કે જેને ઇશ્વર ઊંચે લઇ જવા માગે છે તેની પાસે નઠારૂં કર્મ કરાવે છે. આમાં ઇશ્વરજ હેતુ છે. તો આ પક્ષ પણ અંગિકાર કરવો યોગ્ય નથી. કારણ કે કર્મ કરવામાં સ્વભાવ હેતુ છે. સત્વગુણ પ્રગટ થાય તો સત્વકર્મ કરે છે. ૨ જો ગુણ પ્રગટ થાય

તો મધ્યમ કર્મ કરે છે. અને તમો ગુણ પ્રગટ થાય તો અધમ કર્મ કરે છે. તેથી મનુષ્યોને સ્વભાવથી કરાતું કર્મ જ સ્વભાવથી સિદ્ધ થાય છે. ઈશ્વર તેને ઉલટું કરવા સમર્થ નથી. એવા અસમર્થ ઈશ્વરને અંગિકાર કરવાની જરૂર નથી. સ્વભાવને પ્રબોધ કરવા માટે ઈશ્વરનો અગિકાર કરવો જોઈએ. (૧૫)

તેનો ઉત્તર હવે નીચેના શ્લોકથી આપે છે.

જો અમુક દેશ અને કાલની હદમાં સ્વભાવ રહેતો હોય તો તેના પ્રબોધ માટે ઈશ્વરનો અંગિકારની જરૂર પડે. પણ સ્વભાવ તો પ્રથમ જીવને વશ કરે છે. જીવ સ્વભાવને વશ થઈને ચાલે છે. પછી બંધનમાં પડયો હોય તેમ સ્વભાવને આધીન થઈ તે પ્રમાણે વર્તન કરે છે. જેનો જેવો સ્વભાવ તેવું વર્તન થાય છે. એવી શંકા થાય કે જે સ્વભાવને વશ નથી તેને ઈશ્વરનો અંગિકાર કરવો જોઈએ તો તેના ઉત્તરમાં આ બધું જગત સ્વભાવમાંજ રહેલું છે. સાત્વિક દેવો, રાજસ અસુરો અને તામસ્ મનુષ્યો એ ત્રણે પ્રકારના જીવો સાથેનું જગત સ્વભાવને વશ રહેલું છે. (૧૬)

જો એમ શંકા થાય કે આ લોકમાંથી બીજા લોકમાં જવા માટે ઈશ્વરની અપેક્ષા છે. જો એમ નહિ માનીએ તો જયારે દેહ જતો રહે ત્યારે બીજા લોકમાં જવાના માર્ગનું જ્ઞાન નહિ હોવાથી તે દેશમાં કેવી રીતે જઈ શકાય? તેના સમાધાનમાં હવે કહે છે.

ઊંચા નીચા અનેક પ્રકારના દેહને આ જીવ પ્રાપ્ત કરીને પછી પોતાના પ્રથમના દેહને છોડે છે. કાંઈપણ વ્યવધાન કર્મથી બીજા દેહને પહેલાં પ્રાપ્ત કરીને પછી પ્રથમ દેહને છોડે છે એવો અર્થ છે.

તેમ કર્મથી થાય છે. દેહ સમાન હોવા છતાં કોઈ શત્રુ થાય છે. કોઈ મિત્ર થાય છે. કોઈ ઉદાસીન એટલે તટસ્થ રહે છે. તેનો શો હેતું? તેના ઉત્તરમાં શત્રુ, મિત્ર અને તટસ્થ એ સર્વ કર્મથી જ છે. નહિ તો તેઓથી શુભ, અશુભ ફલ ન થાય. વળી ગુરૂપણું કર્મ છે. ગુરૂ ઉપદેશ કરે અને તે ઉપદેશ ફલે એવું કર્મનું અદષ્ટ ન હોય તો ગુરૂ ઉપદેશ કરે પણ નહિ. તેનું ફલ થાય પણ નહિ. ઈશ્વર પણ કર્મ જ છે. કારણ કે કર્મ જ ફલદાન કરે છે. (૧૭)

કર્મનું સન્માન કરવું જોઈએ. સ્વભાવને લીધે પોતાનાં કર્મ કરવાં જેનો જેવો સ્વભાવ એટલે પોતાનો ભાવ તેને અનુસાર વર્ણાશ્રમમાં આજ્ઞા કરેલું કર્મ કરવું જોઈએ. જો તેમ ન કરે તો પતીત થાય. ફલ આપો કે ન આપો, ઈશ્વર હો કે ન હો, પણ કર્મ તો કરવું જ જોઈએ. એમ હોવાથી પ્રયાસ વિના જે ઉપાયથી અને જે પ્રકારથી જીવી શકે તેજ તેનું દૈવત છે. આ અર્થ યોગ્ય જ છે. (૧૮)

જો તેમ ન કરે તો જે બાધક થાય તે હવે કહે છે.



आजीव्यैकतरं भावं यस्त्वन्यमुपधावति ।
न तस्माद् विन्दते क्षेमं जारान्नार्यसती यथा ॥ १९ ॥
वर्तेत ब्रह्मणा विप्रो राजन्यो रक्षया भुवः ।
वैश्यस्तु वार्तया जीवेच्छूद्रस्तु द्विजसेवया ॥ २० ॥
कृषिवाणिज्यगोरक्षाकुसीदं तुर्यमुच्यते ।
वार्ता चतुर्विधा तत्र वयं गोवृत्तयोनिशम् ॥ २१ ॥
सत्त्वं रजस्तम इति स्थित्युत्पत्त्यन्तहेतवः ।
रजसोत्पद्यते विश्वमन्योन्यं विविधं जगत् ॥ २२ ॥

कर्तव्यमन्यथा पतितः स्यात् फलं प्रयच्छतु मा वेश्वरोस्तु न वा कर्म कर्तव्यमेव, एवं सत्यञ्जसा सामस्त्येनानायासेन येनैवोपायेन प्रकारेण वर्तेत जीवेत तदेवास्य दैवतं, युक्तश्चायमर्थः, सद्वासद्वा यत्र प्रतिष्ठितस्तद् दैवतमिति ॥१८॥ अन्यथात्वे बाधकमाहाजीव्येति, एकतरं भावमाजीव्य प्रथमं तदनुवृत्तिं कृत्वा पश्चाद् योन्यमुपधावति तत्र परितोषमकृत्वाधिकफलार्थमन्यं चेत् पक्षमवलम्बते तदा न तस्मात् क्षेमं विन्दते सोपि मन्यते मामपि त्यक्ष्यतीति, अमन्यमानं प्रति दृष्टान्तमाह जारान्नार्यसती यथेति, न हि जारो भरणपोषणादिकं करिष्यति नापि सम्भोगं सर्वदा, परलोकस्तु नास्त्येव, तस्मात् कर्मण आवश्यकत्वात् स पक्षो न त्याज्यः ॥१९॥ किञ्च कर्मोपजीवका एव सर्वे यतो ब्राह्मणो ब्रह्मणा वेदेन वर्तेत तस्य वेदाध्ययनादिनैव जीवनं, राजन्यस्तु भुवो रक्षया जीवेत्, वैश्यस्तु वार्तया जीवेत, शूद्रस्तु द्विजसेवया, तेषां सेवायां क्रियमाणायां ते यद् दद्युस्तेन जीवेत, तुशब्देनान्यपक्षा निराक्रियन्ते ॥२०॥ एवं सर्वेषामेव वर्णानां स्वकर्मणैव जीवनमिति निर्धार्य वार्तायामिन्द्रो हेतुभिरपेक्षित इत्युक्तस्तन्निराकरणार्थं वार्तां विभजति कृषीति, कृषिः कर्षणं वाणिज्यं व्यापारो गोरक्षा गोचारणं कुसीदं वृद्धिजीविका तत् तुर्यं चतुर्थं पूर्वाभाव एवोपजीव्यमिति, अन्यथा तन् निन्दितमुपपातकमध्ये गणनात्, एवं चातुर्विध्यमुपपाद्य तस्य प्रकृतोपयोगमाह वार्ता चतुर्विधेति, तत्र प्रकारेषु वयमनिशं सर्वदैव गोवृत्तयोतः कृष्यभावान् नेन्द्रेण प्रयोजनमितिभावः ॥२१॥ अस्तु वा कृषिस्तथापि नेन्द्रस्योपयोग इत्याह सत्त्वमिति, उत्पत्तिस्थितिप्रलयार्थं रजःसत्त्वतमांसि स्वीकृतानि सन्त्यतस्त्रयोपि गुणाः स्थित्युत्पत्त्यन्तहेतवः, समुदायेन निरूप्य प्रत्येकोपयोगं निरूपयति रजसोत्पद्यते विश्वमिति, अवश्यं हि रजो जगदुत्पादयति, यदि भगवान् रजो न प्रेरयेत् तदा कथमुत्पादयेत् ? यदीन्द्रादयोप्यङ्गीकर्तव्यास्तेपि गुणाधीना इति न तेषां स्वातन्त्र्यं, किञ्चान्योन्यं चैतदुत्पद्यते सर्वत्र रजः प्रविष्ट-

मित्यतो बीजादङ्कुरोङ्कुराद् बीजं पितुः पुत्रः पुत्रात् पुनः पिता "प्रजामनु प्रजायन्त" इतिश्रुतेः, किञ्च विविधमपि जगदुत्पद्यतेचित्राच् चित्रं चित्रादप्यचित्रं विकलात् सकलः सकलाद् विकल इति, अत एतत् सर्वं रजस एवोत्पद्यत इति वक्तव्यं, एकस्यैव तथाङ्गीकारे लाघवं स्यादतो जीवसृष्टिः कर्मणा जडसृष्टी रजसेति जडसृष्ट्यर्थमपि नेश्वरापेक्षा, एवं सामान्यत ईश्वरवादो

શ્લોકાર્થ :-૧૯

પ્રથમ એકભાવ ઉપર પોતાના જીવનનો આધાર રાખીને જે મનુષ્ય ત્યાગ કરીને પાછળથી બીજા તરફ દોડે છે. તેને તે બીજાથી પણ કલ્યાણ પ્રાપ્ત થતું નથી. જેમ વ્યભિચારણી સ્ત્રીને જાર પુરૂષ તરફથી કલ્યાણ પ્રાપ્ત થતું નથી તેમ તેને પણ કલ્યાણ પ્રાપ્ત નથી. (૧૯)

બ્રાહ્મણે વેદથી પોતાનું જીવન ચલાવ્યું. ક્ષત્રીઓએ પૃથ્વીની રક્ષાથી, વૈશ્યે પોતાના ધંધાથી જીવન ચલાવ્યું. શુદ્રે એટલે દ્વિજ એટલે બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્યની સેવાથી પોતાનું જીવન ચલાવવું.(૨૦)

ખેતી, વ્યાપાર, ગૌચારણ, વ્યાજવટું એ ચાર કહેવામાં આવ્યું છે. એ પ્રકારે વૈશ્યનો જીવન આધાર ચાર પ્રકારનો છે. તેમાં આપણે તો હમેશાં ગાય ઉપર જીવન ગાળનારા છે. તેથી ઈંદ્રનું પ્રયોજન આપણે નથી. (૨૧)

હવે ભલે ખેતી હો તો પણ ઈંદ્રનું પ્રયોજન નથી તે કહે છે. સત્વગુણ, રજોગુણ અને તમોગુણ સ્થિતિ, ઉત્પત્તિ અને લયના હેતુઓ છે. રજોગુણથી વિશ્વ ઉત્પન્ન થાય છે. અને વિવિધ પ્રકારનું જગત એકબીજાથી ઉત્પન્ન થાય છે.(૨૨)

ભાવાર્થ, સુબોધિનીજી :-૧૯

એકના ઉપર પોતાના જીવનનો આધાર રાખીને તેને અનુસાર પોતાનું વર્તન રાખીને પછી જે બીજા તરફ દોડે છે. ત્યાં સંતોષ ન પામતાં અધિક ફલ પ્રાપ્ત કરવાને માટે બીજા પક્ષનો આધાર લે છે. તેમાં પણ તેને કલ્યાણ પ્રાપ્ત થતું નથી કારણ કે બીજો પણ માને છે કે તે પણ મારો ત્યાગ કરશે. તેને માટે દૃષ્ટાંત આપે છે કે જેમ વ્યભિચારણી સ્ત્રીને જાર તરફથી કલ્યાણ પ્રાપ્ત થતું નથી. તેમ જાર પુરૂષ તે સ્ત્રીનું ભરણ પોષણ કરવાનો નથી તેમ તેની સાથે સર્વદા સંભોગ કરવાનો નથી. આવી સ્ત્રીને પરલોક પ્રાપ્તિ થતી નથી જ માટે કર્મ આવશ્યક હોવાથી તેનો ત્યાગ કરવો નહિ. (૧૯)

વળી બધા કર્મ ઉપર જ પોતાના જીવનનો આધાર રાખે છે. તેથી બ્રાહ્મણોએ વેદ પર આધાર રાખવો. વેદના પઠન પાઠનથી જ જીવન ચલાવવું. ક્ષત્રિયે પૃથ્વીની રક્ષાવડે જીવન

ચલાવવું. વૈશ્યે તો પોતાના ધંધાથી જીવન ચલાવવું. શુદ્રે તો બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્યની સેવાથી જીવન ચલાવવું. "तु" શબ્દથી બીજા પક્ષો તેમને માટે યોગ્ય નથી. (૨૦)

એ પ્રકારે સર્વ વર્ણોનું પોતપોતાના કર્મ વડે જ જીવન છે. એમ નક્કિ થયું. હવે જીવનના આધાર ધંધાઓનો "कृषि" શ્લોકથી વિભાગ બતોવે છે. ખેતી, વ્યાપાર અને ગાયો ચરાવવી અને વ્યાજવટું. તેમાં પહેલાં ત્રણ ન હોય તો જ આ ચોથું વ્યાજવટું છે. તેના પર આધાર રાખવો નહિ તો તે નિંદિત છે. કારણ કે તેને પાપમાં ગણવામાં આવે છે. વાર્તા એટલે જીવન ચાર પ્રકારનાં છે. તેમાં આપણે તો સર્વદા ગાય ઉપર જ આધાર રાખનારા છે. આપણે ખેતી નહિ હોવાથી ઈંદ્રનું આપણે કંઈ પ્રયોજન નથી. (૨૧)

ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયને માટે રજસ, સત્વ અને તમસ્ સ્વીકારએલા છે. એ ત્રણે ગુણો સ્થિતિ, ઉત્પત્તિ અને લયના હેતુ છે. રજસ્થી વિશ્વ ઉત્પન્ન થાય છે. જો રજો ગુણ મેઘોને પ્રેરે નહિ તો મેઘો કેવી રીતે ઉત્પન્ન કરે? જો ઈંદ્રને આપણે અંગિકાર કરીએ તો તેઓ પણ રજોગુણને આધીન રહેવાના તેથી તેઓ સ્વતંત્ર તો નથી. વળી આ જગત એકબીજાથી ઉત્પન્ન થાય છે. કારણ કે બધામાં રજોગુણનો પ્રવેશ છે. બીજમાંથી અંકુર ઉત્પન્ન થાય છે. અંકુરમાંથી પાછું બીજ ઉત્પન્ન થાય છે. પિતાથી પુત્ર ઉત્પન્ન થાય છે. પુત્રથી પાછો પિતા ઉત્પન્ન થાય છે. શ્રુતિમાં કહેલું છે કે પ્રજાની પાછળ પ્રજા ઉત્પન્ન થયાજ કરે છે. તેમજ વિવિધ પ્રકારનું જગત પણ ઉત્પન્ન થયા કરે છે. અચિત્રમાંથી ચિત્ર ઉત્પન્ન થાય છે. ચિત્રમાંથી અચિત્ર ઉત્પન્ન થાય છે. ભાંગેલામાંથી આખું ઉત્પન્ન થાય છે અને આખામાંથી ભાંગેલું ઉત્પન્ન થાય છે. આ બધું રજોગુણમાંથી ઉત્પન્ન થાય છે. એમ કહેવું જોઈએ. માત્ર રજોગુણનો એ પ્રકારે ઉત્પન્ન કરનાર તરીકે અંગિકાર કરવાથી ઈંદ્ર અને મેઘોનો અંગિકાર નહી કરવાથી વિશેષ અંગિકારની અપેક્ષા રહેતી નથી.

જીવસૃષ્ટિ કર્મથી ઉત્પન્ન થાય છે. જીવને દેહનો યોગ થવો અને વિયોગ થવો. સુખ અને દુઃખની પ્રાપ્તિ થવી એ બંધુ કર્મથીજ થાય છે. જડ સૃષ્ટિ પણ રજોગુણથી ઉત્પન્ન થાય છે. માટે તે માટે પણ ઈશ્વરની અપેક્ષા નથી. એમ સામાન્ય રીતે ઈશ્વરવાદનું નિરાકરણ કર્યું. વેદથી સિદ્ધ ઈશ્વરનું નિરાકરણ કર્યું નથી. (૨૨)

હવે વૃષ્ટિ માટે ઈંદ્રની અપેક્ષા છે. એ મતનું નિરાકરણ કરે છે.







रजसा चोदिता मेघा वर्षन्त्यम्बूनि सर्वतः ।
प्रजास्तेनैव सिध्यन्ति महेन्द्रः किं करिष्यति ॥ २३ ॥
न नः पुरो जनपदा न ग्रामा न गृहा वयम् ।
नित्यं वनौकसस्तात वनशैलनिवासिनः ॥ २४ ॥
तस्माद् गवां ब्राह्मणानामद्रेश्चारभ्यतां मखः ।
य इन्द्रयागसम्भारास्तैरयं साध्यतां मखः ॥ २५ ॥
पच्यन्तां विविधाः पाकाः सूपान्ताः पायसादयः ।
संयावापूपशष्कुल्यः सर्वदोहश्च गृह्यताम् ॥ २६ ॥

निराकृतः, श्रुतिसिद्धस्तु न निराकृत इत्यवोचाम ॥२२॥ इदानीं वृष्ट्यर्थमिन्द्रोपेक्षित इतिमतं विशेषाकारेण निराकरोति रजसा चोदिता इति, मेघा वर्षन्ति तेषामन्ता रजोगुणोस्ति स हि विक्षेपकोतस्तेन विक्षिप्ता वर्षन्त्येव यथा राजानः कौतुकिनः, अन्यथेन्द्राज्ञया वर्षणपक्षे जले-युक्तभूमौ च वृष्टिर्न स्यादतो रजोविक्षेपादेव यथासुखं वर्षन्त्यत आवश्यकत्वाल्लाघवाच्च नाज्ञा नियामिका किन्तु रज एव, अतस्तेनैव रजःप्रेरणवर्षेणैव प्रजाः सिध्यन्ति जीवन्ति, एवं सति महेन्द्रः किं करिष्यति? तत्कार्यमन्यथैव सिद्धमिति ॥२३॥ अस्तु वा 'तुष्यतु दुर्जन' इतिन्यायेन महेन्द्रकार्यं तथापि नास्माकं तदुपयोगस्तदाह न नः पुरो जनपदा इति,नोस्माकं पुरो नगराणि न सन्ति न वा जनपदा देशा न वा ग्रामा हट्टा नापि गृहाः, इन्द्रस्य हि लोकपालकत्वं वृष्टि-साधकत्वं यागभोक्तृत्वं दिग्देवतात्वं च चतुर्विधत्वमप्यस्माकं नोपयुज्यते पुराभावात् न तेन रक्षा कर्तव्या नापि तस्याधिपत्यं देशाभावान् न कृष्यादौ तदुपयोगो ग्रामाभावादाहिताग्नेरिवेन्द्रो हविर्न ग्रहीष्यतीति न भयं गृहाभावान्न दिगादिपरिज्ञानापेक्षा,किञ्च वयं वनौकसः,अस्वामिकं वनमितिशास्त्रं, तातेतिसम्बोधनं स्नेहार्थमप्रतारणार्थं च, किञ्च नित्यं सर्वदा शैले निवसामः, 'वैष्णवा हि वनस्पतयः' विष्णुः पर्वतानामधिपतिः,अतो वैष्णव एव याग उचितः॥२४॥तत्र विष्णो-र्द्वयमङ्गं ब्राह्मणा गावश्च,मन्त्रा एकत्र प्रतिष्ठिता हविरेकत्र,अद्रिर्गोवर्धनः स्वयमेव देवतातो वैष्णव एव यागः कर्तव्य इति वक्तव्ये गवां ब्राह्मणानामद्रेश्च मख आरभ्यतामित्याह तस्मादिति, यदि युक्तिरेव प्रमाणं तदा श्रुत्यनुसारिण्येषा भवतीति गिरिवनेचराणामेष एव याग उचितः, चकारादङ्गदेवताः सर्वा एव वैदिक्यः परिग्राह्याः, अयमिति गोसवात्मकः, 'अयाजयद् गोसवेने'तिवाक्याद् गोसत्राद्यमतिरिक्त एव लौकिकोस्य विधानं भगवानेव वक्ष्यति, अनेनैतज् ज्ञापितं युक्तिसिद्धमपीश्वरयुक्तिसिद्धमेव ग्राह्यं न तु लौकिकयुक्तिसिद्धमिति, नन्विन्द्रार्थे द्रव्याणि सम्पादितानि कथमेतैरन्यसाधनं? तत्राह य इन्द्रयागसम्भारा आज्यादय-स्तैरेवायं मखः साध्यतां, मखपदेन च सर्वदेवोपकारो ज्ञापितस्तत्र त्वेक एवेन्द्र-स्तुष्यतीति, अज्ञानात् कृते सर्वत्रैवं व्यवस्था, अन्यस्मै दत्तमपि हविराच्छिद्यान्यस्मै देयमिति, 'यस्य

हविर्निरुप्तं पुरस्ताच्चन्द्रमा अभ्युदेति त्रेधा तण्डुलान् विभजेद् ये मध्यमाः स्युस्तानग्नये दात्रे पुरोडाश-मष्टाकपालं निर्वपेद् ये स्थविष्ठास्तानिन्द्राय प्रदात्र' इत्याद्यभ्युदयेष्टौ कालभ्रमात् प्रवृत्तेष्टिरन्यथा क्रियते तथा प्रकृतेपि युक्तिभ्रमादिन्द्रार्थमपि सम्भृता अन्यार्थमेव कर्तव्याः ॥२५॥ तस्माद् यागादत्र विशेषमाह पच्यन्तामिति, लौकिकोत्सवपुरःसरे तु प्राकृतानां महानुत्साहो भवतीति

## શ્લોકાર્થ :-૨૩

રજોગુણથી પ્રેરાએલા મેધો સર્વત્ર જલની વર્ષા કરે છે. તે રજોગુણથી પ્રેરીત વર્ષાથી પ્રજા જીવે છે. એમાં મહેન્દ્ર એટલે ઈંદ્ર શું કરવાનો છે?(૨૩)

આપણને શહેરોનો આધાર નથી. દેશનો નથી. ગામનો નથી અને ઘરોનો આધાર નથી હે તાત! આપણે તો નિત્ય વનમાં રહેવાવાળા છે. વન અને પર્વત ઉપર આપણો વાસ હોય છે. (૨૪)

ગાયો, બ્રાહ્મણો અને ગોવર્ધનનો યજ્ઞ શરૂ કરો. ઈંદ્રના યાગને માટે જે સામગ્રી તૈયાર કરેલી છે. તે વડે આ સિદ્ધ કરો. (૨૫)

તે ઈંદ્રના યાગ કરતાં અહીં વિશેષ **"पच्यताम्"** શ્લોકથી કહે છે. વિવિધ પ્રકારના પાક તૈયાર કરો. અન્તે સૂપ તૈયાર કરો દુધપાક તૈયાર કરો. સંજાપની ખીર, માલપુરા, વડાં, જલેબી તૈયાર કરો. આજનું સર્વ દુધ ઉપયોગમાં લો. અને જે દુધ ઉપયોગમાં ન લેવાય તે વાછરડાંને આપો (૨૬)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૨૩

મેધો વર્ષે છે. તેમની અંદર રજો ગુણ છે. એ વિક્ષેપ કરનારો છે.તેથી રજોગુણથી વિક્ષેપ થએલા મેધો વર્ષે છે. જેમ રાજાઓ કૌતુકથી પ્રેરાએલા દાન આપે તેમ. જો એમ નહિ કરીએ તો જલને અને વર્ષાને લાયક નહિ એવી ભૂમિમાં વર્ષા ન થાય કારણ કે ઈંદ્ર એવી ભૂમીમાં વર્ષા કરવાની મેધોને આજ્ઞા આપે નહિ માટે રજોગુણના વિક્ષેપથી જ મેધો પોતાને ગમે તેમ વર્ષે છે. ઈંદ્રની આજ્ઞા વર્ષામાં નિયામક નથી પરંતુ રજોગુણ જ નિયામક છે. તેથી રજોગુણથી શું કરવાનો હતો? તેનું કાર્ય બીજી રીતે સિદ્ધ થઈ જાય છે. તો પછી તેની શી જરૂર છે? (૨૩)

દુર્જન ભલે સંતોષ પામો એ ન્યાયથી મહેન્દ્રની જરૂર ભલે હો તો પણ આપણને તેનો ઉપયોગ નથી. તે હવે નીચેના શ્લોકથી કહે છે. "न नः पुरो जनपदाः" થી કહે છે.

આપણને શહેરો, નગરો નથી. આપણને દેશો પણ નથી. આપણને ગામો પણ નથી. આપણને ઘરો પણ નથી. ઈંદ્રલોકનો પાલક છે. વૃષ્ટિનો સાધક છે. યજ્ઞનો ભોકતા છે. અને દિશાઓનો દેવતા છે. પણ એ ચારે પ્રકાર આપણને ઉપયોગમાં નથી. આપણને શહેરો નથી તેથી તેની રક્ષા માટે ઈંદ્રથી જરૂર નથી. આપણને દેશ નહિ હોવાથી તેનું અધિપતિપણું ઉપયોગી નથી. ખેતીમાં તેની જરૂર નથી. આપણને ઘર નહિ હોવાથી ઈંદ્ર હવિનું ગ્રહણ નહિ કરે એવો ભય નથી કારણ કે અગ્નિહોત્રી જે ભય છે તે આપણને નથી. વળી આપણને ઘર નહિ હોવાથી દિશાઓના જ્ઞાનની અપેક્ષા નથી તાત! એ સંબોધન સ્નેહનું સૂચન કરે છે. વળી આપણે તો વનવાસી છે. એટલે શાસ્ત્રમાં કહેલ છે કે વનનો કોઈ સ્વામી નથી. આપણે હમેશા પર્વત પર રહીએ છીએ વળી શ્રુતિમાં કહેલ છે કે વનસ્પતિઓ વૈશ્ણવ છે. વિષ્ણુ પર્વતોના અધિપતિ છે. માટે આપણે માટે વૈષ્ણવ યજ્ઞ ઉચિત છે. (૨૪)

વૈષ્ણવ યજ્ઞમાં વિષ્ણુના બે અંગ છે. બ્રાહ્મણ અને ગાયો એક સ્થળે બ્રાહ્મણોમાં મંત્ર સારી રીતે  રહેલા છે. અને એક સ્થળે ગાયોમાં હવિ યજ્ઞનું દ્રવ્ય રહેલું છે. ગોર્વધન પર્વત પોતેજ દેવતા છે. માટે પર્વતનો યજ્ઞ શરૂ કરો એ હવે કહે છે.

જો યુકિતને પ્રમાણ માનથી હોય તો યુકિત વેદને અનુસાર છે. તેથી પર્વત અને વનમાં ફરનારાઓને આ યજ્ઞ ઉચિત છે. ગોસવ વડે યજ્ઞ કરાવ્યો. એ વાકયથી ગોસમ કરતાં આ જુદો છે અને લૌકિક છે. આનું વિધાન ભગવાન કહેશે. જો આમ યુકિત સિધ્ધ એવું કંઇ પણ ગ્રહણ કરવું હોય તો તે ઈશ્વરે કરેલી યુકિતથી સિદ્ધ થતું હોય તેજ ગ્રહણ કરવું . માત્ર લૌકિક થી સિદ્ધ થતું હોય તે ગ્રહણ કરવું નહિ.

જો એમ શંકા થાય કે ઈંદ્ર માટે એકઠા કરેલા પદાર્થોથી બીજુ કેમ સિદ્ધ થાય? તો ઉત્તરમાં કહે છે કે ઈંદ્રના યજ્ઞના પદાર્થો સિદ્ધ કરેલા છે. તે વડે જ આ યજ્ઞ સિદ્ધ કરો. **"मख"** એટલે યજ્ઞ. ઈંદ્ર યાગમાં તો એક ઈંદ્રને જ સંતોષ થયો હોત. જયારે અજ્ઞાનથી કાંઈ પણ કરવામાં આવે તેને સર્વ સ્થળે આજ વ્યવસ્થા થાય છે. બીજાને માટે આપેલું હવિ તેની પાસેથી ખૂંચવી લઈ બીજાને આપવું જોઈએ. શ્રુતિમાં કહ્યું છે કે જેને માટે હવિનો નિર્વાપ થયો હોય કે તરત ચંદ્રમા ઉગી જાય તો કલભ્રમથી પ્રવૃત થએલી દષ્ટિ ઉલ્ટી થઈ જાય એટલે ચોખાના ત્રણ વિભાગ કરીને મધ્યમ ચોખા અગ્નિને અને જાડા ચોખા ઈંદ્રને નિર્વાપ એમ ચાલતા પ્રસંગમાં કાલભ્રમના જેવી યુકિત ભ્રમને લીધે પ્રવૃત થએલો ઈંદ્રયાગનો ભગવાન માટે વિનીયોગ અને ઈંદ્રને માટે સિદ્ધ કરેલી સામગ્રી ઈંદ્રને નહિ પણ ભગવાનને સર્મપાય. (૨૫)

લૌકિક ઉત્સવ જ્યારે હોય ત્યારે સામાન્ય માણસોને માટે ઉત્સવ થાય છે. સ્ત્રીઓ પણ ભાગ લઈ શકે છે.

વિવિધ પ્રકારના પાક, ભુંજવનાના , જલમાં પકવાના, તેલ, ઘી, દુધ, દહિં વિગેરેથી થતા બધા પાકો ગ્રહણ કર્યા. આ બધું તૈયાર થયા પછી સૂપ જો પહેલાં કરે તો ખાટો થઈ જાય તેથી બહુ દુધની અંદર ચોખા નાખી દુધપાકને તૈયાર કરવો. દેવોને માટે પાક પ્રથમ કરવો. સામાન્ય મનુષ્યો માટે સૂપ તૈયાર કરવો. પછી સંજાપની ખીર, ઘઉંનો રવો આગલા દિવસે રાંધવા મૂકેલો ઘણે સમયે સિદ્ધ થાય છે. તે પણ ગ્રહણ કરવો. માલપૂવા જે લોટમાં ગોળ મીશ્રણ કરીને ઘીમાં તળાય છે. તે તૈયાર કરવાં. જલેબી-વર્તુળના આકારની ફેણવાળી તૈયાર કરવી. આજનું દોહેલું બધુ દુધ ગ્રહણ કરવું અને જે ગ્રહણ કરતાં અશક્ય હોય તે વાછરડાંને આપવું.(૨૬)




हूयन्तामग्नयः सम्यग् ब्राह्मणैर्ब्रह्मवादिभिः ।
अन्नं बहुविधं तेभ्यो देयं वो धेनुदक्षिणाः ॥ २७ ॥
अन्येभ्यश्च श्वचाण्डालपतितेभ्यो यथार्हतः ।
यवसं च गवां दत्वा गिरये दीयतां बलिः ॥ २८ ॥
स्वलङ्कृता भुक्तवन्तः स्वनुलिप्ताः सुवाससः ।
प्रदक्षिणं च कुरुत गोविप्रानलपर्वतान् ॥ २९ ॥
एतन् मम मतं तात क्रियतां यदि रोचते ।
अयं गोब्राह्मणाद्रीणां मह्यं च दयितो मखः ॥ ३० ॥

स्त्रीणामप्यत्रोपकारो भवतीति च, विविधाः पाका भर्जनजलपचनतैलघृतदुग्धदध्यादिषु च पाकाः परिगृहीतास्तेन नानाविधानि भक्ष्याणि सेत्स्यन्ति, तेषां सर्वेषामन्ते सूपः कर्तव्यः पक्वान्नादीनां करणे भूयान् कालो लगत्यतः प्रथमतः सूपकरणे सोम्लतामापद्यते, पायसं हि बहुदुग्धेल्पीयांसस्तण्डुला दत्ता अल्पाग्नावेव पच्यमाना महता कालेन पच्यन्त इति पायसमादौ कर्तव्यं, अथ वा देवानां प्रथमतः पाको मध्ये लौकिकानां महतां प्राकृतानां सूपमात्रमिति,ततो यत् कर्तव्यं तदाह संयावो गोधूमचूर्णसारांशाः पूर्वदिवस एव पच्यमाना महता कालेन सिद्धा भवन्ति सोपि ग्राह्यः, अपूपा गुडमिश्रितचूर्णनिष्पादितपाकः स्नेहद्रव्येषु, शष्कुल्यो नालाकारेण भ्रमद्वर्तुला भक्ष्यविशेषाः, सर्व एवाद्यतनो दोहो गृह्यतां दुग्धस्य विक्रयादिविनियोगो न कर्तव्यः, चकारादशक्यं वत्सेभ्य एव देयमिति ॥२६॥ ततोलौकिको देवानामर्थे होमः कर्तव्य इति सम्यग् विधानपूर्वकं ब्राह्मणाः स्वरूपत उत्तमा ब्रह्मवादिनो ज्ञानतः, ततो

वैदिकं वैदिकादिष्वन्यतरदाहोस्विद् युक्तिसिद्धं केवलयुक्तिसिद्धत्वे पूर्वयुक्तिसिद्ध इन्द्रयाग एव कथं न क्रियत इत्याशङ्क्याहैतन् मम मतमिति, भवद्भिरिन्द्रो वाहं वा परिग्राह्यो मत्परिग्रह एतन् मम मतं कर्तव्यमिन्द्रपरिग्रहे त्विन्द्रयागः कर्तव्यस्तात इतिसम्बोधनादत्र स्नेहोप्यधिकः सेत्स्यत्यतः क्रियतां तथापि निर्बन्धेन न कर्तव्यं तथा सत्यश्रद्धया कृतमकृतं स्यात्, किञ्चायं यागो गवां ब्राह्मणाद्रीणां मम च दयितः, चकाराद् देवानामपि प्रियश्चायं यागो यतो मह्यं मत्सम्प्रदानकमेव, एवं सर्वथा तत्परित्यागेनैतत् कर्तव्यमिति ज्ञापितम् ॥३०॥

શ્લોકાર્થ :-૨૭

બ્રહ્મવાદી બ્રાહ્મણો વડે અગ્નિમાં હોમ કરવા. તે બ્રાહ્મણો તે તમારે બહુ પ્રકારનું અન્ન આપવું અને દક્ષિણામાં ગાયો આપવી. (૨૭)

બીજા ક્ષત્રિયો, વૈશ્યો વિગેરેને પછી કુતરાં, ચાંડાલ અને પતિતોને તેમની યોગ્યતા મુજબ બલિ આપવું. ગાયોને ઘાસ આપવું અને ગોવર્ધનને બલિ આપવું. (૨૮)

સારા અલંકાર ધારણ કરીને, ભોજન કરીને, અંગ ઉપર ચંદનનો લેપ કરીને , સારાં વસ્ત્રો ધારણ કરીને ગાયો, બ્રાહ્મણો, અગ્નિ અને ગોર્વધનની પ્રદક્ષિણા કરો. (૨૯)

આ મારો મત છે. હે પિતા! જો તમને રૂચતું હોય તો કરો. આ યજ્ઞ ગાયોનો, બ્રાહ્મણોને, પર્વતોને, મને અને દેવતાઓને પણ પ્રિય છે. (30)

ભાવાર્થ, સુબોધિનીજી :-૨૭

દેવોને માટે અલૌકિક હોમ કરવો. શાસ્ત્ર વિધિ મુજબ કરવો. બ્રાહ્મણ એટલે સ્વરૂપથી જ ઉત્તમ - બ્રહ્મવાદી એટલે જ્ઞાનથી ઉત્તમ પછી હોમ કર્યા પછી બ્રાહ્મણોને સારા પ્રકારનું અન્ન આપવું એ તમારૂં કર્તવ્ય છે. ગાયો પણ દક્ષિણામાં આપવી. (૨૭)

પછી બીજાઓને પણ આપવું તે હવે કહે છે.

ક્ષત્રિયો, વૈશ્ય વિગેરે ત્રણે વર્ણોને અને પછી કુતરાં, ચાંડાલ અને પતિત અને કાગડાઓને બલિ આપવું એમ કહ્યું છે. પરંતુ સૌની યોગ્યતા મુજબ આપવું પછી ગાયોને ઘાસ આપવું, ગોર્વધન પર્વતને બલિ આપવું. બધાનો ઢગલો પર્વત આગળ કરવો.(૨૮)

એ પ્રમાણે આપણે બધા બાળકો અને સ્ત્રીઓએ સારા અલંકાર ધારણ કરવા, ભોજન કરવું અને ચંદનનો લેપ કરવો. પછી ઉત્તમ વસ્ત્રો પહેરીને ગોર્વધનની પ્રદક્ષીણા કરવી. વૃન્દાવન અને પર્વતો એટલે ગોવર્ધનની પાસેના પર્વતોની પણ પ્રદક્ષિણા કરવી. એકલા ગોવર્ધનની પ્રદક્ષિણા કરવી. આ જે કરવાનું કહો છે તે વૈદિક છે? યુકિત સિધ્ધ

છે? જો કેવળ યુક્તિ સિદ્ધ જ હોય તો પરાપર્વથી યુક્તિ સિધ્ધ ઇંદ્રયાગ કેમ ન કરવો? તેવી શંકામાં હવે કહે છે.(૨૯)

તમારે ક્યાં તો ઇંદ્રનું કહ્યું કરવું અથવા મારૂં કહ્યું કરવું .જો મારૂં ગ્રહણ કરો તો આ જે મને સંમત છે તે કરો. ઇંદ્રનો પરિગ્રહ કરો તો ઇંદ્રયાગ કરો. હે પિતા! એ સંબોધનમાં સ્નેહનું સૂચન છે. મારા આગ્રહથી ન કરવું . તમને ઠીક લાગે તો કરવું. આ યજ્ઞ ગાયો, બ્રાહ્મણો, પર્વતો, અને મને પણ પ્રિય છે. દેવોને પણ પ્રિય છે તે "च" પદથી સૂચવે છે. આજ કરવું એમ સૂચવ્યું.

ભગવાને અન્તઃકરણથી આ પ્રમાણે આજ્ઞા કરી. તેમના હૃદયમાં આ બેસી ગયું તે હવે શ્લોકથી કહે છે.(૩૦)




॥ श्रीशुक उवाच ॥

कालात्मना भगवता शक्रदर्पं जिघांसता ।
प्रोक्तं निशम्य नन्दाद्याः साध्वगृह्णन्त तद्वचः ॥ ३१ ॥
तथा च व्यदधुः सर्वं यथाह मधुसूदनः ।
वाचयित्वा स्वस्त्ययनं तद्द्रव्येण गिरिद्विजान् ॥ ३२ ॥
उपहृत्य बलीन् सर्वानादृता यवसं गवाम् ।
गोधनानि पुरस्कृत्य गिरिं चक्रुः प्रदक्षिणम् ॥ ३३ ॥
अनांस्यनडुद्युक्तानि ते चारुह्य स्वलङ्कृताः ।
गोप्यश्च कृष्णवीर्याणि गायन्त्यः सद्द्विजाशिषः ॥ ३४ ॥
कृष्णस्त्वन्यतमं रूपं गोपविश्रम्भणं गतः ।
शैलोस्मीति वदन् भूरि बलिमादद् बृहद्वपुः ॥ ३५ ॥

हृदयपूर्वकं भगवताज्ञापितमिति तेषां हृदये समागतमिति वदन् तथा कथने हेतुमाह कालात्मनेति, अयं दुष्टनिराकरणार्थं कालात्मा जातः कालस्यात्माधिदैविकरूपोन्तर्यामी वा जातः, तादृशोपि न स्वरूपात् प्रच्युत इत्याह भगवतेति, तथाकथने हेतुः शक्रदर्पं जिघांसतेति, गर्वस्तस्य दूरीकर्तव्यस्तदुपकारार्थं समागते भगवति तेनावश्यमनुवृत्तिः कर्तव्या तथा सति लीला पुष्टा भवति भूयांश्च निरोधः कर्तव्यो न भवति, अनुवृत्त्यकरणं च गर्वात्, ऐश्वर्यं च तत्र हेतुः, अधिकारित्वात् तत्र निराकर्तव्यमतो भ्रमशास्त्रप्राप्तमेव तस्य निराकृतवान्, अतस्तेन प्रोक्तं निशम्य साधनं श्रुत्वा मुख्या एव नन्दाद्याः साधु तद्वाक्यं यथा भवति तथागृह्णन्त तदुक्तोर्थोऽङ्गीकृतः ॥३१॥ ततस्तथैव कृतवन्त इत्याह तथा चेति,विधानपूर्वकं कृतवन्त इति वक्तुं

वाचयित्वा स्वस्त्ययनमित्युक्तवान्, स्वस्तिवाचनं पुण्याहवाचनं ततः पूज्यानामर्चा ग्रहाणामिव निमन्त्रणप्रायमेतत् ॥३२॥ ततः सर्वानेव बलीनुपहृत्य ग्रहेभ्यो दिग्देवताभ्यस्तदङ्गेभ्यश्च यथोक्तप्रकारेण बलीन् दत्वा पूजाप्रकारानुपहारांश्च, ततः स्वयमत्यादरयुक्ता गोधनान्यग्रे कृत्वा गिरिं प्रदक्षिणं चक्रुः प्रकर्षेण दक्षिणो यथा भवति तथा, यद्यपि सामान्यकथनेनैव विशेषः समायाति तथाप्यन्यूनानतिरिक्तं कृतमिति वक्तुं विशेष उच्यते ॥३३॥ प्रदक्षिणायां विशेषमाहानांसीति,अन्यथा क्लेशः स्याद् भगवत्परता च न स्यादतोनांस्यनडुद्युक्तानि कृतानि, ततोनांस्यलङ्कृतान्यनडुहश्च ते गोपालास्तान्यारुह्य चकारादनारुह्याप्यन्यानारोप्य सुष्ठ्वलङ्कृता जाता येलङ्कारा अधो न भवन्ति, गोप्योप्यारुह्य प्रदक्षिणं चक्रुरितिसम्बन्धः, चकारादन्याश्च स्त्रियः कृष्णस्य सदानन्दस्य स्वार्थमेवावतीर्णस्य वीर्याणि पूतनानिराकरणादीनि गायन्त्यो जाताः, अनेन कर्मण्यङ्गवैकल्यं च निराकृतं, सत्यो द्विजाशिषश्च जाताः सतां द्विजानां सतां वा भगवदीयानां द्विजानां च, अनेनास्मिन् यागे ब्राह्मणानामतिसन्तोषः स्त्रीणां चेति निरूपितम् ॥३४॥ ते हि प्राकृता गोपाला दृष्टमेव मन्यन्तेतो विश्वासार्थं रूपान्तरं कृतवानित्याह कृष्णस्त्विति, अत्यन्तमन्योन्यतमोस्माद् रूपादतिविलक्षणोतिस्थूलो रूपान्तरमेव, तत् पर्वतस्याधिदैविकं रूपमितिपक्षं व्यावर्तयति तुशब्दः,गोपानां विश्रम्भणं विश्वासं गतः, विश्वासो यत्र तादृशे रूपे दृष्ट एव तेषां विश्वास इति विश्वासो भगवद्विषयक इति तैमादत तं

શ્લોકાર્થ :-૩૧

ઇંદ્રના ગર્વને હણવાની ઇચ્છાવાળા કાલરૂપી ભગવાને જે કહ્યું તે સાંભળીને નંદ વિગેરેએ અંગિકાર કર્યો.

જે પ્રકારે મધુસૂદન ભગવાને કહ્યું હતું તે પ્રકારે બધું કર્યું અને સ્વસ્તિ વાચન કરાવીને તે દ્રવ્યથી પર્વત, બ્રાહ્મણ વિગેરેની પૂજા કરી. (૩૨)

સર્વને બલિ અર્પણ કરીને, ગાયોને ઘાસ આપ્યા પછી પોતે આદરપૂર્વક થઈને ગાયોને આગળ કરીને ગીરીની પ્રદક્ષિણા કરી.(૩૩)

તે ગોપાલોએ સારા અલંકારો ધારણ કરીને, ગાડાઓને બળદ જોડીને તેમને શણગારીને, ગાડામાં બેસીને પ્રદક્ષિણા કરી અને ગોપીઓએ અને બીજી સ્ત્રીઓએ પણ અલંકાર ધારણ કરીને ગાડામાં બેસીને કૃષ્ણના પ્રરાક્રમો ગાતાં ગાતાં બ્રાહ્મણોના અને ભગવદીઓના આશિર્વાદ પ્રાપ્ત કરીને પ્રદક્ષિણા કરી. (૩૪)

કૃષ્ણે પોતાથી તદ્દન જુદું સ્વરૂપ ધારણ કરીને ગોપોનો વિશ્વાસ મેળવીને હું ગોર્વધન પર્વત છું એમ કહેતા બલીનું ભોજન કર્યું. (૩૫)



ભાવાર્થ, સુબોધિનીજી :-૩૧

દુષ્ટનું નિવારણ કરવા માટે આ ભગવાન કાલરૂપ થયા. કાલત્મા એટલે કાલના આત્મા. છતાં પણ પોતાના સ્વરૂપથી ચ્યુત થયા નહિ. એટલે સ્વરૂપમાં કંઇ ફેરફાર થયો નહિ. એ ભગવાન પદથી કહે છે. કારણ કે તેમ કહેવામાં ઇંદ્રના ગર્વનો પરિહાર કરવાની તેમની ઇચ્છા હતી. તેને ઉપર ઉપકાર કરવા તેનો ગર્વને દૂર કરવોજ જોઇએ. જયારે ભગવાન પધારે ત્યારે તેને ભગવાનના કહ્યા મુજબ કરવું જોઇએ. તેમ કરવાથીજ લીલા પુષ્ટ થાય. ઇંદ્રે ભગવાનના કહેવા મુજબ ન કર્યું. તે તેના ગર્વને લીધે હતું. ઐશ્વર્ય એ ગર્વનો હેતુ હતો. તેનો ગર્વ દૂર કર્યો. ભગવાને કહેલું સાંભળીને નંદ વિગેરએ તેમનું વાકય ગ્રહણ કર્યું. ભગવાને કહેલાનો અંગિકાર કર્યો. પછી જે પ્રકાર થયો તે હવે કહે છે. (૩૧)

વિધિપૂર્વક કર્યું. સ્વસ્તિવાચન એટલે પવિત્ર દિવસ પછી જે પૂજય હતો તેમની પૂજા કરી. જે પ્રકારે ગ્રહોને નિમંત્રણ કરવામાં આવે છે તે પ્રમાણે નિમંત્રણથી પૂજા કરી સર્વને બલિ અર્પણ કરીને, ગાયોને ઘાસ આપ્યા પછી પાતે આદરપૂર્વક થઇને ગાયોને આગળ કરીને ગિરિની પ્રદક્ષિણા કરી. (૩૨)

પછી બધો બલિ સમીપ લાવીને, ગાયોને, દેવતાઓને અને આશ્રિતોને જે પકારે ભગવાને કહ્યું હતુ તે પ્રકારે બલિ આપીને તેની પૂજા કરીને, ભેટ આપીને, પોતે આદરયુકત થઇને ગાયોને આગળ કરીને ગોર્વધનની પ્રદક્ષિણા કરી. જમણા હાથ તરફ ગિરિ પર્વત રહે તેમ પ્રદક્ષિણા કરી. કંઇ પણ ઓછું ન રહે તેમ કર્યું. (૩૩)

પ્રદક્ષિણામાં વિશેષ આ શ્લોકથી કહે છે.

જો ગાડામાં ન જાય તો કલેશ થાય. ભગવાનમાં ચિત્ત ન રહે તેથી ગાડાઓને બળદ જોડયા પછી શણગાર્યા. પછી ગાડાઓમાં ચઢીને, સારા અલંકાર ધારણ કીને બેઠા અને ગોપીઓએ પણ ગાડામાં બેસીને પ્રદક્ષિણા કરી. શ્લોકમાં "च" મૂકયો છે. તે બીજી સ્ત્રીઓ પણ સમજવી. કૃષ્ણ સદાનંદ જેમણે પોતાને માટેજ અવતાર લીધો હતો. તેમના પરાક્રમો ગાતાં ગાતાં પ્રદક્ષિણા કરી. બ્રાહ્મણોના આર્શિવાદ સત્ય થયા. ભગવવદીઓના અને બ્રાહ્મણોના આર્શિવાદ સત્ય થયા. બધાને સંતોષ થયો. (૩૪)

તેઓ પ્રાકૃત એટલે સામાન્ય હતા. ગોવાળીયાઓને જે જુએ તેના ઉપર જ વિશ્વાસ આવે . તે માટે ભગવાને બીજું રૂપ ધારણ કર્યું તે હવે કહે છે.

આ રૂપથી જે તદન જુદું હોય તે રૂપ ધારણ કરીને પોતે સ્થુળ રૂપવાળા થયા. આમ ભગવાનનું બીજું જ રૂપ હતું. એ રૂપ પર્વતનું આધિદૈવિક ન હતું. ગોપોનો વિશ્વાસ મેળવીને

તેમણે બલિનો ભોગ કર્યો. ત્યારે ગોપોએ પૂછયું. તમે કોણ છો? તેના ઉત્તરમાં હું પર્વત છું. હું ગોર્વધન છું. હું શૈલ છું. અને કોઈને કહ્યું હું પર્વત છું. બલિનું પકવાનનું પુષ્કળ ભોજન કર્યું અને બધાને તૃપ્ત કર્યા. (૩૫)

પછી કેટલાકને સંદેહ થાય એટલે તેવા બધાને બતાવી નમસ્કાર કરે છે. તે નીચલા શ્લોકથી કહે છે.

तस्मै नमो व्रजजनैः सह चक्रेत्मनात्मने ।
अहो पश्यत शैलोसौ रूपी नोनुग्रहं व्यधात् ॥ ३६ ॥
एषोवजानतो मर्त्यान् कामरूपी वनौकसः ।
हन्ति ह्यस्मै नमस्यामः शर्मणे आत्मनो गवाम् ॥ ३७ ॥
इत्यद्रिगोद्विजमखं वासुदेवप्रणोदिताः ।
यथा विधाय ते गोपाः सहकृष्णा व्रजं ययुः ॥ ३८ ॥

॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्ध एकविंशोध्यायः ॥

**बलिं बुभुजे तदा गोपैः** कस्त्वमिति पृष्टः **शैलोस्मीति वदन्निति**शब्दः प्रकारवाची कश्चित् प्रति गोवर्धनोस्मीति कश्चित् प्रति शैलोस्मीति कश्चित् प्रति पर्वतोस्मीत्येवं वदन्, एवं भूरिबलिमाद्‌त् पक्वान्नादिकं बहु भक्षितवान् पर्वतस्थान् सर्वानेव तर्पितवान् ॥३५॥ ततः केषाञ्चित् सन्देहोपि भवेदिति सर्वान् प्रदर्श्य नमस्कारं करोति, **व्रजजनैः सह तस्मै नमश्चक्र आत्मना** स्वेनैवात्मने स्वस्मै, आकारस्त्वत्र वैदिकप्रक्रियया लुप्तः, आत्मनेति द्वारान्तरनिषेधाय स्वरूपस्य करणता, तत्र तत्र स्थिता मायापसारितेति ज्ञापयितुमात्मन इत्युक्तं, सर्वथा 'तदेवैत'-दितिवचनमप्याहाहो **पश्यतेति, असौ शैलः** सर्वात्मकत्वादानन्दमयस्य बीजस्य तथात्वादतस्तन्नाम्नैव व्यपदिश्यते, पश्यतेतिप्रबोधनं विशेषज्ञापनार्थं प्रमाणवस्तुपरतत्रेपि सावधानार्थं विधिर्युक्त एव, ननु शैलो गोवर्धनः पृथग् दृश्यते कथमसौ शैल इति ? तत्राह रूपीति, असौ रूपवान् कामरूपो ह्ययं, अतो भवतां सन्तोषार्थमेतादृशरूपं कृत्वा भुङ्क्ते इत्यर्थः, एतदप्यानन्द एव सङ्गच्छते, किञ्च नोस्माकमनुग्रहं व्यधाद् दत्तार्थस्वीकारात्, अन्यथा प्रदर्शयेदेवात्मानं न तु भुञ्जीत, न इति सामान्योक्तिर्नमस्कारवत् समर्थनीया ॥३६॥ एवं तस्य स्वरूपमुक्त्वाग्रेपि भजनसिद्ध्यर्थं प्रार्थयतेत्याहैष इति, अप्रार्थनायां बाधकं वदन्नवज्ञामात्रेपि बाधकमाहावजानतोवज्ञां कुर्वतः किमयं करिष्यतीति मर्त्यान् मरणधर्मयुक्तानिदं महदनिष्टमिष्टानिष्टवार्ता दूरे वस्तुतो हन्त्येव, तस्य हनने सामर्थ्यं प्रकारं चाह कामरूपीति, कामं यथेष्टं रूपवानतः शस्त्री भवति व्याघ्रो भवति सिंहो भवति, पलायनं त्वशक्यं यतः सर्वे वनौकसः, वनमेवौकः स्थानं येषामित्यतस्तान् हन्त्येव, अहनन उपायमाहास्मै नमस्याम इति, अप्रतारणार्थमात्मानुप्रवेशः, हेतु-

वादोयमितीतरनिषेधे तात्पर्यान् नात्यन्तमाग्रहः कर्तव्यः, आत्मनः शर्मणे गवां च शर्मणे व्याघ्रादीनामुभयोपद्रवजनकत्वात्, नमस्कार एव महतां प्रतिविधिः, तदाह हिशब्दः, एवमग्रेपि तथाकरणसिद्ध्यर्थमेतत्परित्यागे भयं च जनयितुं तथोक्तवान्, ईश्वरवाक्यात् तथैव च भवेत् ॥३७॥ एवं कारयित्वा च पुनः स्वस्थानं प्रापितवानित्युपसंहरतीतीति, अद्रिगोद्विजानां मखं वैष्णवमखं कृत्वा वासुदेवेनैव प्रकर्षेण नोदिता विशेषाकारेण तत्र तत्र तथा तथा बोधिता यथा यथावद् विधाय भगवदावेशेनैतत् कृत्वा पुनस्त एव गोपा भूत्वा फलसहिता व्रजं ययुः स्वस्थानं प्राप्तवन्तः,अन्ते प्रत्यापत्तिरुक्ता,अन्यथा तज्जनितमन्यदेव किञ्चित् फलं स्यादिति शङ्का स्यादतः प्रत्यापत्तिरुक्ता ॥३८॥

શ્લોકાર્થ :-૩૬

વ્રજજનોની સાથે પોતારૂપી પર્વતને નમસ્કાર કર્યા અને કહ્યું કે અહો! જુઓ આ ભગવાન શૈલ છે. તેમણે રૂપ ધારણ કરીને આપણા ઉપર ઉપકાર કર્યો છે.(૩૬)

જે વનવાસીઓ મરણ ધર્મવાળા હોવા છતાં આ ગોવર્ધનનો અપમાન કરે. તેનો યથેચ્છરૂપ ધારણ કરનાર નાશ કરે જ. માટે તેમણે આપને નમસ્કાર કરીએ.(૩૭)

તે ગોપો વાસુદેવરૂપી ભગવાનથી સારી પ્રેરણા પામેલા ગોર્વધન,ગાયો, બ્રાહ્મણો ને વૈષ્ણવ યજ્ઞની પ્રેરણા થઈ તે પ્રમાણે કરીને કૃષ્ણની સાથે વ્રજમાં ગયા. (૩૮)

ભાવાર્થ, સુબોધિનીજી :-૩૬

વ્રજજનોની સાથે તેમણે નમસ્કાર કર્યા. પોતે પોતાને નમસ્કાર કર્યા. ભગવાન પોતે ગોર્વધન છે એમ વચન કહી અહો! જુઓ એમ કહે છે. આ ભગવાન પર્વત છે. કારણ કે ભગવાન સર્વાત્મા છે. આનંદમયનો બીજ સર્વાત્મા છે. એટલે અહો! કહી પ્રબોધ કરે છે. અહીં શંકા થાય કે ગોર્વધન પર્વત તો જુદો દેખાય છે? તો પછી ભગવાન પર્વત છે એમ કેમ કહે છે? તેના સમાધાનમાં આ ભગવાન ઈચ્છામાં આવે તેટલા સ્વરૂપ ધારણ કરી શકે છે. એટલે તેમણે સંતોષ આપવા આવું રૂપ ધારણ કરીને ભોજન કરે છે. આમ ઈચ્છીત રૂપ ધારણ કરવું તે આનંદમય સ્વરૂપ જ કરી શકે. કારણ કે તે જ સ્વરૂપ બધાના બીજ રૂપ છે. આપણા ઉપર અનુગ્રહ કર્યો. બધા પદાર્થોનો અંગિકાર કર્યો. નહી તો માત્ર દર્શન આપત. ભોગ કરત નહી. આથી આપણા ઉપર અનુગ્રહ કર્યો. તેનું સમર્થન કર્યું. (૩૬)

એ પ્રકારે તેમનું સ્વરૂપ કહીને તેમણા ભજનની સિદ્ધિ માટે પ્રાર્થના કરો તેમ શ્લોકથી કહે છે.

જો પ્રાર્થના ન કરે તો બાધક થાય માટે અવજ્ઞા કરવાથી બાધક થાય તે કહે છે. જે કોઈ

તેની અવજ્ઞા કરે તેવા મનુષ્યને મરણ જેનો ધર્મ છે તેવાને આ અનિષ્ટ નિવડે છે. તેનો નાશ જ કરે છે. તે પ્રકાર કહે છે કે તે ઈચ્છા મુજબ રૂપ ધારણ કરી શકે છે. તે વાઘ પણ થાય છે. સિંહ પણ થાય છે. શસ્ત્રોવાળો પણ થાય છે. તેનાથી દૂર જવું અશક્ય છે. કારણ કે આપણે વનવાસીઓ છે. તેનાથી બચવાનો ઉપાય કહે છે. આપણે તેને નમસ્કાર કરીએ. પોતે છેતરતા નથી. માટે નમસ્કાર કરીએ છીએ. આપણા અને ગાયોનો કલ્યાણ માટે નમસ્કાર કરવા જોઈએ. ભગવાને તે પ્રમાણે વચનો કહ્યાં. એ પ્રકારે ગોર્વધન યાગ કરાવીને પોતાને સ્થાને લઈ ગયા એમ ઉપસહાંર કહે છે.(૩૭)

ગોર્વધન, ગાયો, બ્રાહ્મણોના યજ્ઞ જે વૈષ્ણવ યજ્ઞ છે. તે કરાવીને વસુદેવથી જ સારી રીતે પ્રેરણા થયેલી એવા જયાં જયાં જે કરવાનું હતું તેમ વસુદેવના બોધથી આ સર્વ રીતે કરીને ફરીથી તેઓ ગોપ માત્ર થઈને ફલ સહીત ભગવાન સહીત પાછાં વ્રજમાં ગયાં. પોતાનાં સ્થાનમાં ગયાં. જેમ પ્રથમ હતા તેવાં જ થયાં. તેવા થઈને પાછા ગયાં એમ કહ્યું.

### દશમ સ્કંધ પૂર્વાધ

### અધ્યાય ૨૧ મો

### સાધન પ્રકરણ સંપૂર્ણ






## ॥ द्वाविंशोध्यायः ॥

॥ श्रीशुक उवाच ॥

इन्द्रस्तदात्मनः पूजां विज्ञाय विहतां नृप ।
गोपेभ्यः कृष्णनाथेभ्यो नन्दादिभ्यश्चुकोप सः ॥ १ ॥
गणं संवर्तकं नाम मेघानां चान्तकारिणाम् ।
इन्द्रः प्राणोदयत् क्रुद्धो वाक्यं चाहेशमान्युत ॥ २ ॥

॥ इन्द्र उवाच ॥

अहो श्रीमदमाहात्म्यं गोपानां काननौकसाम् ।
कृष्णं मर्त्यमुपाश्रित्य ये चक्रुर्देवहेलनम् ॥ ३ ॥

हेतुशास्त्रमिदं यस्माद् दृष्टार्थमुपयुज्यते । अदृष्टार्थं तथा चान्यत् तज् ज्ञापयति निश्चितम् ॥१॥
हैतुके फलभोक्तायमिन्द्रो विघ्नं चकार ह । वृष्टिरूपं ततः कृष्णः शैलधारी बभूव ह ॥२॥
उभयोर्हैतुकत्वार्थमेवं भगवता कृतम् । निषिद्धभोगिनो बुद्धिर्नष्टा भवति सर्वथा ॥३॥
इतीन्द्रस्य महामोहवाक्यान्याह विशेषतः । द्वाविंश ईर्यते कृष्ण इन्द्रेण विनिपीडितम् ॥४॥
व्रजं गोवर्धनं धृत्वा सम्यक् पालितवानिति ॥४½॥

पूर्वाध्याये इन्द्रयागभङ्गो निरूपितस्ततः क्रुद्ध इन्द्रो व्रजपीडार्थं वृष्टिं करोतीति निरूप्यते इन्द्र इतिदशभिः,

क्रोधोद्यमौ च वाक्यानि चतुर्भिः सर्वनाशनात् । पीडाहेतुफलान्युक्त्वा सन्धिमाहेतरेण हि ॥१॥

आदौ तस्य क्रोधमाहेन्द्र इति, तदा गोकुलगमनसमय एव, आत्मनः पूजां विहतां ज्ञात्वा नृपेतिसम्बोधनं राज्ञां तथात्वज्ञापनाय गोपेभ्यश्चुकोप, ननु गोपा अज्ञाः कथं कोपस्तेषु? तत्राह नन्दादिभ्य इति, नन्दो हि महान्, तर्हि कोप उचित इति चेत् तत्राह, कृष्णनाथेभ्य इति, कृष्ण एव नाथो येषां, नन्विन्द्रः शुद्धसत्त्वपरिणामरूपः कथमेवं कृतवान्? तत्राह स इति, निषिद्धभोगभोक्ता ॥१॥ न केवलं कोपमात्रं किन्तु प्रयत्नमपि चकारेत्याह गणमिति, गणो हि बहूनां सङ्घातो भवति, संवर्तकः प्रलयकर्ता, नामेति प्रसिद्धौ, अतः प्रसिद्ध एवायं संवर्तको गणः, समुदाय एव नाशशक्तिरितिपक्षनिराकरणार्थं प्रत्येकमपि मेघानां तथात्वमाह मेघानां चान्तकारिणामिति, अन्तकारिणां मेघानां गणं संवर्तकं च गणं प्रेषयामास तथा सति प्रत्येकसमुदायाभ्यां सामान्यतो विशेषतश्च नाशो भवति, तस्याज्ञा कर्तव्येतिज्ञापनार्थमिन्द्र इति, 'इदि परमैश्वर्ये', परमैश्वर्यं प्राप्तस्य वाक्यमनुल्लङ्घ्यमतः प्राणोदयत् प्रकर्षेण तदैवाविचारं प्रेषितवान्, तत्र हेतुः क्रुद्ध इति, एवं तस्य मानसदोषमुक्त्वा वाचनिकं दोषमाह

वाक्यं चाहेति, यतोयमीशमान्यहमेवेशस्त्रैलोक्यस्येति मन्यते, उतापि वाक्यमप्याहेत्यर्थः, एतेनायुक्ततमत्वमुक्तं भवति ॥२॥ वाक्यमाह चतुर्भिः, परम्परया सिद्धो हैतुको न त्याज्य आधुनिकस्त्याज्य इति मन्यते, अहो अत्याश्चर्यं सर्वथा विवेकरहिता गोपाः कथमेवं मर्यादोल्लङ्घनं कृतवन्त इति स्वहृदय एवाह, श्रीमदस्य माहात्म्यमहो आश्चर्यं यतः श्रीमदाद् ये गोपा



## દશમ સ્કંધ પૂવાર્ધ અધ્યાય ૨ ૨ મો

### કારીકા :-

આ હેતુ શાસ્ત્ર છે કેમ કે તે દુષ્ટાર્થને માટે ઉપયોગી થાય છે. હેતુશાસ્ત્ર વિનાનું બીજુ શાસ્ત્ર અદુષ્ટાર્થ કહેવાય છે. તે બંનેનો નિશ્ચય કહેવાય છે. (૧)

હેતુક યજ્ઞમાં આ ઈંદ્ર ફલનો ભોગ કરનાર હતો. તેને વૃષ્ટિરૂપી વિધ્ન કર્યું. તેથી કૃષ્ણ ગોર્વધનધારી થયા. (૨)

બંને હેતુક હોવાથી ભગવાને આ પ્રમાણે કર્યું. નિષિધના ભોગ કરનારી બુદ્ધિ સર્વથા નાશ પામે છે. (૩)

તે જણાવવા માટે ઈંદ્રના મહામોહનાં વાકયો ખાસ કરીને બાવીશમા અધ્યાયમાં કહેવામાં આવ્યાં છે. અને કૃષ્ણે ઈંદ્રથી પુષ્કળ પીડાએલા વ્રજનું ગોર્વધનધારણ કરીને સારી રીતે પાલન કર્યું. તે પણ કહ્યું છે. (૪)

પહેલાં તેનો ક્રોધ ઈંદ્ર એ શ્લોકથી કહે છે.

**શ્લોકાર્થ :-૧**

હે નૃપ ! તે ઈંદ્રે જેને નિષિધ ભાગનો ભોગ કર્યો હતો તેને પોતાની પૂજા નાશ પામેલી જોઈને ગોપો કે જેઓની અંદર નંદ વિગેરે હતા અને જેઓ કૃષ્ણને પોતાના નાથ માનતા હતા તેમના પર ક્રોધ કર્યો. (૧)

ક્રોધ પામેલા ઈન્દ્રે પલય કરનાર મેધોના સમુહને અને સંવર્તક નામના પ્રસિદ્ધ પ્રલયકારી ગણને વેગથી મોકલ્યા. પોતાને ત્રિલોકનો ઈશ્વર માનનાર ઈંદ્ર વાકય પણ બોલ્યો.(૨)

ઈંદ્ર કહે છે. વનમાં વાસ કરનાર ગોપોનું, લક્ષ્મીના મદનું મહાત્મ્ય આશ્ચર્યકારક છે. જેમને મર્ત્ય કૃષ્ણનો સમીપમાં આશ્રય લઈને દેવનું અપમાન કર્યું.(૩)

ભાવાર્થ, સુબોધિનીજી :-૧

ગોકુલમાં જવાના સમયે જ પોતાની પૂજા નાશ પામેલી જાણીને ગોપોના ઉપર ક્રોધ કર્યો. નૃપ એ સંબોધન રાજાઓ એમજ વર્તે છે તે જણાવવા માટે છે.

ગોપો આજ્ઞાની છે એવા ઉપર ક્રોધ કરવાનું શું કારણ? તેવી શંકામાં ગોપો ભલે અજ્ઞાની હોય પણ નન્દ તો મોટા છે ને. તેમને કૃષ્ણનું કહ્યું માનીને પૂજાનો નાશ કર્યો હતો તેમને કેમ આવું અનુચિત્ત થવા દીધું? જવાબમાં તો પછી ક્રોધ ઉચિત્ત જ છે.

કૃષ્ણ એજ નાથ છે. જેમના એવા ગોપો ઉપર ક્રોધ કર્યો. ઈંદ્ર દેવરૂપ શુદ્ધ સત્વના પરિણામરૂપ હતો. તે દેવ હતો. છતાં આવું કેમ થવા દીધું. ઈંદ્રનો ખાસ કોપ તો કૃષ્ણ માટે હતો. તેને કૃષ્ણ ઉપર ક્રોધ કેમ કર્યો? તેના જવાબમાં તે ઈંદ્રે આટલા વર્ષ સુધી નિષિધ ભાગનો ભોગ કરેલ હતો. તેથી તેની બુદ્ધિ હણાઈ ગઈ હતી. તેથી તેને કૃષ્ણ ઉપર ક્રોધ કર્યો. (૧)

માત્ર કોપજ કર્યો એટલું જ નહિ પરંતુ પ્રયત્ન પણ કર્યો તે નીચેના શ્લોકથી કહેવાય છે.

ગણ એટલે બહુનો સંધાત. સંવર્તક એટલે પ્રલય કરનાર. આ સંવર્તક ગણ પ્રલય કરનાર છે. તે બધા ગણો એકઠા થાય ત્યારે નાશ કરવાની શકિત આવતી હસે. પણ દરેક મેઘ પ્રલય કર્તા છે. અન્ત લાવનાર મેઘોના પણ ગણને અને સંવર્તક ગણને પણ મોકલ્યાં. તેની આજ્ઞા પાળવી જોઈએ તે જણાવવાને ઈંદ્ર પદ મૂકેલ છે. તેની આજ્ઞા પાળવી જોઈએ. તેના વાકયનું ઉલ્લંઘન થાય નહિ. તેથી વિચાર કર્યા વગર બહુ વેગથી મોકલી આપ્યા. તેનું કારણ તેને ક્રોધ ચઢયો હતો. એ તેનો માનસ દોષ હતો. તે વાકય પણ બોલ્યો કારણ કે આ ઈંદ્ર પોતાને ઈશ માનતો હતો. હું જ ત્રિલોકનો ઈશ છું એમ માનતો હતો. તેને અયુકત કર્યું. (૨)

ચાર શ્લોકથી ઈંદ્રનું વાકય કહે છે.

ઈંદ્ર એમ માને છે કે પરંપરાથી સિદ્ધ હેતુકયજ્ઞનો ત્યાગ ન કરવો જોઈએ. નવા આરંભેલા યાગનો ત્યાગ કરવો જોઈએ. અહો! બહુ આશ્ચર્ય છે. ગોપો વિવેકરહિત છે. એમને મર્યાદાનું ઉલ્લઘન કેવી રીતે કર્યું. એમ પોતાના હૃદયમાં કહેતો હોય એમ બોલ્યો. લક્ષ્મીના મદનું મહાત્મ્ય આશ્ચર્યકારક છે. લક્ષ્મીના મદથી તે ગોપોએ મારા જેવા દેવની અવગણના કરી. તેઓ ગોપ માત્ર છે. તેમને સત્સંગ નથી કે તેમને દેશમાં સ્થિતિ પણ નથી. જો એમ શંકા થાય કે તેમને લક્ષ્મીના મદથી આમ કર્યું નથી પણ ભગવાનના વાકયથી કર્યું છે. માટે તેમનો શું દોષ? તેમાં

 

કહે છે કે મર્ત્ય એવા કૃષ્ણનો તેઓએ આશ્રય લીધો. દેવો અમર્ત્ય. એટલે મરણ વિનાના છે. મનુષ્યો મરણ ધર્મવાળા છે. ભગવાન સદાનંદ છે તો પણ મનુષ્યનો વેશ ધારણ કરેલ છે. તેથી તે મર્ત્ય છે. બીજો યાગ તેઓએ કર્યો એટલું જ નહિ પરંતુ દેવ એવા ઈંદ્રના દ્રવ્યથી યાગ કર્યો અને તેનું અપમાન કર્યું. (૩)




यथादृढैः कर्ममयैः क्रतुभिर्नाम नौनिभैः ।
विद्यामान्वीक्षिकीं हित्वा तितीर्षन्ति भवार्णवम् ॥ ४ ॥
वाचालं बालिशं स्तब्धमज्ञं पण्डितमानिनम् ।
कृष्णं मर्त्यमुपाश्रित्य गोपा मे चक्रुरप्रियम् ॥ ५ ॥

**देवहेलनं चक्रुस्तत्रापि** न महान्तः किन्तु **गोपा** न वा तेषां सत्सङ्गः सम्यग्देशस्थितिर्वा किन्तु **काननौकसः**, एतादृशानामपि श्रीमदं करोति, ननु न श्रीमदात् तैरेवं कृतं किन्तु भगवद्वाक्याददतस्तेषां को दोष इति चेत् तत्राह **कृष्णं मर्त्यमुपाश्रित्येति**, देवा अमर्त्या मनुष्या मर्त्याः, भगवान् सदानन्दोपि मनुष्यवेषं कृतवान्, तस्य परिग्रह एव तेषां दोषः, उप समीप आश्रयणं, न केवलं यागान्तरं कृतवन्तः किन्तु देवस्येन्द्रस्यैव हेलनं तद्द्रव्यैरेव कृतमिति ॥३॥ ननु भगवता कर्ममार्ग एव समीचीन उक्तः कथं दूष्यत इत्याशङ्क्याह **यथादृढैरिति**, अदृढैः क्रतुभिर्ये भवार्णवं तितीर्षन्ति ते मध्य एव निमग्ना भवन्ति, न हि स्वेन नीयमानया नौकया तरणं सम्भवति सापि स्वकर्मण्येव प्रेर्यत इति द्विगुणः क्लेशः, तदाह **कर्ममयैरिति**, कर्मैव तेषां स्वरूपं तदप्यदृढं प्रायश्चित्तबाहुल्यात्, **क्रतुभिरिति** नाममात्रं यतस्ते **नौनिभा** नौकासदृशा दर्शनार्थमेव नौकातुल्याः, तान्यपि कर्माणि यदि चित्तशुद्ध्यर्थं कुर्यात् तदा भवतु वारादुपकारकत्वं तदपि नास्तीत्याह **विद्यामान्वीक्षिकीं हित्वेति**, कर्म त्वविद्या विद्यान्वीक्षिकी, अन्वीक्षणमन्वीक्षा श्रवणानन्तरं पुनरात्मानुसन्धानं, 'विद्यां चाविद्यां च यस्तद् वेदोभयं सहे'त्यत्र केवलाविद्यायाः प्रतिषेधात् तदाह **हित्वेति**, यथा ते तितीर्षन्ति न तु तरन्ति तथैवैत ईश्वरवादं निराकृत्य केवलकर्मवादेन स्वनिर्वाहेच्छामपि न तरन्ति निर्वाहं न प्राप्नुवन्त्यतः कृतस्य कर्मणो वैयर्थ्यात् तेन पालयितुं न शक्यत इति सुखेन तद्विघातः कर्तव्य इतिभावः ॥४॥ तस्य भगवति दोषवशाद् विपरीता बुद्धिर्जाता षड्गुणैश्वर्यसम्पन्ने षड्दोषवचनात् तत्र भगवत ऐश्वर्यमप्रतिहतं तदनुसारेणैवान्यत्रैश्वर्यं दूरीकर्तुं यथार्थान्येव वाक्यान्युक्तानीन्द्रस्य तु बुद्ध्यानीश्वरस्तथोक्तवानित्यत आह **वाचालमिति**, बहुभाषी वाचालः, अनीश्वर ईश्वरवद् वक्ता, वैराग्याभावो वानेनोक्तः, स्वार्थे बहूक्तवानिति **बालिशो** ज्ञानरहितः, यस्तु वीर्यरहितोशक्यं कर्तुं वाञ्छति स तथोच्यते, ज्ञानाभावः स्पष्ट एव, स्तब्धोनम्रस्तादृशस्य कीर्त्यभावः स्पष्टः, विनीतस्यैव तथा, आत्मानमेव पण्डितं मन्यत इति पण्डितमानी, न तस्य श्रीः, विपर्ययो वा, कीर्त्यभाव एवानेनोच्यत इति,

अज्ञो ज्ञानरहितः स्पष्ट एव, मर्त्यो मनुष्यः,न स विरक्त ईश्वरो वा, कृष्ण इति प्रसिद्धः, एवं विपरीता बुद्धिरिन्द्रस्य, अथ वा कृष्णं सदानन्दमपि विपरीतपङ्गुणं तत्त्वेनोपाश्रित्य भगवत्यपि विपरीतां बुद्धिं सम्पाद्य सर्वे गोपा अल्पबुद्धयो मेऽप्रियं यागभङ्गं कृतवन्तः, यदि भगवन्तं वा परमेश्वरं जानीयुस्तदापि न खेदः, वस्तुतस्तु वाचा अलं पूर्णं यत्र यत्र वाङ् न प्रवर्तते स पूर्णः सर्ववेदकर्ता सर्वथा नाश्रितः किन्तूप समीपेल्पमेवाश्रित इति, किञ्च बालिनोपि शं सुखं यस्मात्, स हि शत्रुपक्षपाती रावणमित्रं तस्यापि मोक्षदाता, बालमस्यास्तीति पृच्छवान् मर्कटः प्रतिपादितः, उत्कर्षस्तु वेदानामप्यगम्यः, कृपालुता तु बालिनमपि मोचयति, स्तब्धो ब्रह्मभूतो 'वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वं'मितिश्रुतेः, यदि भगवान्

श्लोकार्थ :-४

જો એમ શંકા થાય કે ભગવાને તો કર્મમાર્ગજ દ્રવ્યો છે તો તેને કૃષ્ણ શા માટે આપો છો? તે શ્લોકથી ઉત્તર આપે છે. દેખાવમાં માત્ર નૌકા જેવા, અદઢ, કર્મમય યજ્ઞોથી આન્વક્ષિકી વિદ્યાનો ત્યાગ કરી જેઓ સમુદ્રરૂપી સંસારને તરવાની ઈચ્છા રાખે છે તેમના જેવા આ છે. (૪)

વાચાલ, બાલિશ, સ્તબ્ધ, અજ્ઞ, પંડિતમાની, મર્ત્ય કૃષ્ણનો ઉપાશ્રય કરીને ગોપોએ મારૂં અપ્રિય કર્યું. (૫)

ભાવાર્થ, સુબોધિનીજી :-૪

અદઢ એવા યજ્ઞોથી જે સંસાર સમુદ્રને તરવાની ઈચ્છા રાખે છે. તેઓ વચ્ચે જ ડુબી જાય છે. પોતાનાથી હંકારાએલી હોડીથી તરી જવું સંભવતું નથી. તે હોડી પણ પોતાના કર્મોથી પ્રેરાય છે. તેથી તેમાં બે ઘણો કલેશ થાય છે. કર્મ એજ તેમનું સ્વરૂપ છે તે પણ દઢ નથી. કારણ કે તેમાં પ્રાયશ્ચિતો ઘણા કરવાં પડે છે. "क्रतुभिः" એ તો નામ માત્ર છે કારણ કે તે નૌકાના જેવા છે. તે દેખાવ માત્રમાં જ નૌકા. તે કર્મો પણ જો ચિત્ત શુદ્ધિ માટેકરે તો તે કર્મોથી બહુ કાલે ઉપકાર પણ કદાચિત્ત થાય તે પણ અહીં નથી. તે આન્વીક્ષિકી વિદ્યાનો ત્યાગ કરીને એ પદથી કહે છે. કર્મ તો અવિદ્યા છે. આન્વીક્ષિકી એટલે અન્વીક્ષણ કરવું. શોધવું એ વિદ્યા છે. આન્વીક્ષા એટલે શ્રવણ કર્યા પછી ફરીથી આત્માનું અનુંસંધના કરવું તે . જે વિદ્યા અને અવિદ્યાને બંનેને સાથે જાણે અહીં કેવટ અવિદ્યાનો નિષેધ કરેલો છે. જેમ તેઓ તરી જવાની ઈચ્છા રાખે છે. છતાં તરી શકતા નથી. તેમજ આ ગોપો પણ ઈશ્વરવાદનું નિરાકરણ કરીને કેવળ કર્મવાદની ઈચ્છાથી પણ તરી શકતા નથી. એટલે તેમનો નિર્વાહ પણ થતો નથી. તેથી તેમનો નાશ સુખેથી કરો એવો ભાવ છે.

તે ઈંદ્રના દોષને લીધે ભગવાન તરફ વિપરીત બુદ્ધિ થઈ કારણ કે છ ગુણ અને ઐશ્વર્યવાળા ભગવાન તરફ છ દોષનાં વચનો કહયાં. તેઓ ભગવાનનું ઐશ્વર્ય કોઈનાથી પણ હણી શકાય એવું નથી. ઈંદ્રની બુદ્ધિથી તો ભગવાનમાં ઐશ્વર્ય દૂર કરવા માટે યથાર્થ વાકયો કહ્યા હતાં. ઈંદ્રની બુદ્ધિથી ભગવાનમાં ઐશ્વર્ય ન હતું તે છતાં તેવાં વાકયો ભગવાન બોલ્યાં હતાં. તે હવે શ્લોકથી કહે છે.(૪)

જે અતિશય બોલે તે વાચાલ. પોતે ઈશ્વર ન હોવા છતાં ઈશ્વરની માફક બોલે તે વાચાલ અથવા વાચાલ. પોતે ઈશ્વર ન હોવા છતાં ઈશ્વરની માફક બોલે તે વાચાલ અથવા વાચાલ શબ્દથી વૈરાગ્યનો ભાવ સૂચવ્યો છે. પોતાને માટે ભગવાન અતિશય બોલ્યા તેથી બાલિશ જ્ઞાન રહીત. જેનામાં સામર્થ્ય ન હોય છતાં અશક્ય કરવાની ઈચ્છા રાખે તે બાલીશ કહેવાય. જ્ઞાનનો અભાવ અહીં સ્પષ્ટ છે. સ્તબ્ધ એટલે જેનામાં નમ્રતા નથી. તેમાં કિર્તિનો અભાવ સ્પષ્ટ છે. પોતાને જે પંડિત માને તે પંડિતમાની કહેવાય. તેને લક્ષ્મી પ્રાપ્ત થતી નથી. અને કિર્તિનો અભાવ આ પંડિતમાની પદથી સૂચવેલ છે. અજ્ઞ એટલે જ્ઞાનનો અભાવ સ્પષ્ટ છે. મર્ત્ય એટલે મનુષ્ય તે વિરકત હોતો નથી. તેથી ઈશ્વર હોતો નથી. કૃષ્ણ એટલે કૃષ્ણ તરીકે જે પ્રસિદ્ધ છે. આ પ્રકારે ઈંદ્રની વિપરિત બુદ્ધિ હતી. કૃષ્ણ જે સદાનંદ છે.તેને પણ છ ગુણોથી વિપરિત ગુણોવાળા માની ભગવાન માટેવિપરિત બુદ્ધિ પ્રાપ્ત કરીને સર્વ ગોપોએ મારૂ અપ્રિય એટલે યાગભંગ કર્યો. જો ભગવાને પરમેશ્વર જાણતા હોત તો મને ખેદ થાય નહિ. વસ્તુતઃ વાણીથી જયાં વાણી પ્રવર્તી શકિત નથી તે પૂર્ણ હોય છે.તે સર્વ વેદના કર્તા છે તેનો આશ્રય સર્વદા કર્યો નહિ. પરંતુ સમીપમાં આશ્રય કર્યો. વળી જે વાલીનું સુખ જેથી થાય છે. તે શત્રુ પક્ષપાતી છે. રાવણનો મિત્ર છે.તેને પણ ભગવાન મોક્ષનું દાન કરે છે. "વાણ" એટલે વાળના ગુચ્છાવાળો મર્કટ છે. તેને પણ મોક્ષ આપે છે. સ્તબ્ધ એટલે બ્રહ્મભૂત. શ્રુતિમાં કહ્યું છે કે "એક આકાશને વિષે વૃક્ષની માફક સ્તબ્ધ સ્થિતિ કરે છે. તે પુરૂષથી આ બંધુ જગત પૂર્ણ છે." જો ભગવાન નમ્ર હોત સત્ય વિગેરે. લોકોનો નાશ જ થાત. એટલે ભગવાને પોતે નમ્ર ન રહેતાં બીજાઓને નમાવેલા છે. પંડિતોને જે માન આપે તે પંડિતમાની. તે વિદ્યાવાળાની પૂજા કરે છે. પૂજા માટેભગવાને વિદ્યાનો ઉપદેશ કર્યો. અજ્ઞ એટલે જેનાથી વિશેષ જાણવાવાળો ન હોય એટલે આ ભગવાન સર્વજ્ઞ છે. કારણ કે ભગવાન કૃષ્ણ સદાનંદ છે. જયાં ધર્મી સ્થિતિ કરે છે. ત્યાં તે ધર્મ સહીત હોય છે. તેથી ગોપોએ મર્ત્ય શરીરનો આશ્રય કરીને મારૂં અપ્રિય કર્યું. બીજો કોઈ ભગવાન કરતાં પ્રિય હોતો નથી. એવા ભગવાનને કર્યા જેથી મારૂં નિત્ય પ્રિય થાય તેવા ઉત્તરોત્તર કર્યા અને તેવા ધર્મો સંપાદિત કર્યા એવો સરસ્વતિનો અર્થ છે.(૫)

તેથી વિપરીત બુદ્ધિનો આશ્રય કરીને ભકતોનો દ્રોહ કરવાની આજ્ઞા કરે છે તે હવે કહે છે.

एषां श्रियावलिप्तानां कृष्णेनाध्मायितात्मनाम् ।
धुनुत श्रीमदस्तम्भं पशून् नयत सङ्क्षयम् ॥ ६ ॥
अहं चैरावतं नागमारुह्यानुव्रजे व्रजम् ।
मरुद्गणैर्महावीर्यैर्नन्दगोष्ठजिघांसया ॥ ७ ॥

॥ श्रीशुक उवाच ॥

इत्थं मघवताज्ञप्ता मेघा निर्मुक्तबन्धनाः ।
नन्दगोकुलमासारैः पीडयामासुरोजसा ॥ ८ ॥
विद्योतमाना विद्युद्भिर्नदन्तः स्तनयित्नुभिः ।
तीव्रैर्मरुद्गणैर्नुन्ना ववृषुर्जलशर्कराः ॥ ९ ॥

नम्रः स्यात् सत्यादिलोकानां नाश एव भवेदतो भगवान् स्वयमनम्रोन्यान् नामितवान्, पण्डितान् मानयतीति पण्डितमानी विद्यावतः पूजयत्यतः पूजनार्थं विद्यामुपदिष्टवान्, न विद्यते ज्ञो यस्मात् सर्वज्ञोयं,यतोयं कृष्णः सदानन्दः,यत्र हि धर्मी तिष्ठति स धर्मसहित एव भवति, अतो गोपा मर्त्यं शरीरमुपाश्रित्य शरीरधारिणो भूत्वा मेप्रियं न विद्यते प्रियं यस्मात् न ह्यन्यस्ततः प्रियोस्ति तं भगवन्तं कृतवन्तः, यथा मम नित्यं प्रियजनको भवति तथोत्तरोत्तरं कृतवन्तस्तथा तथा धर्मान् सम्पादितवन्त इतिसरस्वती ॥५॥ अतो विपरीतां बुद्धिमाश्रित्य भक्तद्रोहं कर्तुमाज्ञापयत्येषामिति, एषां गोपानां श्रिया धनेनावलिप्तानां गर्विष्ठानां कृष्णेनाध्मायित आत्मा येषां, यथा स्तब्धो वायुरन्तः प्रविष्टो देहिनमाध्मापयति तादृशस्योपवासेषु कृतेषु तदाध्मानं गच्छति, अतः श्रीमदस्तम्भं धुनुत, श्रीमदस्यापि मूलं पशवोतो भवन्तो गत्वा पशून् सङ्क्षयं नयतातिवृष्ट्या पाषाणवर्षणेन च सम्यक् क्षयं नयत ॥६॥ गोपालास्तु कन्दरादिष्वपि स्थातुं शक्ता अतस्तेषां वधार्थे कृष्णेन सह युद्धसम्भवादैरावतमारुह्याहमागमिष्यामीत्याहाहं चैरावतं नागमिति, ऐरावतोक्षयो गजो जले स्थले च युद्धसमर्थोतस्तमारुह्यानु पश्चाद् भवद्गमनानन्तरं व्रज आगमिष्यामि, प्रसङ्गादागमनं निराकरोति व्रजमिति, ननु बहवो गोपाला एकस्त्वं बलभद्रश्च बलयतः कथं युद्धमिति चेत् तत्राह मरुद्गणैरिति, महावीर्यैरतिबलिष्ठैर्मरुद्गणैः सह, तत्र गतस्य प्रयोजनमाह नन्दगोष्ठजिघांसयेति, नन्दगोष्ठस्य घातनेच्छया, इच्छया गतस्तदिच्छां पूरयति, अतो मारयिष्यामीत्यर्थः ॥७॥

ततो यज् जातं तदाहेत्थमिति, मघवतेन्द्रेणाज्ञप्ता मेघाः पूर्वं शृङ्खलाबद्धास्ते निर्मुक्तबन्धनाः कृतास्ततो नन्दगोकुलमासारैर्धारासम्पातैरोजसा बलेन वायुसहिताः पीडयामासुः ॥८॥ पीडायां प्रकारमाह विद्योतमाना इति, विद्युद्भिर्विद्योतमानाः सात्त्विकोत्कर्ष

स्तनयित्नुभिश्च नदन्तो गर्जनं कुर्वन्तस्तीव्रैर्वायुगणैर्नुन्ना जलशर्करा ववृषुरिति तामससम्पत्तिः, विद्योतनेनाक्षिप्रतिघातः, स्तनयित्नुभिः श्रोत्रप्रतिघातः, जलेन घ्राणप्रतिघातः, शर्कराभिः शरीरस्य, स्वाधीनाश्च तेषां विद्युतः सन्ति ता नात्र विवक्ष्यन्ते, किन्तु या वज्ररूपा विद्युतः ताभिर्विद्योतनं, स्वतोपि शब्दकरणं मेघानां परं स्तनयित्नुभिस्तथा स्तनयित्नवो वाद्यरूपा अतिनिष्ठुरा जलमयाः शर्कराः करकास्तत्रापि वायुवेगेन पतन्तः पीडयन्ति ॥९॥

શ્લોકાર્થ : ૬

આ ધનથી ગર્વષ્ટિ થએલા અને કૃષ્ણથી જેમના આત્મા ડુબી ગયા છે એવાઓના લક્ષ્મીના મદનો અભિમાન દૂર કરો અને પશુઓનો નાશ કરો.(૬)

હું ઐરાવત હાથી ઉપર ચઢીને મહા બલિષ્ઠ વાયુ ના ગણો સાથે નન્દના ગોષ્ઠને નષ્ટ કરવાની ઈચ્છાથી તમારી પાછળ વ્રજ આવીશ.(૭)

એ પ્રમાણે ઈંદ્રની આજ્ઞા કરાએલા મેધો જે બન્ધનોથી છુટા કરાએલા હતો. તેઓ વાયુ સહીત વર્ષાની ધારાઓથી નંદના ગોકુલને પીડા કરવા લાગ્યા. (૮)

વિજળીઓના ચમકારા કરતા, ગર્જનાઓથી અવાજ કરતાં, તીવ્ર વાયુના સમુહોથી ખેંચી જવાતા મેધોએ જલકરાથી વરસાદ વરસાવ્યો. (૯)

ભાવાર્થ, સુબોધિનીજી :-૬

આ ગોપો જે ધનથી ગવિષ્ટ થઇ ગયા ચે. કૃષ્ણથી જેમના આત્મા ડુબી ગયા છે. એવા દેહીને ઉપવાસ કરાવીને તે કુલવાણું જતું રહે છે. તેથી ધનના મદને સ્તંભ દૂર કરો. ધનના મદનું મૂલ પશુઓ છે. માટે પશુઓનો નાશ કરો. અતિવૃષ્ટિ કરીને પત્થરોના વરસાદ વરસાવીને નાશ કરો. ગોપાલો તો કંદરા એટલે ગુફાઓમાં રહેવાને શકિતમાન છે. માટે તેમના વધને માટે હું ઐરાવત ઉપર ચઢીને આવીશ તે હવે શ્લોકથી કહે છે.(૬)

ઐરાવત અક્ષય હાથી છે. જલે અને સ્થળ ઉપર યુદ્ધ કરવાને સમર્થ છે. તેના ઉપર ચઢીને હું વ્રજમાં આવીશ. એમ શંકા થાય કે ગોપો ઘણા છે. તું એક છે. બલભદ્ર તો બળવાન છે. તો યુદ્ધ કેમ કરી શકશે?તેના ઉત્તરમાં અતિબલિષ્ટ વાયુના ગણોની સાથે હું આવીશ. ત્યાં આવવાનું પ્રયોજન કહે છે. નંદના ગોષ્ટનો નાશ કરવાની ઈચ્છાથી. જે કોઈ ઈચ્છાથી જાય છે. તે તે ઈચ્છાને પુરી કરે જ છે. માટે હું મારી નાખીશ. (૭)

પછી જે થયું તે કહે છે.

ઇંદ્રે આજ્ઞા કરેલા મેધો પહેલાં જે સાંકળોથી બાંધેલા હતા તે બન્ધનથી છુટા કરવામાં

આવ્યા. પછી નન્દના ગોકુલને સામટી ધારાઓના પડવાથી વાયુ સહીત પીડા કરવા લાગ્યા. (૮)

પીડાનો પ્રકાર શ્લોકથી કહે છે.

વિજળીઓથી પ્રકાશતા, ગર્જનાઓથી ગર્જના કરતા, તીવ્ર વાયુના સમુહોથી ખેંચી જવાતા, કરાનો વરસાદ વરસાવ્યો. વિજળીના ચમકારાથી ચક્ષુનો પ્રતિધાત સૂચવ્યો. ગર્જનાઓથી કાનનો પ્રતિધાત સૂચવ્યો. જલથી પ્રાણનો, કરાથી શરીરનો પ્રતિધાત સૂચવ્યો. જે વિજળીઓ તેમને આધીન હતી તેમની અપેક્ષા અહીં નથી. પરંતુ વ્રજરૂપા વિજળીઓ છે. તેના ચમકારા સમજ્યા. મેધો ગર્જનાથી અવાજ કરતા હતા. અતિ નિષ્ઠુર જલમય કરા વાયુના વેગથી પડતા હતા. પીડા કરતા હતા. (૯)

પછી વૃષ્ટિ કરવા લાગ્યા તે શ્લોકથી કહે છે.

स्थूणास्थूला वर्षधारा मुञ्चच्छ्वभ्रेष्वभीक्ष्णशः ।
जलौघैः ह्लाव्यमाना भूर्नादृश्यत नतोन्नतम् ॥ १० ॥
अत्यासारातिवातेन पशवो जातवेपनाः ।
गोपा गोप्यश्च शीतार्ता गोविन्दं शरणं ययुः ॥ ११ ॥
शिरः सुतांश्च कायेन प्रच्छाद्यासारपीडिताः ।
वेपमाना भगवतः पादमूलमुपाययुः ॥ १२ ॥
कृष्ण कृष्ण महाभाग त्वन्नाथं गोकुलं प्रभो ।
त्रातुमर्हसि दैवान् नः कुपिताद् भक्तवत्सल ॥ १३ ॥

ततो वृष्टिं कृतवन्त इत्याह स्थूणेति, स्थूणास्तम्भवत् स्थूला वर्षधाराः प्रतिमुञ्चन्ति श्वभ्राणि यैः,एकां धारां प्रत्येको गर्तो मेघेन क्रियते,एवं सर्वेष्वेव मेघेषु सत्सु, अभीक्ष्णशो जलौघैः ह्लाव्यमाना भूः, नतोन्नतं नतमुन्नतं वा यथा भवति, नतोन्नता वा, वस्तुतः सर्वत्रैव गर्ता जातास्तथापि निम्ना वोन्नता वा पादस्थापनार्थं विचार्यमाणापि जलौघैः ह्लाव्यमाना भूर्नादृश्यत ॥१०॥

ततो यज् जातं तदाहात्यासारेति, अत्यन्तं धारासम्पातेनातिवातेन च पशवो जातवेपना जातकम्पा जाताः, अतो गोपा गोप्यश्च त्रिविधा अपि शीतपीडिता गोविन्दं गवां गोपगोपीनां चेन्द्रं लौकिकेन्द्रेण पीड्यमानाः शरणं ययुः ॥११॥ एषां शरणगता-

वागमनप्रकारमाह शिर इति,स्वशिरः सुतांश्च स्वस्वैककायेन प्रच्छाद्यासारेण पीडिताः सन्तो वेपमाना भगवतः पादमूलमुप समीप एवाययुरागताः शिरोत्यन्तमुदरे समागतं सुताश्च, शरीरेणोभयोः प्रच्छादनं भगवद्दर्शनार्थं दयार्थं च,आसारेण पीडिता भक्तिमार्गं त्यक्तवन्तोन्यथा भगवद्रक्षार्थमेव यत्नं कुर्युर्न तु स्वरक्षार्थं भगवन्तं प्रार्थयेयुः, किञ्च वेपमाना जाता अतो देहस्थितिं सन्दिग्धां मत्वा पादमूलमाययुस्तेषु कृपया भगवान् निकट एवागतस्तत उपेत्युक्तमासर्वतः पादयोर्मूलमन्तर्जातभक्त्या शरीरेण समीपमागता अपि मनसा पादमूले प्रविष्टाः ॥१२॥ तादृशानां विज्ञापनमाह कृष्ण कृष्णेति, सम्भ्रमाद् वीप्सा,गोकुलं त्रातुमर्हसीतिविज्ञापना, ननु स्तोत्रं कृत्वैव सर्वे विज्ञापनां कुर्वन्ति ततः कथमस्माद् विज्ञापनमिति चेत् तत्राहुर्हे महाभागेति, महद् भाग्यं यस्येति,के वयं वराकाः स्तोत्रे ? व्यासादय एव महान्तो निरन्तरं स्तुवन्त्यतो महाभाग्यवतोल्पैः किं कर्तव्यमिति,अथ वा यथा भवन्तो वेपमानास्तथाहमपीति न वक्तव्यं त्वं तु महाभागोलौकिकसर्वभाग्ययुक्तोतोलौकिकेन प्रकारेण त्रातुमर्हसीत्यर्थः, सर्वथा रक्षायां हेतुस्त्वन्नाथमिति, त्वमेव नाथो यस्य, किञ्च गवां कुलं गावः सर्वैरेव पाल्यास्त्वं च प्रभुः पालनक्षमः पालनसमर्थोतो बहूनां हेतूनां विद्यमानत्वात् त्रातुमर्हसि, ननु लौकिक एवोपायः कर्तव्यः कम्बलवस्त्रादिभिर्गृहैर्गुहादिभिर्वा किं मत्प्रार्थनयेति चेत् तत्राहुर्दैवादिति,प्राकृतापकारे हि प्राकृतैः प्रतिक्रियायं त्वपकारो दैव इन्द्रेण कृतः, तर्हि स एव प्रार्थ्यतामिति चेत् तत्राहुः कुपितादिति,स हि कोपं प्रापितोपकारकरणादतः कुपितो मारयत्येव, ननु दैन्यं दृष्ट्वा न मारयिष्यतीति चेत् तत्राहुर्हे भक्तवत्सलेति, भवानेव भक्तवत्सलः स तु

શ્લોકાર્થ :-૧૦

થાંભલા જેવી જાડી વરસાદની ધારા, ઉંડા ખાડા પડે એવી રીતે મેધો વરસતા હતા. ક્ષણે ક્ષણે જલના પ્રવાહોથી ડુબી ગએલી પૃથ્વી ઊંચી નીચી પણ જણાતી ન હતી (૧૦)

અત્યંત વૃષ્ટિ અને અત્યંત વાયુથી કંપતા પશુઓ અને ઠંડીથી પીડાતા ગોપો અને ગોપીઓ ગોવિંદને શરણે ગયાં. (૧૧)

પોતાના માથાને અને બચ્ચાંને શરીરથી ઢાંકીને, વરસાદથી પીડાતાં, ધ્રુજતાં ભગવાનના ચરણમૂલમાં પાસે સર્વ પ્રકારે આવ્યાં. (૧૨)

હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મહા ભાગ્યવાળા. ગોકુલના નાથ છો તેને હે પ્રભુ ! ભક્તવત્સલ, ઈંદ્ર જ કોપિત થયો છે. તેનાથી બચાવવા તમે યોગ્ય છો. (૧૩)



ભાવાર્થ, સુબોધિનીજી :-૧૦

થાંભલાઓના જેવી જાડી વરસાદની ધારા, ખાડાઓ પાડે એવો મેધ વરસતો હતો. એમ

જ્યારે સર્વ મેઘ વર્ષા કરતા હતા ત્યારે ક્ષણે ક્ષણે જલના વેગથી ડુબતી પૃથ્વી ઉંચી અને નીચી દેખાતી ન હતી. જલના પ્રવાહોથી ડુબી ગએલી જણાતી હતી પછી જે થયું તે શ્લોકથી કહે છે. (૧૦)

અત્યંત ધારાઓ સામટી પડવાથી અને અત્યંત વાયુથી પશુઓ કંપવા લાગ્યા. ગોપો અને ગોપીઓ ઠંડીથી પીડાતા લૌકિક ઈંદ્રથી પીડા પામતા ગોવિંદને શરણે ગયા. (૧૧)

એમ શરણે જવામાં તે પ્રકાર હવે કહે છે.

પોતાના માથાને અને બચ્ચાંઓને પોતાના શરીર વડે ઢાંકીને વરસાદથી પીડાતા, ધ્રુજતાં ભગવાનના ચરણ મૂલની પાસે આવ્યાં. માથું ઉંદરની છેક પાસે આવે તેમ અને બચ્ચાંને પેટ પાસે આવે તેમ, ઢાંકીને જેથી ભગવાન બરાબર જોઈ શકે અને તેમને દયા આવે તે માટે વરસાદથી પીડાતા ભકિતમાર્ગનો ત્યાગ કર્યો. જો ભકિતમાર્ગનો ત્યાગ ન કર્યો હોતે તો ભગવાનની રક્ષા માટે પ્રયત્ન કરત. પણ પોતાની રક્ષા માટે ભગવાનની પ્રાર્થના કરત નહિ. વળી ધ્રુજવા લાગ્યાં. પોતાનો દેહ ટકશે નહિ. એમ શંકા થતાં ભગવાનના ચરણમૂલમાં આવ્યાં તેમના ઉપર કૃપા કરીને ભગવાન પણ નિકટ આવ્યા. "ઉપ" પદ મૂકેલ છે. હૃદયમાં ભકિત ઉત્પન્ન થવાથી શરીર વડે પાસે આવ્યાં. પણ મનથી તો ચરણમૂલમાં પ્રવેશ કર્યો. (૧૨)

એવી રીતે શરણે આવેલાની વિનંતી કરે છે.

કૃષ્ણ, કૃષ્ણ એમ બે વાર કહેલું છે. ગોકુલનું રક્ષણ કરવા યોગ્ય છો એ વિજ્ઞાપન છે. એવી શંકા થાય કે સ્તુતિ કર્યા પછી બધા વિજ્ઞાપન કરે છે. તો આ વિજ્ઞાપન કેમ કહેવાય? તેના ઉત્તરમાં તમે મહાભાગ્યશાળી છો. અમે તમારી શું સ્તુતિ કરીએ? વ્યાસાદિ જ તમારી સ્તુતિ કરે છે. એવા તમો મોટા ભાગ્યવાળા છો. અમે તુચ્છ છે. શું કરવાનાં હતા? ભગવાન કહે છે. તમે જેમ ધ્રુજો છો તેમ હું પણ ધ્રુજુ છું. તો ઉત્તરમાં એમ કહે છે કે તમે મહાભાગ્યવાળા છો. અલૌકિક ભાગ્યથી યુકત છો. માટે અલૌકિક પ્રકારે તમારે રક્ષણ કરવું જોઈએ. તમે ગોકુલના નાથ છો. એટલે હમારૂં રક્ષણ કરવું જોઈએ. ગાયોનું પાલન કરવું જોઈએ. વળી તમે પ્રભુ છો. પાલન કરવાને સમર્થ છો. માટે રક્ષણ કરવું જોઈએ.

જો તમે એમ કરો કે લૌકિક ઉપાય કરો કામળા વસ્ત્રથી, ઘરમાં ભરાઈ જવાથી, ગુફામાં જવાથી રક્ષણ કરો. મારી પ્રાર્થના કરવાથી શું થાય? ત્યાં જવાબમાં કહે છે કે આ દૈવકોપ છે. આ કોપ ઈંદ્રે કરેલો છે. જો તમે એમ કહો કે તો ઈંદ્રની પાર્થના કરો તે અપકાર દૂર કરો. તો તેનાં ઉત્તરમાં કહે છે કે કોપિત થએલ છે. કારણ કે અમે તેનો યાગભંગ કર્યો છે. માટે કોપિત થએલો મારશેજ. તમારી દીનતા જોઈને મારશે નહિ ત્યાં કહે છે કે તમે ભકતવત્સલ છો. એ તમારામાં

છે. ઈંદ્રમાં નથી તે નિર્દય જ છે. માટે તમારે પાલન કરવું જોઈએ. આ પ્રકારે ગોપોએ વિજ્ઞાપન કરી ત્યારે ભગવાને પોતે શું કરવું તે વિચાર કરવા લાગ્યા. શું ઈંદ્રને મારવો કે મેઘોને અટકાવવા, વૃષ્ટિને અટકાવવી કે આ લોકોને અલૌકિક સામર્થ્ય આપવું. કે બીજે સ્થળે લઈ જવા. તે નકિક કરે છે. (૧૩)

शिलावर्षनिपातेन हन्यमानमचेतनम् ।
निरीक्ष्य भगवान् मेने कुपितेन्द्रकृतं हरिः ॥ १४ ॥
अपर्तावुल्बणं वर्षमतिवातं शिलामयम् ।
स्वयागे निहतेस्माभिरिन्द्रो नाशाय वर्षति ॥ १५ ॥
तत्र प्रतिविधिं सम्यक् साधये योगमायया ।
लोकेशमानिनो मौढ्याद्धरिष्ये श्रीमदं तमः ॥ १६ ॥

निर्दय एवातस्त्वयैव वयं पालनीयाः ॥१३॥ एवं विज्ञापितः कर्तव्यं विचारितवान् किमिन्द्रो मारणीयो मेघा वा निवारणीया वृष्टिस्तम्भो वा कर्तव्य एतेभ्यो वालौकिकं सामर्थ्यं देयमन्यत्र वा नेया अन्यद् वा कर्तव्यमिति, तत्र प्रथममुपद्रवनिदाननिर्धारमाह शिलावर्षेति, शिलानां वर्षणरूपो यो निपातो निरन्तरपतनं सर्वतस्तेन हन्यमानं गोकुलं निरीक्ष्य कुपितेन्द्रकृत-मेव मेने,यद्यपि तैरुक्तमेव तथापि किं वासनया वदन्त्याहोस्वित् सत्यमेव,लौकिकास्तु पौर्वापर्य-मेव दृष्ट्वाहेतुमपि हेतुं मन्यन्ते तथैव किं यागभङ्गानन्तरमेव वृष्टिर्जातेति वदन्त्याहोस्वित् तथैवेति भवति विचारणा, ज्ञानेप्यर्थनिराकरणार्थमनूद्यतेन्यथाविमृश्यकारित्वं शङ्क्येत ॥१४॥

ततस्तेषामुपद्रव इन्द्रकृत इति निश्चित्य हन्यमानत्वाच् छीघ्रं प्रतीकारं कर्तुं विचारयतीत्याहा-पर्तावितिद्वाभ्यामचेतनत्वान्न तद्वचनापेक्षा क्षणमात्राविलम्बश्च भगवत्त्वात् सर्वसाधनपरिज्ञानं, वृष्टिरेतादृशी स्वाभाविक्यपि भवतीति तन्निराकरणार्थमपर्तावित्युक्तं मर्यादाकालोयमतः कलाविव न यदा कदाचिद् वृष्टिस्तत्राप्यत्युल्बणमतिभयानकमृतावप्येतादृशं दुर्लभमिति, अत्यन्तं वातो यत्र, वायुना हि नीयन्ते मेघाः, तत्रापि शिलामयमल्पं जलं करका बह्व्यः, एवं चतुर्भि-र्दोषैरिन्द्र एव वर्षतीति ज्ञायते, आर्षज्ञाने नित्यज्ञाने वा तर्को यदि न सहकारी स्याद् विरुद्धो वा भवेत् तदा लोकानामार्षज्ञानप्रतीतिर्न भवेत् कार्ये जातेपि काकतालीयप्रसङ्गः स्यादत-स्तर्को युक्तो ज्ञानसहकारी, तदाह स्वयाग इन्द्रयागे नितरां हते गोकुलनाशार्थमेवेन्द्रो वर्षतीति ॥१५॥ तर्हि किं विधेयमित्याकाङ्क्षायामाह तत्र प्रतिविधिमिति, नात्रेन्द्रो दूरीकर्तव्य-स्तथा सति क्लिष्टकारित्वं स्यादधिकारस्यैव तथात्वेन स्वतो दोषाभावाद् वृष्टिनिवारणे तु स्वतो युद्धं कुर्यात् तत्र मारणामारणाभ्यां पूर्वदोषानिवृत्तेर्वृष्टिस्तम्भे मेघान् मारयेन् मेघनाशेग्रिमकार्यं न स्यादतः प्रतिविधानमेव कर्तव्यं,तदाह तत्र प्रतिविधिं साधय इति, यद्यन्यत्रैते नीयेरंस्तदा

साधनीकर्तव्यः प्रतिकृत्या तस्य कृतत्वात्, तदाह सम्यगिति, नन्वेते पाषाणाः समुदायीभूता पर्वतव्यपदेशं लभन्ते नात्रैकोवयव्यत उत्तोलनेपि पाषाणानां पातः स्यादवतीर्णस्य लौकिकन्यायेन प्रवृत्तस्य पुष्टिकार्यपरस्य न प्रशासनन्यायेन पर्वत उपरि स्थापयितुं शक्योतः कथमुद्धरणमिति चेत् तत्राह योगमाययेति, योगमायात्र कार्ये स्वीकृता यथा गर्भसङ्कर्षणे तदत्र पर्वतधारणेपि विनियोज्या यथा न कोप्यंशः पतेत्, तस्या बलसिद्ध्यर्थं स्वक्रियाशक्तिस्तत्र प्रयोजनीया, ननु किमेतावता क्लेशेन पूर्वमेवायमुपद्रवः कथं न विचारितः? तत्राह लोकेशमानिन इति, अहमेव लोकेश इति स्वात्मानं मन्यते न त्वधिकारिणमिति, ननु वस्तुत एवायं लोकेश इति चेत् तत्राह मौढ्यादिति, न ह्यधिकारीशो भवति, एतदुपपादितं "स वै पतिः स्यादि"त्यत्र, स एक एवेतरथा

श्लोकार्थ :-१४

શિલાની વર્ષાનું નિરંતર પડવાથી હણાતા અને જડ થતા ગોકુલને જોઈને ભગવાન હરિએ માન્યું કે આ ઇંદ્રે કરલું છે. (૧૪)

વિના ૠતુએ સખ્ત પવનવાળી અને પત્થર વરસાવતી વર્ષા, ઈન્દ્રયાગ ભંગ કરવાથી, ઈન્દ્ર ગોકુલના નાશ માટેજ કરે છે. (૧૫)

તેનો ઉપાય યોગમાયાથી હું સારી રીતે સાધીશ. મૂઢતાથી પોતાને લોકોનો ઈશ્વર માનનાર ઇંદ્રનો લક્ષ્મીનો મદ જે લક્ષ્મીનો મદ જે અજ્ઞાન છે. તેને હું દૂર કરીશ. (૧૬)

ભાવાર્થ, સુબોધિનીજી :-૧૪

શિલાની વૃષ્ટિરૂપ જે પડવું, નિરંતર પડવું. તેનાથી ગોકુલને હણાતું જોઈને કૃપિત થએલા ઇંદ્રે જ આ કર્યું છે. એમ ભગવાને માન્યું. જો કે ગોપાલોએ તો એમ જ કહ્યું હતું તે ખરૂ છે કે નહિ તેનો વિચાર કર્યો.

લોકો એક પછી બીજી વસ્તુ થતી જોઈને, તેમાં એકબીજામાં કોઈ કારણનો સંબંધ ન હોવા છતાં તેવો સંબંધ માને છે. તેજ પ્રમાણે યાગભંગ થયા પછી વૃષ્ટિ થએલી હોવાથી એજ કહે કે યાગ ભંગ થયા પછી વૃષ્ટિ થએલી છે. જો કે ભગવાનને જ્ઞાન હતું તો પણ એ બાબતનું નિરાકરણ કરવા માટે આ અનુવાદ કહેલો છે. નહિ તો શંકા થાય. (૧૪)

પછી તેનો ઉપાય કરવાનો વિચાર કરે છે તે કહે છે.

પછી તેઓને ઉપદ્રવ ઇંદ્રે કરેલો છે એમ જાણી જલ્દી ઉપાય કરવાનો વિચાર કરે છે. તે શ્લોકથી કહે છે.

એક ક્ષણ પણ વિલંબ કરવાનો નથી. તેમના વચનની અપેક્ષા પણ નથી. પોતે ભગવાન

હોવાથી સર્વ સાધનનું જ્ઞાન છે. આવી વૃષ્ટિ સ્વભાવિક પણ હોય છે તે દૂર કરવા માટે કહે છે કે આ તો ઋતુવિનાની વૃષ્ટિ છે. આ મર્યાદાનો સમય છે. તેથી જેમ કલિયુગમાં થાય છે તેમ ગમે ત્યારે વૃષ્ટિ સંભવતી નથી. તેમાં પણ અતિ સખત, ભયાનક, ઋતુ હોય તોપણ આવું થવું દુર્લભ છે. વાયુ પણ પુષ્કલ છે. વાયુથી મેઘો ધસડી જવાય છે. તેમાં શીલામય વર્ષા છે. જલ અલ્પ છે. કરા પુષ્કલ છે. આમ ચાર દોષ હોવાથી ઈંદ્ર જ વર્ષા કરે છે. આર્ષજ્ઞાનમાં જો તર્કને ન ગણવામાં આવે અથવા વિરૂધ્ધ ગણવામાં આવે તો લોકોને આર્ષજ્ઞાનની પ્રતીતિ ન થાય. તેનું કાર્ય અથવા પરિણામ થયા પછી જ પણ કાકતાણીય પ્રસંગથી થયું એમ લાગે માટે તર્ક યુકત છે. જ્ઞાનનો સહકારી છે. પોતાના યાગનો ભંગ થવાથી ઈંદ્ર ગોકુલના નાશને માટે જ વર્ષા કરે છે. (૧૫)

ત્યાર પછી શું થયું તે જાણવા હવે શ્લોકથી કહે છે.

આ બાબતમાં ઈંદ્રને ઈંદ્રપણાથી દૂર કરવાની જરૂર નથી. ઈંદ્રપણામાં કંઈ દોષ નથી. તેને દૂર કરવામાં કલેશ થાય. દોષ તો અધિકારનો છે. જે વૃષ્ટિનું નિવારણ કરીએ તો ઈંદ્ર પોતે યુદ્ધ કરવા આવે ત્યાં મારવાથી અથવા નહિ મારવાથી પૂર્વ દોષની નિવૃત્તિ થવાની નથી. વૃષ્ટિને અટકાવીએ તો ઈંદ્ર મેઘોને મારી નાખે અને તેનું કાર્ય થાય નહી માટે આનો ઉપાય જુદો જ કરવો જોઈએ. તે ઉપાય હું સાધીશ. જો આ લોકોને બીજે જ સ્થળે લઈ જવામાં આવે ત્યાં પણ વૃષ્ટિ થાય. સ્થાન ત્યાગ થાય. બીજાનો આશ્રય કરવો પડે. માટે આ ગોર્વધનને ભોગ ધર્યો છે. તેથી તેણેજ સાધન તરીકે વાપરવો જોઈએ. મે સારી રીતે કલ્પેલું છે કે તેનું ઉદ્ધરણ કરવું . આ તો પત્થરો છે. અને પત્થરો એકઠા થયેલાં પર્વત કેમ કહેવાય? આ પર્વત કંઈ અવયવવાળો નથી. પ્રાણી નથી. તેથી તેણે ઊંચકવામાં પત્થરો પડી જાય. ભગવાને મનુષ્યનો અવતાર લીધેલો છે. અને લૌકિક ન્યાયથી અનુગ્રહરૂપી કાર્ય કરે છે. તે ભગવાને શ્રુતિમાં કહેલું પ્રસાસન ન્યાયથી પર્વતને ઊંચકીને ઉપર સ્થાપન કરવો યોગ્ય નથી. તેથી ગોર્વધનનું કેવી રીતે થઈ શકે? તેના ઉત્તરમાં યોગમાયાથી હું ધારણ કરીશ. આમાં યોગમાયાને સ્વીકાર કરીશ.

જેમ દેવકી ગર્ભમાંથી યોગમાયા વડે ગર્ભને ખેંચીને રોહીણીમાં મુકયો હતો તેમ પર્વત ધારણ કરવામાં પણ હું યોગમાયાને યોજીશ. તેથી પર્વતનો કોઈપણ ભાગ પડી નહી જાય. ઈંદ્ર પોતે એમ માને છે કે હું જ લોકોનો ઈશ્વર છું. પોતાને ભગવાને નીમેલા અધિકારી તરીકે માનતો નથી. વસ્તુતઃ આ ઈંદ્ર લોકોનો ઈશ્વર છે. એમ માનવું તે મુઢતા છે. બીજાનો નીમેલો અધિકારી કાંઈ પોતે ઈશ્વર કહેવાય જ નહી. શ્રુતિમાં કહેલું છે કે તેજ નિશ્ચર્ય પતિ છે કે જે રક્ષણ કરી શકે. તેથી ઈંદ્ર એ ઈશ્વર નથી. મુઢતાથી પોતાને ઈશ્વર માને છે. તેનો એ મોહ લક્ષ્મીના મદથી થયો છે. તે હું દૂર કરીશ. (૧૬)

એમ શંકા થાય કે તેના અજ્ઞાનને હરણ કરવાથી શું ? તેનો ઉત્તર નીચેના શ્લોકથી આપે છે.

न हि मद्भावयुक्तानां सुराणामीशविस्मयः ।
मत्तोसतां मानभङ्गः प्रशमायोपकल्पते ॥ १७ ॥
तस्मान् मच्छरणं गोष्ठं मन्नाथं मत्परिग्रहम् ।
गोपाये स्वात्मयोगेन सोयं मे व्रत आहितः ॥ १८ ॥



मिथो भयमित्यत इन्द्रो नेश्वरो मौढ्यादेव तथा मन्यते तस्य स मोहः श्रीमदेन जातस्तमोज्ञानमेवातो हरिष्ये ॥१६॥

ननु किं तदज्ञानहरणेनेत्यत आह न हीति, मद्भावः शुद्धसत्त्वं देवत्वं वा पूज्यत्वमैश्वर्यं वा,षण्णां यत्र स्थितिस्तत्राज्ञानं न तिष्ठेदित्यन्यथा स न मद्भावः स्यात्, भक्तिस्तु नात्र विवक्षिता विस्मयसामानाधिकरण्याभावादत ऐश्वर्यसत्त्वादेरज्ञानसहकारित्वं न युक्तमित्युभयोरप्यन्यतरानिराकरणे कृपालुत्वात् तम एव हरिष्ये, ईशा वयमिति विशेषेण स्मयो गर्वो न हि लोकेपि भवति जाते वा सोधिकारी स्थाप्यते, लोकन्यायेन त्वकरणं कृपालुत्वादेवाक्लिष्टार्थं च, ननु मानभङ्गापेक्षयाधिकाराभाव एव श्रेष्ठ इति चेत् तत्राह मत्तोसतामिति, यद्ययं मानभङ्गोन्यतः स्यादयुक्तं स्यात् लज्जाकरश्च भवेन् मत्तः सर्वेश्वरान् मानभङ्ग उचित एव नात्यन्तं लज्जाकरः, यद्यप्येक एवेन्द्रस्तथा भवेत् तदा निराकर्तव्यः स्यात् सर्व एव तथा जाता इति प्रधानशिक्षया सर्व एव शिक्षणीयाः, तदाहासतामिति, सर्व एव लोकपाला असन्तो जाता इति, अन्यथान्योप्येतादृश एव स्यात् ततोनवस्था भवेत्, तस्मादसतां मानभङ्ग एकद्वारा कृतः सर्वेषामेव प्रशमाय भवत्युप समीपे च कल्पते शीघ्रं च भवति, प्रत्येककरणे बहु कर्तव्यं स्यात्,एतद् राजमन्त्रणम् ॥१७॥ नन्वेतेभ्य एव आवश्यकत्वाल्लाघवादिदानीमेव कथं न मुक्तिर्दीयते मानभङ्गस्तु प्रकारान्तरेणापि भवति गोवर्धनस्य तूद्धरणमलौकिकं ज्ञानोपदेशो वा कर्तव्योलौकिकं सामर्थ्यं वा देयं बृहस्पतिद्वारेन्द्रो वा निवारणीयोत एतावति प्रकारे सति गोवर्धनोद्धरणमेव कुतः क्रियत इत्याशङ्क्याह तस्मादिति, अहमेव शरणं यस्य नापि ज्ञानं नापि भक्तिरन्यथावतारप्रयोजनं न स्यात्, पुष्टिमार्गश्च न भवेत्, तत्रापि गोष्ठं, न हि गाव उपदेशयोग्याः, इदानीं तु मुक्तिर्भक्तिमार्गविरोधिनी, तदाह मन्नाथमिति, अहमेव नाथः स्वामी यस्मात्‌ः स्वामिसेवकभावनाशकत्वात् नेदानीं मुक्तिर्युक्ता,किञ्च मत्परिग्रहमिति,मम परिग्रहो यत्र मया सर्वे सङ्घाता एव परिगृहीतास्तत्र यद्येकोप्यंशो गच्छेत् तदा प्रतिज्ञाविरोधः स्यात् तथा सति विशेषाभावात् सर्वनाश एव भवेदतो यथा ते जीवाः परिगृहीता एवं तेषां देहा अप्यतो गोपाये,साधनं तु स्वात्मयोगेनेति, पर्वतधारणे योगमायायाः करणत्वमेतेषां सर्वथा रक्षायां स्वात्मयोग एव, यथा वायुनिरोध इन्द्रियाणि सर्वोपद्रवरहितानि भवन्ति तथैतेष्वहमात्मानं स्थापयिष्यामि,ततो मयि स्थिता मदभ्यन्तरस्थितपूर्वभुक्तान्नभोजिनो भूत्वा सुखिता भविष्यन्तीत्यय-

मेव पूर्वकृतभोजनोपयोगः, ननु किमेतावत्क्लेशेन? तत्राह, सोयं मे व्रत आहित इति, शरणागतसंरक्षा सर्वभावेन सर्वथा । 'कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति' ॥१॥ 'सङ्ग्रामे च प्रपन्नानां तवास्मीति च यो वदेत् । अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं मम' ॥२॥ तस्मात् सर्वथा स्वव्रतं पालनीयमिति, स्वधर्मनिर्वाहार्थमेव गोपाये, नन्वेतद् व्रतमेव किमिति गृह्यते? तत्राहायं व्रतः पूर्वमेव मयाहितः स्वीकृत आस्थितो वातो गृहीतस्य त्यागाभावाद् पालनमेवोचितम् ॥१८॥



શ્લોકાર્થ :-૧૭

મારા ભાવથી યુકત દેવતાઓને અમે ઈશ્વર છે એવો ગર્વ હોવો જોઈએ નહી. અશત લોકપાલોમાં મારાથી થયેલાં માનભંગ તેમણી શાંતિ માટે થાય છે.(૧૭)

તેથી ગોકુલજનો નાથ અને આશ્રય હું છું જેનો પરિગ્રહ મે કરેલો છે. તેનો રક્ષણ સ્વાત્માં યોગથી કરીશ. કારણ કે પહેલાંથીજ એ વૃતનો સ્વીકાર કરેલો છે.(૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી :-૧૭

મારો ભાવ એટલે શુદ્ધ, સત્વ, દેવપણું અથવા ઐશ્વર્ય જયાં છ ગુણોની સ્થિતી હોય ત્યાં અજ્ઞાન રહે નહી. નહી તો મારો ભાવ કહેવાય નહી. ભકતની તો અહીં કહેવાની ઈચ્છા નથી. કારણ કે ગર્વ અને ભકિત એક સાથે રહી શકે નહી. તેથી ઐશ્વર્ય, સત્વ, અજ્ઞાનની સાથે રહી શકે નહી. માટે બેમાંથી એકને દૂર કરવું જોઈએ. મારામાં કૃપારૂપી ધર્મ હોવાથી હું તેનું અજ્ઞાન દૂર કરીશ. અમે ઈશ્વર છે. એવો ગર્વ લોકોમાં પણ સંભવતો નથી. જો એવો ગર્વ થાય તો અધિકારી તરીકે સ્થાપવામાં આવતો નથી. ભગવાન કોઈને કલેશ થાય તેવું કરતા નથી.

શંકા થાય છે કે માનભંગ કરવો તેના કરતાં અધિકાર લઈ લેવા તે જ શ્રેષ્ઠ છે. તેનાં ઉત્તરમાં જો માનભંગ બીજા કોઈથી થયો હોત તો અયોગ્ય ગણાત. ઈંદ્રને લજ્જા થાત. પણ હું જે સર્વનો ઈશ્વર છું તેનાથી થયેલો માનભંગ ઉચીત જ છે. તે લજ્જા કરનાર પણ નથી. જો એકજ ઈંદ્ર આવો ગર્વવાળો થયો હોત તો તેણે દૂર કરવો પડત. પણ બધાજ ઈંદ્રો એવા થયા છે. તેથી મુખ્યને શીક્ષા આપવાથી બધાને શીખામણ આપવી જોઈએ. તે અસતામ પદથી કહે છે. બધા લોકપાલો અસત્ થઈ ગયા છે. માટે તેમણો માનભંગ એક ઈંદ્ર દ્વારા કરવાથી બધાને શાંતિ થશે. દરેકને તે પ્રકારે બહું કર્તવ્ય થઈ પડે આ રાજસ વિચાર છે. (૧૭)

જો એમ શંકા થાય કે આ ગોપો, ગાયો, વિગેરે હમણાંજ મુકિત કેમ આપતાં નથી? માનભંગ તો બીજા પ્રકારે પણ થઈ શકે છે. ગોર્વધનનું ઉદ્ધરણ કરવું એ તો અલૌકિક છે.

જ્ઞાનોપ્રદેશ તેમાણે કરવો જોઈએ. અથવા તેમાણે અલૌકિક સામર્થ્ય આપવું જોઈએ. અથવા બૃહસ્પતિ દ્વારા ઈંદ્રને અટકાવવો જોઈએ. માટે આટલા ઉપાયો હોવા છતાં ગોર્વધન ઉદ્ધરાણ શા માટે કરો છો? તે જાણાવે છે.

એટલે હું જ એનો આશ્રય છું એમનો આશ્રય જ્ઞાન કે ભક્તિ નથી જો આશ્રય જ્ઞાન અને ભક્તિનો કહું તો પછી મારે અવતાર લેવાનું પ્રયોજન શું? "જ્ઞાન અને ભક્તિ વિના પણ જે મારો આશ્રય લે છે. તેણે હું મારા સ્વરૂપ બલથી ઈચ્છિત ફલ આપું છું." પુષ્ટિ માર્ગ પણ ન રહે તેમાં પણ આ ગોષ્ઠ ગાયોનું સ્થાન છે. હમણાં જ જો મુક્તિ આપું તો તે ભક્તિ માર્ગથી વિરૂધ્ધ થાય. હું જેનો નાથ છું, સ્વામી છું. મુક્તિથી તો સ્વામી સેવક ભાવનો નાશ થાય. માટે મુક્તિ આપવી હાલ યોગ્ય નથી. વળી મેં તેમનો પરિગ્રહ કરેલો છે. જો તેમાંથી એક પણ અંશ જતો રહે તો મારી પ્રતિજ્ઞા વિરોધ આવે અને સર્વનાશ થાય.માટે જે જીવોનો મેં પરિગ્રહ કરેલો છે તેઓના દેહોનો પણ પરિગ્રહ કરેલો છે. માટે હું તેમનું રક્ષાણ કરીશ. સ્વાત્મયોગથી કરીશ. સાધનમાં યોગમાયા છે. જેમ વાયુનો નિરોધ કરવાથી ઈંદ્રીયો ઉપદ્રવ રહીત થાય છે. તેમ હું તેમાણામાં આત્માનું સ્થાપન કરીશ. મારી અંદર રહેલું પૂર્વ મેં ભોજન કરેલું અન્ન તેનો ભોજન કરીને સુખી થશે. આટલો કલેશ કરવાનું તમારે શું કારણ? એવી શંકામાં આ વ્રત ધારણ કરેલું છે. (૧૮)

કારીકા :- શરણાગતની સારી રીતે રક્ષા સર્વભાવથી અને હમેશા કરવી. હે અર્જન! પ્રતિજ્ઞા કરકે મારો ભકત નાશ પામતો નથી. યુદ્ધમાં અને શરણે આવેલામાં હું તારો છું એમ જે કોઈ કહે તે બધા પ્રાણીઓને હું અભય આપું છું. આ મારું વ્રત છે.

તેથી મારું વ્રત મારે પાડવું જોઈએ. મારું વ્રત પાડવું એ મારો ધર્મ હોવાથી હું તેમનું રક્ષાણ કરીશ. જો એમ શંકા થાય કે વ્રત શા માટે ગ્રહણ કરો છો? તેના ઉત્તરમાં આ વ્રત મે પહેલાથી જ સ્વીકાર કરેલું છે. માટે ગ્રહણ કરેલાનો ત્યાગ ન થાય માટે તેમનું પાલન કરવું જ યોગ્ય છે.

## કારીકા : ૧ થી ૩

પૂર્વે પાખંડ ધર્મ હતો. તેથી વ્રજવાસીઓને કલેશ થયો. પછી ભગવાનને શરણે જવાથી બુદ્ધિ થઈ.(૧)

શરણાગતિનું જે વર્ણન કર્યું છે. તે મર્યાદા સ્થાપન કરવા માટે છે. જો એમ ન હોય તો બીજાએ ગ્રહણ કરેલા પદાર્થોનું ભગવાન કેમ ગ્રહણ કરે? (૨)

તેથી યાગનો ઉપદેશ આપવામાં આવ્યો છે. તેથી ભક્તિમાર્ગ સીધ્ધ થાય અને ભગવાન

અક્લિષ્ટ કર્મવાળા સિદ્ધ થાય.(૩)

તેથી ભગવાને એ પ્રમાણે વિચાર કરીને, વ્રજવાસીઓને તે પ્રમાણે કરીને તેમને વિશ્વાસ આવે, શ્રુતીનો વિરોધ દૂર કરવા આધિદૈવિક સંપત્તિ માટે માયા, ગોર્વધન વિગેરેને પ્રબોધ કરવા અને ઉપર પ્રમાણે કરીને ગોર્વધનનું ઉદ્ધરણ કર્યું. તે શ્લોકથી કહે છે.



इत्युक्त्वैकेन हस्तेन कृत्वा गोवर्धनाचलम् ।
दधार लीलया कृष्णश्छत्राकमिव बालकः ॥ १९ ॥
अथाह भगवान् गोपान् हेम्ब तात व्रजौकसः ।
यथोपजोषं विशत गिरिगर्तं सगोधनाः ॥ २० ॥
न त्रास इह वः कार्यो मद्धस्ताद्रिनिपातनात्। वातवर्षभयेनालं तत्त्राणं विहितं मया।२१।

प्रथमं क्लेशसम्बन्धः पूर्वपाषण्डधर्मतः । शरणागमने बुद्धिर्योगानुष्ठानतोभवेत् ॥१॥
मर्यादास्थापनार्थाय शरणागतिवर्णनम् । अन्यथान्यगृहीतार्थं गृह्णीयाद् भगवान् कथम् ॥२॥
अतो यागोपदेशश्च दूरोपायतया मतः । भक्तिमार्गस्तथाक्लिष्टकर्मत्वं च ततो भवेत् ॥३॥

अतो भगवानेवं विचार्य तान् प्रति तथोक्त्वा विश्वासार्थं श्रुतिविरोधपरिहारार्थमाधिदैविकसम्पत्त्यर्थं मायागोवर्धनादीनां प्रबोधनार्थं च तथोक्त्वा गोवर्धनोद्धरणं कृतवानित्याहेत्युक्त्वेति, अयं गोवर्धन उत्तोलितः संश्चलः स्यात् तथा सति स्वरूपनाशो भवेदचलो हि सोत एकेन हस्तेन गोवर्धनमचलं कृत्वा दधारेतिसम्बन्धः, गा वर्धयतीति गोवर्धन आधिदैविकस्य नामेति पूर्वं व्यवस्थापितः, स चलोपि भवेत् तस्याप्यचलता सम्पादिता धारणार्थमेकया क्रियाशक्त्या पालनलक्षणयान्यथा सेवायामपि प्रवृत्तश्चेच्चलनं स्यात्, अथ वाल्पो गोवर्धनो लम्बो विकृतश्च तमेकेन हस्तेन यादृश उद्धर्तव्यस्तादृशं कृत्वा पश्चाद् दधार, एवं सति क्लेशो भवेत् किं वा प्रयोजनमित्याशङ्क्याह लीलयेति, लीलायां क्लेशो रसाय भवति, लीलामात्रेण कृतमित्यक्लेशश्च,ननु सर्वेश्वरो भगवान् कथमेवमचलं चलं विधाय स्वतःस्थितमन्यथाकृत्वा पालनं कृतवान् प्रकारान्तरेणापि पालनसम्भवात्? तत्राह छत्राकमिव बालक इति, यथा बाला लीलायां छत्राकं स्थिरमपि राजलीलां बोधयितुं तत उत्पाट्य मस्तकोपरि स्थापयन्ति तथा सति बाललीला सा भवेदन्यथा मर्यादाभङ्गो दोषाय स्यादत एवेन्द्रो न निवृत्तः पौरुषस्याप्रकटितत्वादनायासेपि दृष्टान्तः,वस्तुतो रक्षा भगवतैव कृता न तु गोवर्धनेनाप्युद्धृतेन न हि च्छत्राकं क्वचिद् वृष्टिं वारयति वृष्ट्या नाशसम्भवाच्चातोप्रयोजकत्वमपि ज्ञापयितुं दृष्टान्तः, तथोद्धृतवान् यथा मध्ये गर्तो भवति प्रान्तभागश्चोन्नतो गर्ताधिकप्रदेशे तद्गता छाया ॥१९॥

एवं धृत्वा शरणागतानाहाथेति,उपायं कृत्वैव समाधानवचनमुक्तवान्न तु पूर्वमित्यानन्तर्यार्थोथशब्दः, भगवानिति पर्यवसानपरिज्ञानं, गोपानिति धर्मपरान्, अन्यथा भगवद्वाक्ये विश्वासो न भवेद् विपरीतक्लेशानुभवात्, अतस्तान् प्रत्याहेति वक्तव्ये गोपानाहेत्युक्तं, तेष्ववान्तरभेदं वक्तुं

स्थानविशेषनिर्देशार्थं स्नेहेन विशेषतः सम्बोधयति हेम्ब हे तात हे व्रजौकस इति, राजसादि- त्रैविध्यं च प्रदर्शितं सर्व एव पाल्यन्त इतिज्ञापनार्थं, यथोपजोषं यथासुखं गिरिगर्तं विशत, सर्वेषामेव स्थितौ महत् स्थानमस्तीति बोधितं,गोधनसहिता गाव एव धनानि येषां गोभिर्धनैश्च सह वा ॥२०॥ उपरि मद्धस्तं दृष्ट्वा त्रासो न कर्तव्य इत्याह न त्रास इति, इहास्मिन् गर्ते प्रविष्टैर्मद्धस्तादद्रिपातनाद्धेतोस्त्रासो न कार्यो न पतिष्यति यतः,ननूभयोर्भययोरेकमङ्गीकर्तव्यं ततो वरं वृष्टिभयमेवास्त्वित्याशङ्क्याह वातवर्षभयेनालमिति, वातवर्षभयं न कर्तव्यमलं- शब्दो निवारणेतस्तद्भयं मास्त्वत्र तु शङ्का न कर्तव्या, आगन्तव्यमित्याशङ्काभावमुपपादयति तत्त्राणं विहितं मयेति, तस्य भयस्य त्राणं रक्षणं प्रतीकारस्तन् मया विहितं, न ह्युपायः कदाचिदप्यनुपायतामापद्यते,मयेतिवचनात् न भ्रान्तेन कृतं कृतत्वात् न कर्तव्यम् ॥२१॥

શ્લોકાર્થ :-૧૯

એમ કહીને એક હસ્તથી ગોર્વધનને અચલ કરીને, જેમ બાલક છત્રાકને ધારણ કરે તેમ લીલાથી ધારણ કર્યો. (૧૯)

ત્યાર પછી ભગવાને ગોપોને કહ્યું હે મા! હે પિતા હે વ્રજવાસીઓ ! જેમ સુખ થાય તેમ ગાયો અને ધન સહીત પર્વતના ખાડામાં પ્રવેશ કરો. (૨૦)

આ ખાડામાં મારા હાથમાંથી પર્વત પડી જસે એવો ભય તમારે રાખવો નહિ. વાયુ અને વરસાદનો ભય મેં દૂર કર્યો છે. તેનો ઉપાય મેં કરી મૂકયો છે.(૨૧)

ભાવાર્થ, સુબોધિનીજી :-૧૯

એ ગોર્વધન જો ઊંચો ધારણ કરવામં આવે તો તે ચલ થઈ જાય અને તેમ થાય તો સ્વરૂપનો નાશ થાય કારણ કે પર્વત તો અચલ છે. તેથી એક હસ્તથી ગોર્વધનને અચલ કરી ધારણ કર્યો એવો સંબંધ છે. ગાયોનો વધારો કરે તે ગોર્વધન. એમ આધિદૈવિક સ્વરૂપનું નામ છે. તે પર્વત ચલ પણ થાય તેથી અચલતા સંપાદન કરી તેને એક હસ્તથી તેની અચલતા સંપાદન કરી. જો તેમ ન કરે તો તે અચલ મટી ચલ થઈ જાય. આ ગોર્વધન નાનો, લાંબો અને વિકૃત છે.તેને સ્વરૂપનો કરીને ઊંચે ધારણ કરવો જોઈએ તેથી એક હાથથી ધારણ કર્યો. શંકા થાય કે આમ કરવાથી કલેશ થયો હસે અને આમ કરવાનું પ્રયોજન શું? તેનો ઉત્તર લીલાથી પદથી છે. લીલા માત્રથી કરેલું હોવાથી તેમાં કલેશ નથી.પણ તેમાં રસ ઉત્પન્ન કરે છે.

સર્વના ભગવાન ઈશ્વર છે તો અચલને ચલ કરીને ગોર્વધન જે પોતે સ્થિતિ કરી રહ્યો હતો તેને ઊંચો ધારણ કરીને પાલન શા માટે કર્યું? તેનો ઉત્તર જેમ બાલકો લીલામાં છત્રીના આકારનું ટોપ જે ઉગે છે. કુતરાની ટોપી છે તેને રાજલીલા કરે છે. તેને ઉખેડીને માથા પર ધરે

છે. તેમ કરવાથી બાલલીલાજ થાય નહિ તો મર્યાદાનો ભંગ થાય અને દોષ થાય. તેથી આવી બાલલીલા જોઈને ઈંદ્ર નિવૃત કર્યું નહિ. કારણ કે ભગવાને પોતાનું પૌરૂષ પ્રગટ કર્યું નહિ. માટે આ છત્રાંકનું દષ્ટાંત છે. રક્ષા તો ભગવાને જ કરી છે. ઊંચે કરેલા ગોર્વધને કરી નથી. તે કદાપિ વૃષ્ટિનું નિવારણ કરી શકે નહિ. ભગવાને ગોવર્ધનનું એવી રીતે ધારણ કર્યું કે જેથી વચ્ચે ખાડો થાય અને છેડાનો ભાગ ઉંચો થાય અને ખાડાથી આગળના ભાગમાં તેની છાયા થાય. (૧૯)

એ પ્રકારે ધારણ કરીને પોતાને શરણે આવેલા વ્રજવાસીઓને શ્લોકથી કહે છે.

ઉપાય કર્યા પછી ભગવાન હોવાથી તેમને બધું જ્ઞાન છે. ગોપો ધર્મપરાયણ છે. ધર્મમાં પરાયણ ન હોત તો ભગવાનના વાકયમાં વિશ્વાસ ન આવત. તેમના પ્રતિ ન કરીને ગોપોને ધર્મપરાયણ છે તેમ કહ્યું. સ્નેહથી ભગવાને હે મા ! હે પિતા ! હે વ્રજવાસીઓ ! એમ સંબોધન કર્યું. રાજસ, સાત્વિક અને તામસ્ ત્રણ પ્રકાર પણ જણાવ્યા. ભગવાન સર્વનું પાલન કરે છે. જેમ સુખ થાય તેમ પર્વતના ખાડામાં પ્રવેશ કરો. મોટું સ્થાન છે. ગાયો જેનું ધન છે તે ગાયો સાથે પ્રવેશ કરો. ઉપર મારો હાથ જોઈને તમારે કલેશ કરવો નહિ તે કહે છે. (૨૦)

આ ખાડામાં પ્રવેશ કરવામાં, મારા હાથથી પર્વત પડી જસે એવો ભય રાખશો નહિ. ભયમાંથી મેં તમારૂ રક્ષણ કર્યું છે. તેનો ઉપાય મેં કર્યો છે. તે ઉપાય નિષ્ફલ જતો નથી. તે ઉપાય મેં કર્યો છે. બીજા કોઈ ભાંતે કરેલો નથી. હવે કાંઈ બાકી રહેતું નથી. (૨૧)

પછી તે ગોપોએ તે પ્રમાણે કર્યું તે કહે છે.



तथा निर्विविशुर्गर्तं कृष्णाश्वासितमानसाः ।
यथावकाशं सधनाः सप्रजाः सोपजीविनः ॥ २२ ॥
क्षुत्तृड्व्यथां सुखापेक्षां हित्वा तैर्व्रजवासिभिः ।
वीक्ष्यमाणो दधावद्रिं सप्ताहं नाचलत् पदात् ॥ २३ ॥
कृष्णयोगानुभावं तं निशम्येन्द्रोऽतिविस्मितः ।
निःस्तम्भो भ्रष्टसङ्कल्पः स्वान् मेघान् सन्न्यवारयत् ॥ २४ ॥
खं व्यभ्रमुदितादित्यं वातवर्षं च दारुणम्।निशम्योपरतं गोपान् गोवर्धनधरोऽब्रवीत्।२५।

ततस्ते तथैव कृतवन्त इत्याह तथेति,पतनभयाभावार्थमाह कृष्णाश्वासितमानसा इति, यथावकाशमित्युक्तार्थस्थापनं सधना गोसहिताः पुत्रादिसहिता उपजीवी सेवकादि-र्विप्रादिश्च तत्सहिताः, ततो वृष्टिः सप्तरात्रं जाता भगवतो गुणानां च मर्यादायां प्रतीक्षार्थं

यद्यग्रेपि भवेन् म्रियेतैवेन्द्रो मेघाश्च तदुपरिसहनं भगवतो नास्त्यत एव यो भगवदीयेभ्यो विचार्यापकारं करोति स सप्तरात्रं प्रतीक्षत एतन्मध्ये चेद् भगवता परिपालितस्तदा न करिष्याम्युपेक्षितश्चेत् करिष्यामीत्यविचार्योपद्रवकर्ता तु सप्तरात्रं करोति यदि तावत्कालं जीवितस्तदा निवर्तते स्वनाशभयात्, एवं व्यवस्था सर्वत्र ॥२२॥ ततो भगवान् सप्तरात्रं तथा स्थित इत्याह क्षुत्तृड्डिति, क्षुत्तृड्भ्यां जायमानां व्यथां सोढ्वा सुखस्य निद्रादेरप्यपेक्षां त्यक्त्वा तैर्व्रजवासिभिर्निरीक्ष्यमाणो भगवानद्रिं दधौ, न दीर्यत इत्यद्रिः सोपि वृष्ट्या मध्ये न दीर्णो भगवानपि पदादपि न चलितः, अत्र हित्वेत्यनेनैव सम्बध्यते क्षुत्तृड्व्यथामिति दर्शनेनान्नभोजनेन वान्यथा गोपानां कथं धैर्यं भवेत्? एवं सप्तरात्रं धृत्वा तान् व्रजस्थान् सर्वेभ्यः पृथक्कृत्य स्वीयानेव कृतवानिति निरूपितं, सप्ताङ्गानि प्राणिनो भवन्ति देवर्षिपितर आत्मात्मीया वैदिकः पारलौकिकश्चेति, यद्येतेषां मध्ये कश्चिदप्येतान् पालयेत् तदा तेषां वा भवेयुर्यदि ते सर्व एवाशक्ताः प्रतिपक्षा वा तदा नातःपरं तेषां सम्बन्ध इति, अत एव प्राणान्तःकरणधर्मत्याग उक्तस्तेषां शुद्धभगवद्भावे बाधकत्वात्, एतेन प्रभुस्वरूपातिरिक्तं स्मृतवन्तोपि नेत्युक्तं भवति भगवद्रक्षणमेतादृशमिति च ज्ञापितं, सपदि रक्षाग्रे च सुखमेतेन भविष्यतीत्यनुसन्धानेन वीक्षणे वीक्षणस्य तच्छेषत्वं स्यात् तथा सति भक्तिमार्गीया सा रक्षा न भवेदिति सर्वमन्यथा स्यादत एव तैरिति पूर्वोक्तं केवलभगवदधीनत्वमेतादृग् रक्षणे हेतुत्वेन परामृष्टं पारम्पर्यागतस्यापीन्द्रयागस्य भगवद्वचनमात्रेण पूर्वं त्यक्तत्वात्, दधाविति 'डुधाञ् धारणपोषणयो'रित्यस्य रूपं तेनाद्रिं धृतवान् पोषितवांश्च,सप्ताहमित्य'त्यन्तसंयोगे द्वितीया', अहःशब्दो रात्रिदिनवाची, अचलत्वस्थापनार्थं नाचलदिति पदादीषदपि, गतिः पादस्य सहजेति स निर्दिष्टः ॥२३॥ तत इन्द्रो युद्धार्थं समागत्यालौकिकं दृष्ट्वा भीतः सन् मेघान् न्यवर्तयदित्याह कृष्णेति, लीलार्थमवतीर्णस्य सर्वयोगाधिपतेरप्रच्युतस्वरूपस्य तं गोवर्धनोद्धरणलक्षणमनुभावं निशम्य श्रुत्वा मेघद्वारेन्द्रोतिविस्मितो जातस्ततो निःस्तम्भो गतगर्वो भ्रष्टसङ्कल्पोपि जातः स्वोत्कर्षमपि त्यक्तवान् मारयिष्यामीतिसङ्कल्पं च त्यक्तवांस्ततः स्वान् मेघान् सम्यङ् न्यवारयत् ॥२४॥ ततो यज् जातं तदाह खमिति, सप्तमदिवसस्य रात्रिशेषे निवारणं तत आकाशो व्यभ्रो जात उदित आदित्यो यस्य, एवमुपरितनवृष्ट्यभावं ज्ञात्वा गोवर्धनं धृत्वैव भगवानब्रवीत्, वातयुक्तं वर्षं चकारात् शिलावर्षं मेघांश्च दारुणमतिमारकमुपरतं निशम्य, गोपानिति पूर्ववद् धर्मपरान् ॥२५॥

શ્લોકાર્થ :-૨૨

તે પ્રમાણે કૃષ્ણે જેમનાં મનને શાન્તવન આપેલું છે. તેવાઓએ ગોર્વધન સહીત, પુત્ર વિગેરે સહીત, સેવકો અને બ્રાહ્મણો સહીત અવકાસ મળે તે પ્રકારે ખાડામાં પ્રવેશ કર્યો. (૨૨)

ભૂખ અને તરસની વ્યથા અને સુખની અપેક્ષા છોડી દઈને તે વ્રજવાસીઓથી દર્શન કરાતા પ્રભુએ સાત રાત દિવસ પર્વતને ધારણ કર્યો અને પગથી જરા પણ

ખસ્યા નહિ. (૨૩)

તે કૃષ્ણના યોગનો પ્રભાવ સાંભળીને ઈંદ્રે બહુ જ વિસ્મય પામ્યો. તેનો ગર્વ ઉતરી ગયો. તેનો સંકલ્પ ભાંગી ગયો. અને તેને મેઘોને સારી રીતે નિવારણ કર્યું. (૨૪)

આકાશને વાદળ વગરનું ચોખ્ખું જેમાં સૂર્ય ઉગેલો હતો. તેવું જોઈને વાયુવાળી અને શિલામય વર્ષા જે દારૂણ હતી તે અટકી ગએલી જોઈ પ્રભુએ ગોપોને કહ્યું. (૨૫)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૨૨

કૃષ્ણે જેમના મનને આશ્વાસન આપેલું છે. તેથી તેમને પડવાનો ભય નહતો. ગાયો સહીત, પુત્રાદિસહીત સેવકો બ્રાહ્મણો સાથે પ્રવેશ કર્યો. પછી ભગવાનની અને તેમના ગુણોની મર્યાદામાં વાટ જોવા માટે સાત રાત્રી સુધી વૃષ્ટિ થઈ. જો આગળ પણ જો વૃષ્ટિ થાત તો ઈંદ્ર અને મેઘોનું મૃત્યું જ થાત. તેથી સાત રાત્રીથી વધારે ભગવાન સહન કરતા નથી. તેથી જ જે કોઈ ભગવદીયોના ઉપર વિચાર કરીને અપકાર કરે તે સાત રાત્રી સુધી પ્રતીક્ષા કરે છે. એટલી રાત્રી જો ભગવાન રક્ષણ કરે તો હું તેને અપકાર કહીશ નહિ. અને ભગવાન જો તે ભગવદીયની ઉપેક્ષા કરશે તોજ તેને અપકાર કરીશ. એમ તે પ્રતિક્ષા કરે છે. જે વગર વિચારે ઉપદ્રવ કરે છે. તે તો સાત રાત્રી સુધી જ કરે છે. જો તેટલા સમય સુધી તે ભગવદીય જીવે તો તે ઉપદ્રવ કરતો બંધ પડે છે. કારણ કે તેને તેના નાશનો ભય લાગે છે. એ મુજબ બધે વ્યવસ્થા સમજવી. (૨૨)

પછી ભગવાન સાત રાત્રિ સુધી તે પ્રકારે ઉભા રહ્યા તે કહે છે.

ભૂખ અને તરસથી થતું દુઃખ સહન કરીને, સુખની, નિદ્રાની અપેક્ષા છોડી દઈને, તે વ્રજવાસીઓએ જેમનું દર્શન કરતા હતા તેવા ભગવાનને પર્વતને ધારણ કર્યો. તે પર્વત પણ વૃષ્ટિથી ભાંગી ગયો નહિ. ભગવાન એક પણ પગલું ચાલ્યા નહિ.

ભૂખ અને તરસનું દુઃખ છોડી દઈને સાત રાત્રી સુધી ન પર્વતને ધારણ કરીને તે વ્રજવાસીઓને બીજા બધાથી જુદા કરીને ભગવાને પોતાના કર્યા. એમ નિરૂપણ કર્યું. પ્રાણીને સાત અંગ હોય છે. દેવ, ઋષિ, પિતૃઓ, આત્મા, પુત્ર, ઐહિક પોતાના દેહ સંબંધી અને પારલૌકિક યાગ વિગેરે જો આ સાતમાંથી કોઈ પણ આ વ્રજવાસીઓનું રક્ષણ કરત તો તેઓ તેમના થઈને રહત. પણ જયારે તેઓ અશકત થઈ ગયા ત્યારે તેમની સાથે વ્રજવાસીઓનો કોઈ સંબંધ રહ્યો નહિ. તેથી પ્રાણના ધર્મ ભૂખ અને તરસ અને અન્તઃકરણના ધર્મ સુખની અપેક્ષાએ બંનેનો ત્યાગ કર્યો. કારણ કે શુદ્ધ ભગવદ સ્વરૂપ સિવાય બીજા કશાનું સ્મરણ થયું

નહિ. જો વ્રજવાસીઓએ ભગવાનનું દર્શન હોત તો તે દર્શન રક્ષા અને તેનાથી થતું સુખ એ બંને અંગભૂત થાત. તો પછી રક્ષા ભકિતમાર્ગીય ન થાત. બધું ઉલ્ટુ જ થઇ જાત. પરંપરાથી ચાલતો આવતો ઇંદ્રયાગ પણ ભગવાનના વચન માત્રથી ત્યજી દીધો હતો. તેથી પર્વતને ધારણ કર્યો. અને તેમનું પોષણ કર્યું. એમ બંનેવ સમજવું. સાત દિવસ પર્વતને ધારણ કર્યો. "अह" શબ્દ રાતદિવસ જણાવે છે. જરાક પણ એક પગલું પણ ખસ્યા નહિ. એવો અર્થ છે પછી ઇંદ્રે અલૌકિક પ્રકાર જોઇને, બ્હીને, મેઘોને અટકાવ્યા. (૨૩)

તે નીચેના શ્લોકથી કહે છે.

લીલાને માટે જેને અવતાર ધરેલો છે. જે યોગના આધિપતિ છે. અને જેનું સ્વરૂપ કોઇ પણ દિવસ ચ્યુત નથી. તેનો ગોર્વધન ધારણ કરવારૂપ પ્રભાવ સાંભળીને ઇંદ્ર બહુજ વિસ્મિત થયો. તેનો ગર્વ ઉતરી ગયો. સંકલ્પ ભ્રષ્ટ થઇ ગયો. પોતાના ઉત્કર્ષનો ત્યાગ કર્યો અને પોતાના મેઘોનું સારી રીતે નિવારણ કર્યું. (૨૪)

પછી જે થયું તે હવે શ્લોકથી કહે છે.

સાતમા દિવસની રાત્રી બાકી રહી ત્યારે મેઘોનું નિવારણ થયું. આકાશ ચોખ્ખું થયું.

સૂર્ય ઉગેલો જોયો એટલે વૃષ્ટિનો અભાવ જોઇને ગોવર્ધન ધારણ કરેલો હતા તેવા ભગવાને ગોપોને કહ્યું. (૨૫)




ભગવાનનું વાક્ય એ શ્લોકથી કહે છે.

निर्यात त्यजत त्रासं गोपाः सस्त्रीधनार्भकाः ।
उपारतं वातवर्षं व्युदप्रायाश्च निम्नगाः ॥ २६ ॥
ततस्ते निर्ययुर्गोपाः स्वं स्वमादाय गोधनम् ।
शकटाटोपकरणं स्त्रीबालस्थविराः शनैः ॥ २७ ॥
भगवानपि तं शैलं स्वस्थाने पूर्ववत् प्रभुः। पश्यतां सर्वभूतानां स्थापयामास लीलया।२८।
तं प्रेमवेगान्निभृता व्रजौकसो यथा समीयुः परिरम्भणादिभिः ।
गोप्यश्च सस्नेहमपूजयन् मुदा दध्यक्षताद्भिर्युयुजुः सदाशिषः ॥ २९ ॥
यशोदा रोहिणी नन्दो रामश्च बलिनां वरः ।
कृष्णमालिङ्ग्य युयुजुराशिषः स्नेहकातराः ॥ ३० ॥

भगवद्वाक्यमेवाह निर्यातेति,त्रासं च त्यजत वातवर्षकृतं,गोपा इतिसम्बोधनं गवां पालनमावश्यकमिति, प्रथमतो बहिर्दृष्ट्वा पश्चात् सामग्री नेयेतिशङ्कां वारयन्नाह सस्त्रीधनार्भका इति, स्त्रियो धनान्यर्भका बालाश्चेति तैः सहिता एव निर्गच्छत यतो वातवर्षमुपारतं निम्नगाः सूक्ष्मनद्यो व्युदप्रायाः क्वचिद् गभीर एवोदकं नान्यत्रेति, तेषां जिज्ञासाभावादेतदुक्तम् ॥२६॥

प्रवेशवदेव निर्गता अपीत्याह ततस्त इति, तत्र सर्वं पृथगेव स्थितमिति ज्ञापयितुं स्वं स्वं गोधनमादाय सर्वे निर्गताः, शकटानामाटोपकरणं यथा भवति तथा यथा निर्भया हृष्टा निर्गमने महान्तं सम्भ्रमं कुर्वन्ति तथा कृत्वा निर्गता इति तेषामानन्दः सूचितः, ततोऽन्येपि स्त्रीबालस्थविराः शनैरेव निर्गता अव्यग्राः॥२७॥सर्वेषु निर्गतेषु भगवत्कृतमाह भगवानपीति, यथा ते स्वस्वकार्यार्थं निर्गता एवं भगवानपि तं शैलं स्वस्थाने तस्यैव स्थाने पूर्ववदेवानुपूर्वीं विधाय स्थापितवान्, अनेन प्रथनेनैकत्रकरणपक्षेपि यथापूर्वं स्थापितवानिति लक्ष्यते, अत्र स्थापने ग्रहणे वा न किञ्चिन् मायिकमिति ज्ञापयितुं पूर्ववदेव स्थापितवान्, तदाह पश्यतां सर्वभूतानामिति, यथा हस्तस्थितं पात्रं यथास्थानं स्थाप्यते तथैव लीलया स्थापयामास ॥२८॥ एतद् भगवता लीलया कृतमपि लोके चेत् तथात्वेन न प्रसिद्धं स्यात् तदा लीलात्वं न भवेदिति माहात्म्यदर्शनानन्तरमपि गोपानां पूर्ववदेव स्थितिमाह तमिति, यदैव भगवान् गोवर्धनं स्थापयामास तदैव तं भगवन्तं प्रेमवेगात् परिरम्भणादिभिर्यथा यथावत् समीयुः, ते हि भगवदालिङ्गनार्थं प्रतीक्षन्त एव स्थिता यतः, यतः प्रेम्णो वेगस्तेषु स्थितो हृदये पूर्णं प्रेम बहिरपि निस्सरतीति प्रेम्णो वेगः,अत एव यथावद् यस्य यथोचितं तथा स कृतवान्, प्रेम्णैव नितरां भृताश्च गोप्योपि, तथा विशेषमप्याह सस्नेहमपूजयन्निति, तैः सर्वैरेवायं देव इति ज्ञातस्तेन लौकिकीमपि क्रियां वैदिकीं कृतवन्तो भावद्वयस्य विद्यमानत्वादतः स्नेहपूर्वकं पूजां कृतवन्तः, मुदेति पूजायामुत्साहस्तेन लौकिकीत्वेनान्यथाबुद्धिर्न बाधिकेति सूचितं,दध्यक्षताद्भिरिति पूजासाधनानि,जलानि चरणक्षालनादौ दध्यक्षता अलङ्कारार्थे,मार्जनार्था वापः, लौकिकी तद्देशप्रसिद्धेयं पूजा, दध्ना तिलकं दत्वा तदुपर्यक्षतान् स्थापयित्वाप उपरि भ्रामयित्वा पिबन्तीति,सदाशिषश्च युयुजु"र्जीव पालये"त्यादिरूपाः सन्तोषादेव न तु स्वाधिकारेण देवत्वेन ज्ञातत्वात् ॥२९॥

एवं साधारणीं प्रतिपत्तिमुक्त्वा चतुर्भिः कृतां विशेषप्रतिपत्तिमाह यशोदेति, आदौ स्त्रीनिर्देशः स्नेहाधिक्यात्, अनयैवानुपूर्व्या स्नेहतारतम्यमपि ज्ञातव्यं, चकाराच्

શ્લોકાર્થ :- ૨૬

હે ગોપો ! સ્ત્રીઓ, ગોધન અને બાલકો સહીત બહાર નીકળો. પવન અને વર્ષાનો ત્રાસ છોડી દો. તે બંધ પડયાં છે. નાની નદીઓ લગભગ જલવિનાની થઇ ગઇ છે. (૨૬)

જેમ પ્રવેશ કર્યો હતો તેમ બહાર નીકળ્યા. તે હવે કહે છે. પછી તે ગોપો પોત પોતાના ગોધન લઇને, ગાડાઓને શણગારીને બહાર નિકળ્યા, સ્ત્રીઓ, બાલકો, વૃદ્ધો ધીમે ધીમે

બહાર નીકળ્યાં. (૨૭)

સર્વ સામર્થ્યવાળા ભગવાને બધાના દેખતાં લીલાથી તે પર્વતને જેમ પહેલાં હતો તેમ તેના સ્થાનમાં સ્થાપન કર્યો. (૨૮)

પ્રેમના વેગથી ભરેલા વ્રજવાસીઓ,-ગોપીઓ, પોત પોતાની યોગ્યતા મુજબ આલિંગન કરતાં તે ભગવાન સમીપ આવ્યાં અને ગોપીઓએ સ્નેહપૂર્વક આનંદથી દહિ, ચોખા અને જલથી ભગવાનની પૂજા કરી. સારા આર્શિવાદ આપ્યા. (૨૯)

યશોદા, રોહિણી, નંદ અને બલભદ્રજી એ કૃષ્ણને આલિંગન કરીને આર્શિવાદ આપ્યા. સ્નેહથી વિચલ થઇ ગયા. (૩૦)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૨૬

પવન અને વરસાદથી થએલો ત્રાસ છોડી દો. ગોપો બહાર નીકળો. ગોધન, સ્ત્રીઓ અને બાલકો સહીત બહાર નીકળો કારણ કે પવન અને વરસાદ બંધ થઇ ગયાં છે. નાની નદીઓ સૂકાઇ ગઇ છે. જલ બંધ રહ્યું નથી. ભગવાન આ શ્લોકમાં કહ્યા મુજબ બોલ્યા (૨૬)

ત્યાં ખાડામાં બધું જુદું જુદું જ હતું. પોત પોતાના ગોધન ને લઇને બહાર નિકળ્યા. ગાડાઓને શણગારીને બહાર નીકળ્યા. તેમને આનંદ થયો. બીજા એટલે સ્ત્રીઓ બાલકો અને વૃદ્ધો ધીમે ધીમે ચિંતા વગર બહાર નીકળ્યાં. બધા બહાર નિકળ્યા પછી ભગવાને જે કર્યું તે કહે છે. (૨૭)

જેમ પોતા પોતાના કાર્ય માટે બહાર નિકળ્યાં તેમ ભગવાને પણ પર્વતને, પહેલાંની માફક જે પ્રકારે હતો તેવો કરીને મૂકયો. ધારણ કરતી વખતે પહોળો કર્યો હતો અને પછીથી એકત્ર કર્યો એટલે પહેલાં હતો તે પ્રમાણે પાછો સ્થાપ્યો એમ જાણાય છે. આમાં કાંઇ પણ માયીક એટલે નજરબંધી ન હતું. તેથી સર્વે પ્રાણીઓના દેખતાં સ્થાપન કર્યો. જેમ હાથમાં રહેલી વસ્તુ પોતાના સ્થાનમાં મૂકવામાં આવે તેમજ લીલાથી સ્થાપન કર્યો. (૨૮)

જોકે ભગવાને આ લીલાથી કર્યું હતું. છતાં લોકમાં તે પ્રસિદ્ધ ન થાય તો લીલાપણું ન રહે તેથી ભગવાનના મહાત્માના દર્શન કર્યા પછી તેમની સ્થિતિ રહી તે હવે કહે છે.

જયારે ભગવાને ગોવર્ધનને પાછો સ્થાપન કર્યો એટલે તરતજ ભગવાન પાસે ગોપો પોત પોતાની યોગ્યતા મુજબ પ્રેમના વેગથી આલિંગન કરવા પાસે આવ્યા. તેઓ ભગવાનને આલિંગન કરવાને માટે વાટ જોઇ રહ્યા હતા. પ્રેમનો વેગ એટલે હૃદયમાં રહેલો પૂર્ણ પ્રેમ બહાર પણ નીકળે છે તે પ્રેમનો વેગ.

પ્રેમથી ભરેલી ગોપીઓએ તેમજ કર્યું અને સ્નેહપૂર્વક પૂજા કરી. તેઓએ એમ જાણ્યું કે આ દેવ છે. તેથી લૌકિક અને વૈદિક ક્રિયા કરી. મુદા એટલે આનંદથી પૂજા કરી. ચોખા અને જલ વડે, દહી સહીત સાધનોથી પૂજા કરી. જલ ચરણ ધોવા માટે અને દહીં અને ચોખા જલને શુદ્ધ કરવા માટે આ પૂજા તે દેશમાં પ્રસિદ્ધ પૂજા છે. દહીંથી તિલક કરીને તેના ઉપર ચોખા ચોંટાડીને ઉપર જલ ફેરવીને પીએ છે. એ પ્રકારની લૌકિક પૂજા કરી સારી આશિષો આપી. તુ જીવજે હમારૂં રક્ષણ કરજે. આર્શિવાદો સંતોષથી આપ્યા. તેમને આર્શિવાદ આપવાનો અધિકાર છે એમ સમજીને નહિ. કારણ કે ભગવાનને દેવ તરીકે જાણ્યા હતા. તે પ્રમાણે જે કરવામાં આવ્યું તે કરીને ચાર શ્લોકથી જે કહેવાયું તે હવે કહે છે.(૨૯)

યશોદા, રોહીણી, નંદ, બલભદ્ર અને શ્રીદામા વિગેરેએ આ કૃત્ય જોઈ આશ્ચર્ય પામી આલિંગન કર્યું. કૃષ્ણ એટલે સદાનંદ બધાના અંતરંગ પણ ભગવાનથી મોટા હતો એટલે આલિંગન કરીને આર્શિવાદ આપ્યા અને સ્નેહથી વિહ્વલ થયા. (30)

ભગવાનના મહાત્મ્યનું દર્શન કરવાથી દેવતાઓએ પોતાના અપરાધની નિવૃત્તિ કરવા ઉત્સવ કાર્ય કર્યું.

दिवि देवगणाः साध्याः सिद्धगन्धर्वचारणाः। तुष्टुवुर्मुमुचुस्तुष्टाः पुष्पवर्षाणि पार्थिव ३१

शङ्खदुन्दुभयो नेदुर्दिवि देवप्रणोदिताः । जगुर्गन्धर्वपतयस्तुम्बुरुप्रमुखा नृप ॥३२॥

ततोनुरक्तैः पशुपैः परिश्रितो राजन् स गोष्ठं सबलोव्रजद्धरिः ।

तथाविधान्यस्य कृतानि गोपिका गायन्त्य ईयुर्मुदिता हृदिस्पृशः ॥ ३३ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे द्वाविंशोध्यायः ॥

श्रीदामादयोपि, बलिनां मध्ये वर इति बलभद्रविशेषणं तस्याप्याश्चर्यमेतदिति ज्ञापयति, कृष्णं सदानन्दं,एते ह्यन्तरङ्गाः ज्येष्ठाश्चात आलिङ्ग्याशिषो युयुजुः स्नेहेन च कातरा जाताः ॥३०॥ माहात्म्यदर्शनाद् देवतानामपि स्वापराधनिवृत्त्यर्थमुत्सवकार्यमाह दिवीति, देवगणा वस्वादय एकः कश्चिद् भक्तो भवतीति गणपदप्रयोगः, साध्या अपि देवभेदास्तथा सिद्धा गन्धर्वा अप्सरसश्च चारणाश्च तुष्टुवुः पुष्पवर्षाणि मुमुचुस्तुष्टाश्च जाताः, वाचिककायिकमानसिकव्यापारा निरूपिताः,पार्थिवेतिसम्बोधनं महत्कर्मकरणानन्तरं राज्ञामप्येवं तद्वंश्यैः क्रियत इतिज्ञापनार्थम् ॥३१॥समागतानां देवानामेतदुक्त्वेन्द्रभयात् तत्रत्या न करिष्यन्तीत्याशङ्कां परिहरंस्तत्र स्थितानामप्युत्सवमाह शङ्खेति,शङ्खा दुन्दुभयश्च नेदुः शङ्खशब्दो वैदिको दुन्दुभिशब्दो लौकिक इत्युभयोर्निर्देशः स्वयमेव नेदुर्देवप्रणोदिताश्च नेदुः, गन्धर्वादीनां पतयो विश्वावसुप्रभृतयो जगुर्गानं कृतवन्तः, त्रयो मुख्या विश्वावसुस्तुम्बुरुर्नारदश्चेति तत्र मध्यमो निरूपित-






स्तुम्बुरुप्रमुखा इति स उभयात्मक इति,पुनर्नृपेतिसम्बोधनं तथादर्शनाद् विश्वासाय ॥३२॥ एवं भगवल्लीलामुक्त्वोपसंहरति तत इति, देवादीनां शब्दादिश्रवणानन्तरमत्यन्तमनुरक्तैः पशुपैः परिश्रित एव सन् भगवान् गोष्ठमव्रजद् यतो हरिः, पशुपानां चारणार्थं गमनं निषिद्धं गवां तेषां चापेक्षाभावात् तदुपपादितं, अतोनुरागबाहुल्यात् पशुपैः परिश्रित एव गतः, राजन्निति पूर्ववत्, प्रायेण क्लिष्ट इति पुनःपुनः सम्बोधनं,स इति तथा समर्थोपि, न हि तादृशो गोष्ठे स्थातुं युक्तो भवति, तत्रापि सबलः बलभद्रसहितस्तथाप्यव्रजद् यतो हरिः, अथ वैतादृशालौकिकसामर्थ्यवतो द्वारकावदिहाप्युत्कृष्टं स्थानं निर्माय स्थातुमुचितं न तु गोष्ठ इत्यत आह स इति, "ते ते धामानी"त्यादिश्रुतिभिर्वैकुण्ठादप्यधिकमस्य सहजं स्थानमस्तीति निरूपितमस्तीति तथा प्रसिद्धो वेद इति तत्रैव गमनमुचितमावश्यकमपीत्यर्थः, यथा राजान्यत्र कार्यं कृत्वा स्वराजधानीमेव गच्छति तथेतिज्ञापनाय सम्बोधनं, गोपीनां गमने भगवत्सङ्गो नास्तीत्याशङ्क्याह तथाविधानीति, गोवर्धनोद्धरणसदृशानि पूतनासुपयःपानादीन्यनेनैव रूपेण कृतानि, गोपिका विशेषानभिज्ञा अतः कृतान्येव गायन्त्यो व्रजमीयुः, तत्र गतानां संसारनिवृत्त्यर्थमाह मुदिता हृदिस्पृश इति,मुदिता इति पूर्वदुःखनिवृत्तिः, अद्भुतभगवल्लीलादर्शनेन माहात्म्यज्ञानपूर्वकस्नेहातिशयो गोपानामधुना जात इति प्रियनिकटगमने प्रतिबन्धं ते न करिष्यन्ति करणे वा सपदीवाद्भुतरीत्याप्यस्मान् पालयिष्यतीति ज्ञात्वापि मुदिताः, भगवतो हृदिस्पृशो जाता हृदि भगवन्तं वा स्पृशन्तीति, एतेनेतरेभ्योधिकोन्तरङ्गः सङ्ग एतासामुक्तः, एवं दुःखनिवृत्तिपूर्विका भगवदासक्तिर्निरूपिता ॥३३॥

શ્લોકાર્થ :-૩૧

હે રાજા ! સ્વર્ગને લીધે દેવોના સમુહો, સાધ્યો, સિદ્ધો ગંધર્વો અને ચારણોએ ભગવાનની સ્તુતિ કરી અને સંતોષ પામીને પુષ્પની વૃષ્ટિ કરી.(૩૧)

હે નૃપ ! સ્વર્ગને વિષે શંખ અને દુન્દુભિયો વાગ્યાં. દેવોએ પણ વગાડયા. તુંબરૂ જેમાં મુખ્ય છે એવા ગંધવો પતિઓએ ગાન કર્યું. (૩૨)

પછી હે રાજન ! અનુરાગવાળા ગોપોથી વીંટાએલા સમર્થ હરિ બલદેવજીની સાથે ગોકુલ પધાર્યા. ગોપીકાઓ ભગવાનના ચરિત્રોનું ગાન કરતાં વ્રજમાં ગયાં. આનંદ પામ્યાં અને હૃદયમાં ભગવાનનો સ્પર્શ કર્યો. (૩૩)

ભાવાર્થ, સુબોધિનીજી :-૩૧

દેવગણ એટલે વસુઓ, દેવોના સમુહો એ પદ છે. સાધ્ય અને સિદ્ધ, ગંધર્વ, અપ્સરાઓ અને ચારણોએ પણ સ્તુતિ કરી, પુષ્પની વૃષ્ટિ કરી અને સંતોષ પામ્યા. એ પ્રમાણે દેવોના વાચિક, કાયિક, અને માનસીક વ્યાપારો નિરૂપણ કર્યું. રાજા એ સંબોધનથી રાજા કાંઈ મોટું કામ કરે ત્યારે તેને વશ રહેલા મનુષ્યો પણ એજ કરે છે. (૩૧)

જે દેવો ત્યાં આવેલા હતા.તેમને આ પ્રમાણે કર્યું. સ્વર્ગમાં રહેલા દેવોએ જે ઉત્સવ કર્યો તે હવે કહે છે.

શંખ અને દુન્દુભયો વાગ્યા. શંખ વૈદિક શબ્દ છે. દુન્દુભિઓ લૌકિક છે. તે બંને વાગ્યા. દેવોના વગાડવાથી વાગ્યા. ગંધર્વ, વિશ્વાવસુ વિગેરેએ ગાન કર્યું. તેમાં ત્રણ મુખ્ય છે. વિશ્વાવસુ, તુંબરૂ અને નારદ . તેમાં તુંબરૂનું નિરૂપણ છે. નૃપનું સંબોધન વિશ્વાસ માટે છે. એ પ્રકારે ભગવાનની લીલા કરીને ઉપસંહાર કરે છે.(૩૨)

અત્યન્ત અનુરાગવાળા ગોવાળીઆઓથી વિંટાએલા ભગવાન ગોકુલ પધાર્યા. પોતે હરિ છે એટલે ગોકુલનું દુઃખ દૂર કરવા માટે અવતરેલા છે. તેથી ગોવાળીઆથી વિંટાએલા એ પદથી ગોચરણમાં જવાનું ન હતું તે બતાવે છે. ગોકુલ પધાર્યા.

રાજન ! એ સંબોધન વિશ્વાસ માટે સમજવું.

તે ભગવાન આટલા સામર્થ્યવાળા હતા છતાં ગોકુલમાં ગયા તે ગોવાળીઆ સાથે ગયા. બલભદ્રની સાથે હતા. છતાં પણ ગોકુલ પધાર્યા કારણ કે પોતે હરિ છે. પોતે દ્વારકાની પેઠે સારી જગ્યાએ રહેવું ઉચિત હતું પણ ગોકુલમાં ગાયોના ગોષ્ટમાં રહેવું ઉચિત ન હતું. એ જણાવતા આવી લીલાઓ કરવાને સમર્થ ભગવાન પણ ગોકુલ પધાર્યા. શ્રુતીઓ કહ્યું છે કે વૈકુંઠ કરતાં પણ અધિક ઉત્તમ આ ભગવાનનું સહજ સ્થાન છે. તેથી હરિ નામથી વેદમાં પ્રસિદ્ધ છે. જેમ રાજ બીજે સ્થળે કાર્ય કરી પોતાની રાજધાનીમાં જાય છે એ પ્રકારે ભગવાન પોતાના સ્થાનમાં ગયા. ગોપીઓને જતી વખતે સંગ નહિ હોય તે શંકાને દૂર કરવા માટે ગોર્વધન ધારણ કરવા જેવા, પૂતનાના પ્રાણ વિ. ચરિત્રો ગાતાં ગોપીકાઓ વ્રજમાં ગયાં. તેમને કંઇ વિશેષ જ્ઞાન ન હતું.

પહેલાંના દુઃખની જેને નિવૃતિ થઇ હતી. ભગવદલીલાના અદ્‌ભૂત દર્શનથી ગોપોને પણ મહાત્મ્ય જ્ઞાનપૂર્વક અતિશય સ્નેહ ભગવાન પર થયો. તેથી પ્રિય ભગવાન પાસે જવામાં પ્રતિબંધ કરશે નહિ. એમ જાણીને ગોપીઓને આનંદ થયો. ભગવાનના હૃદયને સ્પર્શ કરતાં ગોપીજન થયાં. આથી અંતરંગ સંગ ગોપીકાનો કહ્યો. આ પ્રકારે દુઃખ નિવૃત્તિપૂર્વક ભગવદાસકિતનું નિરૂપણ કર્યું. (૩૩)

**દશમ સ્કંધ પૂવાર્ધ અધ્યાય ૨૨મો**




સાધન પ્રકરણ

સંપૂર્ણ

## ॥ त्रयोविंशोध्यायः ॥



॥ श्रीशुक उवाच ॥

एवंविधानि कर्माणि गोपाः कृष्णस्य वीक्ष्य ते ।
अतद्वीर्यविदः प्रोचुः समभ्येत्य सुविस्मिताः ॥ १ ॥

बालकस्य यदेतानि कर्माण्यत्यद्भुतानि वै ।
कथमर्हत्यसौ जन्म ग्राम्येष्वात्मजुगुप्सितम् ॥ २ ॥

यः सप्तहायनो बालः करेणैकेन लीलया ।
कथं बिभ्रद् गिरिवरं पुष्करं गजराडिव ॥ ३ ॥

तोकेनामीलिताक्षेण पूतनाया महौजसः ।
पीतः स्तनः सह प्राणैः कालेनेव वयस्तनोः ॥ ४ ॥

अज्ञानमन्यथाज्ञानं कृष्णगं विनिवार्यते । त्रयोविंशे समत्वाय निरुद्धानामशेषतः ॥१॥
पूर्वपक्षश्च सिद्धान्तः फलं चेति निरूप्यते । अप्राकृतत्वं सम्बन्धो द्वयं स्थाप्यमिहोक्तिभिः ॥२॥
विरोधात् प्राकृतत्वेन सम्बन्धस्त्यज्यते पुरा । जातस्तादृश एवात्र न सन्देहस्तथापरः ॥३॥
माहात्म्यदर्शनं हेतुः पूर्वपक्षे तथापरे । गर्गवाक्यानि तज्ज्ञानं फलमित्येष निश्चयः ॥४॥

पूर्वाध्यायान्ते गोकुले समागताः सर्व इत्युक्तं, आगतानां सन्देहो वर्ण्यते भगवति पूर्वपक्षरूपः आदौ पूर्वपक्षनिरूपणार्थं तेषामुद्योगमाहैवंविधानीति, गोवर्धनोद्धरणरूपाणि बहूनि भगवत कर्माणि दृष्ट्वा धर्मिस्वरूपमज्ञात्वा हेत्वभावेनैवैतत् कार्यमाहोस्विद् धर्मी हेतुः? तथा सति न स नन्दपुत्र इति निश्चित्यातद्वीर्यविदो भगवतः क्रियाशक्तिमज्ञात्वा सुविस्मिता विकसितवदना सर्वे सम्भूय नन्दसमीपमागत्य प्रोचुः ॥१॥ कर्माणि तु दृष्टान्यहेतुकानि च न भवन्ति तस्मात्रायं नन्दस्य पुत्रो भवितुमर्हत्यलौकिककार्यकर्तृत्वात्, तदाहुर्यद् यस्मादेतानि कर्माण्यत्यद्भुतानि बालकस्य दृश्यन्ते वै निश्चयेन,किमतो यद्येवम्? तत्राहुः कथमर्हत्यसौ जन्मेति,ग्राम्येष्वस्मासु कर्मग्रस्त इवात्मनो महतो जुगुप्सितं निन्दितं जन्म कथमर्हति? कर्मणेन्द्राद्यपेक्षयापि महानिति निश्चीयते तथा सति कथमधमेष्ववतारः?न हि स्वेच्छया कश्चित् स्वस्य हीनतां सम्पादयति, कर्माधीनता तु नास्त्येव कर्तुमकर्तुमन्यथाकर्तुं सामर्थ्यात्, अतो जुगुप्सितं जन्म नार्हति ॥२॥ अलौकिकानि कर्माण्याह यः सप्तहायन इति, षड्गुणा भगवांश्च तेषां तत्तच्चेष्टाः सर्वा एवात्र समागता अतश्चेष्टारूपः काल एकेन करेण स्वयं सप्तहायनोपि भूत्वा कथं गिरिवरं बिभ्रज् जातः? तत्रापि लीलया कदाचिदङ्गुलीष्वपि समानयति, वेणुं वादयन्, अडभावो वा छान्दसः, अबिभ्रदिति, एते तु यथादृष्टमनुवदन्तीति नात्र विचारणीयं, गिरिवरं पर्वतश्रेष्ठं, अनायासे दृष्टान्तः पुष्करं गजराडिवेति, न हि मत्तगजस्य कमलधारणे कश्चन प्रयासोस्ति,अथ वा

સસહાયન એકેન કરેણ ગિરિવરં બિભ્રત્ કથં બાલક ઇતિ તસ્માન્નાયં તવ પુત્રો નાપિ બાલકઃ ॥૩॥ અબાલકત્વે હેત્વન્તરમાહ તોકેનેતિ, આ સમન્તાન્ મીલિતાક્ષેણ તોકેનાતિબાલકેન પૂતનાયા મહૌજસોતિસમર્થાયાઃ પ્રાણૈઃ સહ સ્તન્યં પીતં, યદ્યપિ પૂર્વં પ્રાણાઃ પીતા ઇતિ ન

## દશમ સ્કંધ પૂવાર્ધ તામસ સાધન પ્રકરણ

## અધ્યાય ૨૩ મો

### કારીકા :-

નંદરાયજીનો ગોપો સાથે ભગવાન માટેનો વાર્તાલાપ

ત્રેવીશમા અધ્યાયમાં નિવૃત થયેલા વ્રજવાસીઓના કૃષ્ણ માટેના અજ્ઞાનનું અને અન્યથા જ્ઞાનનું સંપૂર્ણ રીતે નિવારણ કરવામાં આવે છે. કારણ કે ગોવર્ધનના ઉદ્ધરણથી કરેલો નિરોધ તે બધાને સમાન છે.(૧)

પૂર્વપક્ષ એટલે શંકા, સિદ્ધાંત એટલે સમાધાન અને ફલ એ ત્રણનું નિરૂપણ કરવામાં આવે છે. અહીં વચનોથી ભગવાનનું અપ્રાકૃતપણું અને વ્રજવાસીઓ સાથેનો સંબંધ બન્ને સ્થાપન કરેલ છે. (૨)

વ્રજવાસીઓ પોતે પ્રાકૃત હોવાથી પૂર્વપક્ષમાં ભગવાનની સાથે દૈહિકસંબંધનો વિરોધ હોવાથી તેનો ત્યાગ કરવામાં આવે છે. એવા અપ્રાકૃત ભગવાન અહીં પુત્ર તરીકે પ્રગટ થયા છે તેમાં શંકા નથી એ સિદ્ધાંત છે.(૩)

પૂર્વપક્ષમાં હેતું ભગવાનના મહાત્મ્યનું દર્શન છે. અને સિદ્ધાંતમાં હેતુ ગંગાચાર્યના વચનો છે. એ સર્વનું ફલ ભગવત્સ્વરૂપ જ્ઞાન વ્રજવાસીઓને થયું છે. એ નિર્ણય અહીં કરેલો છે.(૪)

ગયા અધ્યાયના અન્તે બધા ગોકુલમાં આવ્યાં. ત્યાં આવેલાનો ભગવાન માયેષનો જે સન્દેહ જે પૂર્વપક્ષરૂપ છે તેનું વર્ણન કરવામાં આવે છે. તે પૂર્વપક્ષનું નિરૂપણ કરવા માટે શ્લોકથી કહે છે.

### શ્લોકાર્થ :-૧

તે ગોપો કૃષ્ણના આવા પ્રકારના કર્મો જોઈને તેના સામર્થ્યને નહિ જાણનાર બધા ભેગા થઈને વિસ્મય પામી બોલ્યા. (૧)

બાળકના આ જે કર્મો છે. તે બહુજ અદભૂત છે. એ નકિક છે. તો પછી આપણે જે ગામડીયાઓ છીએ તેના ઘેર તેનો જન્મ કેમ થાય? ગોપને ત્યા જન્મ લેવા તેમને માટે યોગ્ય નથી પણ નિંદિત છે. (૨)

તે સાત વર્ષના બાળકે એક હાથ વડે લીલા વડે જેમ એક મોટો હાથી કમલને ધારણ કરે તેમ મોટા ગીરીરાજને કેવી રીતે ધારણ કર્યો ? (૩)

જે બાલકે આંખ તદ્દન મીંચેલી હોવા છતાં, જેમ કાલ શરીરને હરિ લે છે તેમ પૂતનાના પ્રાણોનું દુધ સાથે પાન કરી લીધું. (૪)

**ભાવાર્થ, સુબોધિનીજી :-૧**

ગોર્વધનના ઉદ્ધરણરૂપ ભગવાનના બહુ કર્મો જોઇને ધર્મી ભગવાનનું સ્વરૂપ નહિ જાણવાથી તેમને શંકા થઈકે આ કાર્ય કોઇ પણ હેતુ વગર થયું છે. તેનો હેતુ ધર્મી ભગવાન પોતે જ છે એમ સમજવું. જો ધર્મી ભગવાન પોતેજ હોય તો તે નંદનો પુત્ર હોઇ શકે નહિ. એમ નિશ્ચય કરીને ભગવાનના વીર્યને નહિ જાણનારાઓ, તેથી ક્રિયાશકિતને નહિ જાણનારાઓ બહુ જ વિસ્મય પામ્યા બધા ભેગા થઈને નન્દરાયજીની પાસે આવી વિકસીત મુખથી બોલ્યા. (૧)

કર્મો તો આપણે જોયાં. તે કર્મો હેતુ વગરના હોઇ શકે નહિ. તો આ નંદનો પુત્ર થવાને યોગ્ય નથી. કારણ કે તે તો અલૌકિક કાર્યો કરે છે તે શ્લોકથી કહે છે.

બાળકનાં આ કર્મો બહુ જ અદ્દભૂત જણાય છે. એ વાત નકિક છે. તો આમ છે તો તમે શું કહેલા માગો છો ? તેના ઉત્તરમાં આપણે જે ગામડીઆ છીએ તેઓને ત્યાં જીવની માફક તેનો જન્મ કેમ થયો? કર્મથી તો ઇંદ્ર કરતાં પણ આ મહાન છે. તો આપણેય જે અધમ તેમને ઘેર તેમનો અવતાર કેમ થયો? કાંઇ પણ પોતાની ઇચ્છાથી પોતાની હીનતા કરતું નથી. કર્મને આધીન તો છે નહિ. પોતે "कर्तुमकर्तुमन्यथाकर्तुम्" છે. કોઇ પણ બાબત કરવાને, કરેલી ને નહિ કરવાને અને તેથી ઉલ્ટી કરવાને સમર્થ છે. તે નિંદીત જન્મને યોગ્ય નથી. હવે અલૌકિક કર્મો કહે છે. (૨)

છ ગુણો અને ભગવાન તેની ચેષ્ટા સહીત એક હાથ વડે પોતે સાત વરસના હોવા છતાં ગિરિરાજને કેવી રીતે ધારણ કર્યો? તેમાં પણ લીલાથી અને વેણુ પણ વગાડે છે. આ ગોપો તો જેમ જુએ તેમ અનુવાદ કરે છે. તેથી અહીં કાંઇ બહુ વિચાર કરવાનો નથી.

ગિરીવર એટલે મોટો પહાડને બીલકુલ પ્રયાસવગર ધારણ કર્યો. જે કોઇ મોટો હાથી

કમલને ધારણ કરે તેમ સાત વરસના બાળકે એક હાથથી ગિરિવરને ધારણ કરવામાં કોઈ પ્રયાશ થયો નહિ. તેથી તે બાળક કેમ હોઈ શકે? તે બાળક પણ નથી અને તમારો પુત્ર પણ નથી. (૩)

એ બાલક નથી. તેનો હેતુ બીજો પણ છે તે હવે કહે છે.

આવા નાના બાલકે જેને આંખ મીંચેલી છે, તેને અતિ સામર્થ્ય પુતનાના પ્રાણની સાથે દૂધ પણ પીધું. જોકે પ્રથમ પુતનનાના પ્રાણનું પાન કર્યું એમ ગોપોએ જાણ્યું નહિ તો પણ તેના સામર્થનું દર્શન કરવાથી તેનેજ આ બધા કાર્યો કર્યા છે. એમ ગોપોને સમજ પડે છે. જયારે સ્તનપાન કર્યું ત્યારે શરીરનું ઉંમર દરરોજ કાલથી ક્ષીણ થતું હોવા છતાં મનુષ્યને ખબર પડતી નથી. તેમ ભગવાનનથી સ્તનપાનથી પી જવાતા પ્રાણની પુતનાને ખબર પડી નહિ. તો ખબર પડી હોત તો ઉપાય કરત અથવા ત્યાંથી નાસી જાત. આવું બાલપણનું સામર્થ્ય હતું. (૪)

हिन्वतोधः शयानस्य मास्यस्य चरणावुदक् ।
अनोपतद् विपर्यस्तं रुदतः प्रपदाहतम् ॥ ५ ॥
एकहायन आसीनो ह्रियमाणो विहायसा ।
दैत्येन यस्तृणावर्तमहन् कण्ठग्रहातुरम् ॥ ६ ॥
क्वचिद्धैयङ्गवस्तैन्ये मात्रा बद्ध उलूखले ।
गच्छन्नर्जुनयोर्मध्ये बाहुभ्यां तावपातयत् ॥ ७ ॥
वने सञ्चारयन् वत्सान् सरामो बालकैर्वृतः ।
हन्तुकामं बकं दोर्भ्यां मुखतोरिमपाटयत् ॥ ८ ॥
वत्सेषु वत्सरूपेण प्रविशन्तं जिघांसया ।
हत्वा न्यपातयत् तेन कपित्थानि च लीलया ॥ ९ ॥

ज्ञातं तथाप्युत्तरोत्तरं सामर्थ्यदर्शनात् पूर्वकार्याण्यप्येतद्धेतुकानीत्येवावधार्यते, पाने तयापि न ज्ञातमित्येतदर्थं दृष्टान्तमाह कालेनेव वयस्तनोरिति, यथा तनोः शरीरस्य वयः प्रत्यहं क्षीयमाणमपि कालेन पुरुषो न जानाति तथा भगवता पेपीयमानाः प्राणाः पूतनया न ज्ञाता अन्यथा प्रतिक्रियां कुर्यात् पलायेत वा,तस्मादेवमलौकिकं सामर्थ्यं बाल्येपि ॥४॥ किञ्चाधःशयानस्य हिन्वतश्चरणौ चालयतो"हिम् चलन"इति, मास्यस्य मासत्रयपरिमितस्य सङ्ख्यानुक्तिर्वर्षाभावार्था नाद्यापि वर्षः परिच्छेदको नाप्ययनं किन्तु मासा एव परिच्छेदका अत एव चरणावुदूर्ध्वं हिन्वतः सतः, न तु तदर्थं हिन्वतः, तथापि विपर्यस्तं सदनः शकटमपतत्,

पादचालने निमित्तमाहू रुदत इति,अनेनाशक्तिर्दृढीकृता, तत्रापि प्रपदेन पादाग्रेण, आ ईषदुत्तं सत् विपर्यस्तं विपरीतं सदपतत्, साधनाल्पत्वं कार्यमहत्त्वं चोक्तम् ।।५।। क्रमेण भगवच्चरित्रं वदन्तस्तृणावर्तवधमाहुरेकहायन इति, अयमेकहायन एकवार्षिक आसीन उपविष्टो न तु चलितुं समर्थस्तादृशोपि दैत्येन विहायसा नीतो निरालम्ब एवाकाशे तमहन् मारितवान् ,तत्रापि न युद्धं किन्तु कण्ठग्रहेणैव, यदैव कण्ठे गृहीतस्तदैवातुरो जातः, मातुः प्रदर्शनादिकम-प्रसिद्धमिति न तद्वर्णनम् ।।६।। ततः क्रमाज् जातं यमलार्जुनभङ्गमाहुः क्वचिदिति, हैयङ्गवस्य स्तैन्ये निमित्ते शिक्षार्थं मात्रोलूखले योजितस्तादृशोप्यर्जुनयोर्मध्ये बाहुभ्यां गच्छन् पश्चादुलूखलस्य भारत्वात् पादद्वयेन सहोलूखलस्याकर्षणमेव गमनं तु बाहुभ्यामेव, बाहुभ्यां वापातयत्, यथादृष्टवचना हि ते, तेषामेतदेवाश्चर्यमुभयोः पातनमुभाभ्यामिति ।।७।। ततो वृन्दावने बलभद्रसहितो वत्सांश्चारयन् बालकैर्वृतो विशेषसामर्थ्यमप्रकाशयन्नपि हन्तुकामं बकमरिं शत्रुभूतं,न तु प्रासङ्गिकं,मुखत एवापाटयत्,एतत् सर्वजनीनं,बालानां पलायनमप्य-शक्यं, स तु विपाटितवानेव, वत्सबकयोर्व्यत्यासेन कथनमनवधानात् क्रमाग्रहणात्, नाप्येतेषां क्रमे तात्पर्यं, बाहुभ्यां पातनं बाहुभ्यामुत्पाटनमिति बाह्वोः सामर्थ्यकथनार्थं, यमलार्जुनयोर्भङ्ग-कथनानन्तरं बकनिरूपणमतः पश्चात् ।।८।। एकहस्तसाध्यं वत्सासुरवधमाहुर्वत्सेष्विति, वत्स-रूपेण जिघांसया वत्सेषु प्रविशन्तं तदानीमेव ज्ञात्वा मारयितुमागत इति, प्रथमत एव तं परिभ्रामणेन हत्वा तेन कपित्थानि न्यपातयत्,चकारात् तमपि वृक्षशाखां वा, महाबलकार्यं

श्लोकार्थ :-५

જેને હજુ ઉંમરમાં ત્રણ જ માસ થયો હતો, જે રડતો હતો અને નીચે સૂતો હતો. તેના બે ચરણ ઉંચે હલાવવાથી ચરણનો આગલો ભાગ જેને લાગેલો છે તે ગાડું ઉંધુ થઈ ગયું. (૫)

જ્યારે એક જ વર્ષનો હતો અને બેઠેલો હતો. ચાલવાને શકિતમાન ન હતો અને દૈત્યથી આકાશમાર્ગે લઈ જવાતો હતો ત્યારે કંઠથી ગ્રહણકરી પીડા પામેલ તૃણાવર્તને મારી નાખ્યો. (૬)

કોઈક સમયે માખણની ચોરી કરી ત્યારે માતાએ ખાંણીયા સાથે બાંધ્યો હતો ત્યારે બે હાથથી યમલાર્જુન વૃક્ષોની વચ્ચે જતાં તે વૃક્ષો પડી ગયાં. (૭)

વૃંદાવનને વિષે બલદેવજી સહીત બાળકોથી વીંટાએલા ગાયોને ચરાવતા હતા. ત્યારે મારવાની ઈચ્છાવાળા બલ શત્રુને મુખેથી ચીરી નાખ્યો. (૮)

મારવાની ઈચ્છાથી વત્સરૂપથી વત્સોમાં પ્રવેશ કરી. તેનો વધ કરી, લીલાવડી કાંઠને

પાડયાં. (૯)

ભાવાર્થ, સુબોધિનીજી :-૫

વળી નીચે સૂતો હતો. તેના બે ચરણ ઊંચે હલાવતા તે માત્ર ત્રણ માસનો હતો. હજુ એક વર્ષ પણ પુરૂ થયું નહતું. તે બે ચરણ ઊંચે હલાવ્યા કરતો હતો. તે કાંઇ ગાડાને પાડવાને હલાવતો ન હતો. તો પણ ગાડું ઊંધું થઇ પડી ગયું. તે રડતો હતો તેથી તેનામાં શકિત ન હતી. છતાં ચરણના હલાવાતાં આગલા ભાગથી ગાડું ઉંધુ થઇ પડી ગયું. તેથી સાધન બહુ અલ્પ હોવા છતાં મોટું કાર્ય થઇ ગયું. (૫)

ક્રમથી ભગવદ ચરિત્ર કહેતાં તૃણાવર્ત વધ હવે કરે છે.

આ એક વર્ષનો હતો. તે બેઠેલો અને ચાલવાને શકિતવાળો ન હતો. દૈત્યથી આકાશમાર્ગે લઇ જવાતો. તેમાં કાંઇ યુદ્ધ કરવાની જરૂર પડી નહિ, પણ કંઠ ગ્રહણ કરીને ગળચી દાબીને મારી નાખ્યો. જેવો તેને કંઠથી પકડયો કે તેને પીડા થવા લાગી.

યશોદા માતાને મુખમાં બ્રહ્માંડનું દર્શન કરાવ્યું. એ ગોપોને ખબર નહિ હોવાથી અહીં વર્ણન કર્યું નથી.

પછી યમલાર્જુન ભંગની લીલા કહે છે. (૬)

નવનીતની ચોરીના નિમિત્તથી શિક્ષા કરવા માતાએ ખાંણીયા સાથે બાંધ્યો. ત્યારે બે હાથથી ચાલીને બે વૃક્ષો યમુલાર્જુનની વચ્ચે જતાં તે પડી ગયાં. પાછળ ખાંણીયું પણ ખેચાતું હતું. બે હાથ વડે પાડી નાખ્યાં. તે ગોપો તો જેવું જોયું તેવું કહે છે. બે હાથથી વૃક્ષોને પાડી નાખ્યાં એ મોટું આશ્ચર્ય હતું. (૭)

પછી વૃંદાવનમાં બલભદ્રની સાથે વત્સોને ચરાવતો . બાલકોથી વીંટળાયેલો, મારવાની ઇચ્છાવાળો બક દૈત્ય જે શત્રુ હતો તેને મુખેથી ચીરી નાખ્યો. આ વાત બધા જાણે છે. બાલકો તો દોડી જવાને પણ સમર્થ નહિ છતાં આ બાલકે તે દૈત્યને ચીરી નાખ્યો. ક્રમ પ્રમાણે કહેલું નથી કારણ કે આ ગોપોને ક્રમથી કહેવાનું કાંઇ તાત્પર્ય ન હતું. બે હાથનું સામર્થ્ય બતાવવા યમલાર્જુન ભંગ કહેવામાં આવ્યો. તે પછી બક દૈત્યને ચીરી નાખ્યો તે કહ્યું.

એક જ હસ્તથી વત્સાસુરનો વધ કર્યું તે હવે કહે છે. (૮)

વત્સરૂપથી મારવાથી ગાયોના ટોળાંમાં પ્રવેશ કરી આ તો મારવા આવ્યો છે એમ જાણીને તેને ચકકર ચકકર ફેરવીને તેને માર્યો અને તેના વડે કાંઠાં પાડયાં. આ મોટુ કાર્ય

પણ લીલા વડે કર્યું.

હવે ધેનુકવધ કહે છે. (૯)

हत्वा रासभदैतेयं तद्बन्धूंश्च बलान्वितः ।
चक्रे तालवनं क्षेमं परिपक्वफलान्वितम् ॥ १० ॥
प्रलम्बं घातयित्वोग्रं बलेन बलशालिना ।
अमोचयद् व्रजपशून् गोपांश्चारण्यवह्नितः ॥ ११ ॥
आशीविषं तमाहीन्द्रं दमित्वा विमदं ह्रदात् ।
प्रसह्योद्वास्य यमुनां चक्रेसौ निर्विषोदकाम् ॥ १२ ॥
दुस्त्यजश्चानुरागोस्मिन् सर्वेषां नो व्रजौकसाम् ।
नन्द ते तनयेस्मासु तस्याप्यौत्पत्तिकः कथम् ॥ १३ ॥
क्व सप्तहायनो बालः क्व महाद्रिविधारणम् ।
ततो नो जायते शङ्का व्रजनाथ तवात्मजे ॥ १४ ॥

तत्, तादृशमपि लीलया कृतवान् ॥९॥ ततो धेनुकवधमाहुर्हत्वा रासभदैतेयमिति, बहवो धेनुकसदृशा हता इति "प्रधानेन व्यपदेशा भवन्ती"तिन्यायेन बलभद्रेण सहभावमात्रं, वस्तुतो भगवतैव हत इति हत्वा रासभदैतेयमित्युक्तं, रासभो भूत्वा दैतेयो धेनुकस्तद्बन्धवोपि रासभास्तानपि हत्वा बलभद्रसहितस्तालवनं क्षेमं चक्रे, यो हि तत्र गच्छति स क्षेमं न प्राप्नोतीति, फलं तु स्वभावत एव प्राप्नोतीत्याह परिपक्वफलान्वितमिति, परिपक्वैः फलैरन्वितम् ॥१०॥ एवं धेनुकवधोपि लोकानां हितार्थमेव न त्वहितार्थं, मारणक्रमाद् धेनुकवधानन्तरं प्रलम्बवधो निरूप्यते, मध्ये जातं कालीयदमनमग्रे वक्ष्यन्ति, उग्रमपि प्रलम्बं बलभद्रेण घातयित्वा बलभद्रे घातकशक्तिं दत्वा, स्वस्य मारकत्वे प्रयोजनाभावात्, व्रजपशून् गोपांश्चारण्यवह्नितोमोचयद् दावानलान् मोचितवान् ॥११॥ वह्निसाम्याद् विषाग्निमपि निरूपयन्त्याशीविषमिति, आशी नाम विषदंष्ट्रा तत्र विषं यस्य स्वाभाविकविषादधिकविषयुक्तोहीन्द्रः सर्पश्रेष्ठस्तं प्रसिद्धं कालियमन्यैः सर्तुमपि भीयते तादृशं ह्रदाद् ह्रदं प्राप्य ह्रदमध्ये दमित्वा प्रसह्य बलाद् ह्रदादुद्वास्य दूरीकृत्य यमुनां निर्विषोदकां चक्रे, अनेन यद् गरुडस्यासाध्यं यमादीनां देवानामपि, अन्यथा गरुडः शत्रुं मारयेद् यमुनां वा यमादिः शुद्धां कुर्यात्, दमनं च सुतरामशक्यं निर्विषकरणं च ॥१२॥ एतत् सर्वं बाह्यं निरूप्यान्तरं निरूपयन्ति दुस्त्यज इति, अस्मिन् कृष्णे सर्वेषामेव नोस्माकमनुरागोपि दुस्त्यजः, न ह्यन्योद्भवे सम्बन्धिनि साधारणसम्बन्धमात्रेण वित्तात् पुत्रात् प्राणादप्यधिकः स्नेहो भवितुमर्हति, तर्हि पुत्र एवास्य न भवत्यकस्मादेवागत इति मन्तव्यं, तत्राहुर्नन्द ते तनय इति, क्वचिद् गुर्वादिषु कस्यचित् स्नेहोपि भवेन् न तु सर्वेषां, न वा व्रजौकसां ज्ञानमस्ति, अतो वस्तुसामर्थ्यादेवैवं जायत इति, किञ्च तस्याप्यस्मास्वौत्पत्तिक एव स्नेहो

नान्येषां बालकानां, एतत् कथं भवेत्? अतो वस्तुसामर्थ्यात् क्रियासामर्थ्याच्च धर्मविचारेण धर्मिविचारेण वा महान् भवतीति कथं तव पुत्रो भवेत् ॥१३॥ आस्तां तावदन्यदिदमधुना जातमत्याश्चर्यमित्याहुः क्व सप्तहायनो बाल इति,सप्तहायनो बालः क्व महाद्रिविधारणं च क्व? अतः कार्यकारणयोर्लोकन्यायेन विरोधात् तवात्मजे नः शङ्का जायते, अस्माकमेतदतिसन्दिग्धं तव पुत्रो भवति न वेति, विधिपक्षे कृतार्थां भविष्यामोविधिपक्षेपराधाः क्रियन्त इति को वेद किं भविष्याम इति भवति विचारणा ॥१४॥



શ્લોકાર્થ : ૧૦

ગધેડારૂપી ધેનુક દૈત્યને બંધુઓ બલભદ્ર સાથે રહીને મારીને પાકાં ફલથી ભરેલા તાલવનને નિર્ભય કર્યું. (૧૦)

બલવાન પ્રલંબને ભલબદ્ર દ્વારા મરાવીને, વ્રજના પશુઓને અને ગોપોને દાવાગ્નિથી છુટા કર્યા. (૧૧)

જે પ્રસિદ્ધ કાલીય સર્પ જેની દાઢમાં વિષ હતું. તેને ધરામાં જઈને , મદ વિનાની કરીને, ત્યાંથી દૂર કરીને યમુનાને ઝેર વિનાની નિર્મલ જલવાળી કરી. (૧૨)

આ બધું બહારનું નિરૂપણ કરીને હવે હૃદયની અંદરનું શ્લોકથી નિરૂપણ કરે છે.

હે નન્દ ! અમે બધા વ્રજવાસીઓનો તારા પુત્ર પ્રત્યેનો અનુરાગ ત્યાગ કરી શકાય એવો નથી. એનો અમારા ઉપર ઉત્પત્તિથી જ સ્નેહ છે. એ કેમ બની શકે? (૧૩)

સાત વરસનો બાલક કયાં ? કયાં મોટા પર્વતનું ધારણ કરવું? તેથી હે વ્રજનાથ અમને શંકા થાય છે કે આ તારો પુત્ર છે કે નહિ ? (૧૪)

ભાવાર્થ સુબોધિનીજી :-૧૦

ધેનુકના જેવા ઘણાને તેણે માર્યા. સૈનિકે કહેલું તે રાજાએ કરેલું ગણાય એ ન્યાયથી બલદેવ સાથે હતો. ખરેખર ! ભગવાને જ તેને હણ્યો હતો. ગધેડો થઈને દૈત્ય ધેનુક આવ્યો હતો. તેથી રાસભ દૈત્યને હણીને એમ કહ્યું. બલભદ્રની સાથે રહીને તાલવનને નિર્ભય કર્યું. ફલ તો જે ત્યાં જાય તેને મળતાં હતાં. તે પાકા ફલથી ભરેલું હતું. તેને નિર્ભય કર્યું. (૧૦)

એ પ્રમાણે ધેનુક વધ લોકોના કલ્યાણ માટે હતો. હવે પ્રલંબાસુરના વધ લોકોના

કલ્યાણ માટે હતો. હવે પ્રલંબાસુરના વધનું નિરૂપણ કરવામાં આવે છે. કાલીય દમન આગળ કહેશે.

બહુ સામર્થ્યવાળા પ્રલંબને બલભદ્ર દ્વારા મરાવીને, તેને મારવાની શકિત આપીને, પોતાને તેને મારવાનું પ્રયોજન ન હતું. અને વ્રજના પશુઓને અને ગોપોને દાવાગ્નિથી બચાવ્યા.

ઉપર મુજબ દાવાગ્નિ પછી કાલીય વિષનું નિરૂપણ કરે છે. (૧૧)

દાઢમાં જેને વિષ છે એવા સ્વભાવિક વિષથી અધિક વિષવાળો સર્પોમાં શ્રેષ્ઠ પ્રસિદ્ધ કાલીયને ધરામાં જઈને બલથી તેને ધરામાંથી દૂર કરી, યમુનાજીને ઝેર વિનાની નિર્મળ જલવાળી કરી . આથી એમ સૂચવે છે કે જે ગરૂડથી, યમથી અને દેવોથી જે ન થઇ શક્યું તે બાળકે કર્યું. જો એમ ન હોત તો ગરૂડ પોતાના શત્રુને કાલિયને મારત અથવા યમ વિગેરે યમુનાજીને શુદ્ધ કરત. કાલિયદમન કરવું તેમને માટે અશક્ય હતું. અને ઝેર વિનાની યમુનાને કરવી તે પણ અશક્ય હતું. (૧૨)

અમારો આ કૃષ્ણ માટેનો પ્રેમ ત્યાગ કરી શકાય એમ નથી. નન્દને ત્યાં જન્મ્યો હોય, સંબંધ માત્ર હોય પણ દાન, પુત્ર પ્રાણથી પણ અધિક સ્નેહ થવો સંભવતો નથી. ત્યાં વળી એવી શંકા થાય કે આ બાલક નંદનો પુત્ર નથી. અકસ્માત આવી પડેલો છે એમ માનવું જોઈએ. તેના ઉત્તરમાં હે નન્દ ! તારા પુત્ર વિષે એ પદો છે. કોઈવાર ગુરૂ પર લોકોનો સ્નેહ હોઈ શકે પણ બધાને તેવો સ્નેહ થઇ શકે નહિ. વળી વ્રજવાસીઓને કાંઇ જ્ઞાન પણ નથી. તેથી આ તો વસ્તુના સામર્થ્યથી જ થાય છે. એમાં શંકા નથી. વળી અમારા પ્રત્યે ઉત્પત્તિથી જ સ્નેહ છે. બીજા બાલકોને અમારી ઉપર એવા સ્નેહ નથી. આવું કેમ બને? માટે તે ધર્મ સ્વરૂપના વિચારેથી એ મહાન છે. એ તારો પુત્ર કેવી રીતે હોઈ શકે? (૧૩)

બીજુ ગમે તેમ હો પણ આ હમણાં જે થયું તે બહુ જ આશ્ચર્ય છે તે શ્લોકથી કહે છે.

સાત વરસનો પુત્ર કયાં ? આ ગિરિરાજને ધારણ કરવું કયાં? એટલે તારા પુત્ર માટે અમને શંકા થાય છે. આ બધું અમને શંકાવાળુ લાગે છે. આ તારો પુત્ર છે કે નહિ ? જો હોય તો અમો કૃતાર્થ થઇશું ન હોય તો અમો બધા અપરાધો કરીએ છીએ. તેથી પછી હમારૂ શું થશે? એવા વિચારો પ્રાપ્ત થાય છે (૧૪)



श्रूयतां मे वचो गोपा व्येतु शङ्कावचोर्भके ।
एनं कुमारमुद्दिश्य गर्गो मे यदुवाच ह ॥ १५ ॥
वर्णास्त्रयः किलास्यासन् गृह्णतोनुयुगं तनूः ।
शुक्लो रक्तस्तथा पीत इदानीं कृष्णतां गतः ॥ १६ ॥
प्रागयं वसुदेवस्य क्वचिज् जातस्तवात्मजः ।
वासुदेव इति श्रीमानभिज्ञाः सम्प्रचक्षते ॥ १७ ॥
बहूनि सन्ति नामानि रूपाणि च सुतस्य ते ।
गुणकर्मानुरूपाणि तान्यहं वेद नो जनाः ॥ १८ ॥
एष वः श्रेय आधास्यद् गोपगोकुलनन्दनः ।
अनेन सर्वदुर्गाणि यूयमञ्जस्तरिष्यथ ॥ १९ ॥

एवं पूर्वपक्षे कृते नन्दः सिद्धान्तमाह श्रूयतामिति,भगवानद्भुतकर्मेति पूर्वपक्षसिद्धान्तयोर्व्यत्यासोन्यथैतद् भगवच्चरित्रं न भवेत्,नन्दस्तु स तादृश एव कश्चिन् महापुरुषो मम गृहे जात इति मन्यते गर्गवाक्यात्, यथा भगवदवताराः क्वचिद् भवन्ति तथायमपि मम गृहेवतीर्ण इति, अतः सम्बन्धोप्यस्ति माहात्म्यं चोपपद्यत इति गर्गवाक्यानि वक्तुमुपक्रमते श्रूयतामिति, हे गोपा भवन्तो न विचारणक्षमा अतो मे वच एव श्रूयतां सर्वैरेव भवद्भिः,ततः किं स्यात् ? अत आह व्येतु शङ्कावचोर्भक इति,अर्भके बालके शङ्कावचनमपगच्छतु मत्पुत्रो भवति न वेति, ननु त्वद्वाक्यं कथं प्रमाणं वादिवाक्यस्याप्रमाणत्वात् तत्राहैनं कुमारमुद्दिश्येति,यदायं कुमारो बालक एव स्थितस्तदैव गर्गो मे मह्यं मां बोधयितुं किञ्चिदुवाच हेत्याश्चर्ये कथमेवं ज्ञातवानिति ॥१५॥

गर्गवाक्यानि पूर्वं व्याख्यातान्यपि पुनरापाततो व्याख्यायन्तेनुवादात्, वर्णास्त्रय इत्यादीनि वाक्यान्यष्टश्लोकैरुक्तानि, किलेति प्रसिद्धे, अस्य बालस्य पूर्वं त्रयो वर्णा जाताः, वर्णशब्दो रूपविशेषे जातिविशेषे च वर्तते तत आह शुक्लो रक्तस्तथा पीत इति, इदानीं कृष्णः कृष्णवर्णत्वं प्राप्तः, सत्यादिष्वेवं भवति रामो रामो रामो वा, इदानीं त्वद्गृहे वर्तमानसमीपे कलौ वा कृष्णधर्मे कृष्णत्वं प्राप्तः, न तु कृष्णः, मध्यन्दिने सवितरि मण्डलस्थकृष्णत्ववदिति कृष्णनामनिरुक्तिः ॥१६॥ वासुदेवनिरुक्तिमाह प्रागयमिति,क्वचिद् देशविशेषे कालविशेषे वा वसुदेवस्यायं पुत्रो जातः, अतो येभिज्ञा एतन्मर्म जानन्ति ते वासुदेव इति प्रचक्षते, वस्तुतस्तु वसुशब्देन धनं वसुरूपो देवो वसुदेवो लक्ष्मीस्तस्याः पतिर्वासुदेव इति तदाह श्रीमानिति, इतीति तत्रापि सम्बध्यते, इतिशब्दस्तदन्ते वा योजनीयः ॥१७॥ न केवलं नामद्वयमेव भगवतः किन्त्वन्यान्यपि बहूनि सन्तीत्याह बहूनीति,रूपाण्यपि सन्ति,ते सुतस्येति सम्बन्धस्थापनार्थं, रूपनाम्नोर्हेतुमाह गुणकर्मानुरूपाणीति, तावन्तो गुणास्तावन्ति च कर्माणि प्रतिरूपनामभेदेन कर्तव्यान्यतस्तेषामनुरूपाणि, तत्र प्रमाणमाह तान्यहं वेदेति, बाधाभावमाह नो जना इति, जनास्तु न जानन्ति ॥१८॥ एवं नामान्युक्त्वा भगवतः कार्याण्याहैष इति, एष

एव वा युष्माक श्रय आधास्यदाधास्यात, "छन्दास लुङ्लङ्लिट" इति भविष्यदथ लङ्, पूतनादिवधस्य कृतत्वात् भूतार्थताप्यस्ति, किञ्च गोपगोकुलयोर्नन्दन आनन्दजनको भविष्यति, किञ्चानेनैव सर्वदुर्गाणि सङ्कटस्थानानि यूयं तरिष्यथ, परमनायासेनैव ॥१९॥

શ્લોકાર્થ :-૧૫

આ પ્રમાણે ગોપોએ પૂર્વપક્ષ કર્યો ત્યારે નન્દ કહે છે. નન્દ કહે છે. હે ગોપો ! મારૂં વચન સાંભળો, બાલકને વિષે એ મારો પુત્ર છે કે નહિ એવી શંકા ન કરશો. આ બાલકની બાબતમાં ગર્ગાચાર્ય જે મને કહ્યું હતું એ સાંભળો ! (૧૫)

દરેક યુગમાં શરીરને ધારણ કરતા આ બાલક શ્વેત, રાતો, પીળો એમ ત્રણ વર્ણ થઈ ગયા એ વાત પ્રસિદ્ધ છે. હાલ કલયુગમાં તે કૃષ્ણ તત્વને પ્રાપ્ત છે. (૧૬)

આ તારો પુત્ર પહેલાં કોઈ કાલમાં અગર દેશમાં વસુદેવને ત્યાં જન્મ્યો હતો. તેથી જેઓ તેનો મર્મ જાણે છે તેઓ તેને વાસુદેવ લક્ષ્મીપતિ એમ કહે છે. (૧૭)

તારા પુત્રના ગુણ અને કર્મ પ્રમાણે બહુ નામો અને રૂપો છે. તેમને હું જાણું છું સામાન્ય માણસો જાણતા નથી. (૧૮)

આ તમારૂં કલ્યાણ કરશે. ગોપો અને ગોકુલને આનંદ આપશે. આનાથી તમો બધા સંકટોને અનાયાસે તરી જશો (૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી :-૧૫

ભગવાન અદભૂત કર્મ કરનાર છે. આ ભગવદ ચરિત્ર છે. ગર્ગાચાર્યના વાકયથી આવોજ કોઈ પુરૂષ મોટો પુરૂષ મારે ત્યાં જન્મ્યો છે. જેમ ભગવાનના અવતાર થાય છે તેમ તે મારે ઘેર અવતર્યો છે અને પુત્ર તરીકે સંબંધ પણ છે. અને મહાત્મ્ય પણ યુકતજ છે. હે ગોપો ! તમે વિચાર કરી જાણતા નથી માટે મારૂં કહેવું સાંભળો ! આ બાલક વિષે શંકા ન કરશો કે આ મારો પુત્ર છે કે નહિ ? મારા વાકયનું પ્રમાણ કહે છે કે તે જયારે બાળક હતો તે સમયે ગર્ગાચાર્યે મને બોધ આપવાને માટે જે કંઈ કહ્યું હતું તે સાંભળો ! (૧૫)

ગર્ગાચાર્યના વચનોનું વ્યાખ્યાન કરી આઠ શ્લોક વડે તે ફરીથી વ્યાખ્યાન કહે છે.

"ફિક" એ પ્રસિદ્ધીના અર્થમાં છે. આ બાલકના ત્રણ વર્ણ થયા હતા. વર્ણ શબ્દનો અર્થ રૂપવિશેષ અને જાતિ વિશેષમાં થાય છે. શ્વેત, રાતો અને પીળો અને હાલ શ્યામ વર્ણ પ્રાપ્ત થયા છે. શ્વેત, ત્રેતા, દ્રાપર અને કલી યુગ મુજબ વર્ણ છે. અથવા રામ, રામ, એ

પ્રકારે થાય છે. હાલ તમારે ઘેર કલિયુગમાં કૃષ્ણત્વને પ્રાપ્ત થયા છે. હાલ તમારે ઘેર કલિયુગમાં કૃષ્ણત્વને તેજના મંડલની વચ્ચમાં કૃષ્ણત્વ જેવાએ છે. એમ કૃષ્ણ નામની નિરૂક્તિ હવે કહે છે. (૧૬)

અમુક દેશમાં અને અમુક કાલમાં આ વાસુદેવનો પુત્ર થયો હતો તેથી તેઓ અભિજ્ઞ છે. એટલે જેઓ મર્મને જાણે છે. તેઓ વાસુદેવ કહે છે. ખરી રીતે વસુ એટલે ધન ધનરૂપ દેવ તે વસુદેવ એટલે લક્ષ્મીપતિ એટલે વસુદેવ.

શ્રીમાન એટલે લક્ષ્મીપતિ એટલે શ્રીમાન પછી ઈતિ શબ્દ મૂકવો. તે તેની સાથે સંબંધ ધરાવે છે.

ભગવાનના માત્ર બેજ નામ છે. એમ નથી પણ બહુ નામ છે. તે હવે કહે છે. (૧૭)

રૂપો પણ ઘણા છે. તેનું કારણ ગુણ અને કર્મને અનુરૂપ હોય છે. તેટલા ગુણો અને કર્મો દરેક રૂપ અને નામથી ભેદ કરવા જોઈએ.તેને અનુરૂપ તેઓ છે. તેમાં પ્રમાણમાં તે હું જાણું છું બીજા સામાન્ય માણસો જાણતા નથી. (૧૮)

આજ તમારૂં કલ્યાણ કરશે. પૂતના વિગેરેનો વધ કરેલો હોવાથી ભૂતકાલનો અર્થ પણ છે. ગોપ અને ગોકુલને બન્ને આનંદ આપનારો થશે. આનાથી બધા સંકટો અનાયસે તરી જશો. (૧૯)




આ અર્થમાં પૂર્વની સંમતિ શ્લોકથી કહે છે.

पुरानेन व्रजपते साधवो दस्युपीडिताः ।
अराजकेरक्ष्यमाणा जिग्युर्दस्यून् समेधिताः ॥ २० ॥
य एतस्मिन् महाभागाः प्रीतिं कुर्वन्ति मानवाः ।
नारयोभिभवन्त्येतान् विष्णुपक्षानिवासुराः ॥ २१ ॥
तस्मान् नन्द कुमारोयं नारायणसमो गुणैः ।
श्रिया कीर्त्यानुभावेन तत्कर्मसु न विस्मयः ॥ २२ ॥
इत्यद्धा मां समादिश्य गर्गे च स्वगृहं गते ।
मन्ये नारायणस्यांशं कृष्णमक्लिष्टकारिणम् ॥ २३ ॥
इति नन्दवचः श्रुत्वा गर्गगीतं व्रजौकसः ।
दृष्टश्रुतानुभावस्य कृष्णस्यामिततेजसः ॥

अत्रार्थे पूर्वसम्मतिमाह पुरानेनेति, पृथुरूपेणान्येन वा, व्रजपत इतिसम्बोधनमज्ञानं नाश्चर्यमितिबोधनार्थं, साधवः सर्व एव दस्युभिः पीडिता दस्यून् जिग्युः, रावणादयोपि दस्यवोराजके चारक्ष्यमाणाः स्थितास्तदानेनैव समेधिता दस्यून् जिग्युः, पृथावेवं तत् स्पष्टम् ॥२०॥ किञ्च य एतस्मिन् महाभागाः परमभाग्यव्यतिरेकेण परं नास्मिन् प्रीतिर्भवत्येतादृशे² प्रीतिं कुर्वन्ति ते मानवा अपि भूत्वा शत्रून् जिग्युः, तदाह नारय इति, अरय एतान् नाभिभवन्ति यतो विष्णुपक्षान् विष्णुः पक्षे येषां वैष्णवानासुरा असुरावेशिनो यथा लोकेपि नाभिभवन्ति, लौकिकी कथेयमिति दृष्टान्तः ॥२१॥ एवं भगवत्सामर्थ्यमुपपाद्योपसंहरति तस्मादिति, अत्र पाठभेदः, अयं कुमारो हे नन्द नारायण-समो गुणैः कृत्वा नारायणतुल्यः श्रिया कीर्त्यानुभावेन च नारायणतुल्यः, एतावद् गर्गवाक्यं, स्वयमाह तत्कर्मसु न विस्मय इति, तस्य भगवतः कर्मसु गोवर्धनोद्धरणादिषु विस्मयो न कर्तव्यः ॥२२॥ एतादृश एवायं मम गृहेवतीर्ण इति समाप्यत एवात्र न विस्मय इति सम्मत्यर्थं स्ववृत्तान्तमाहेत्यद्धेति, अद्धा साक्षात् मां प्रति सम्यगादिश्य भगवत्स्वरूप-मुक्त्वा गर्गे स्वगृहं गते कृष्णं नारायणस्यांशमेवाहं मन्ये,चकारादहमपि गृहे गत्वा,पुरुषोत्र नारायणस्तस्यायमंशावतार इत्येतावज् ज्ञातवान् न त्वधिकं, अधिकमग्रे वक्ष्यति, ब्रह्मांशोय-मित्यस्मिन्नर्थे न केवलं वाक्यं प्रमाणं किन्त्वनुभवोप्यस्तीत्याहाक्लिष्टकारिणमिति, न क्लिष्टं कदाचित् कृतवान् करोति वा, यदि जीवः स्यात् क्लिष्टं कुर्यात्,व्यसनैः पीडितो हि तथा करोति न त्वपीडितः,व्यसनाभावस्तु ब्रह्मण्येव यतः कृष्णो ब्रह्मेत्यहं मन्ये ॥२३॥ एवमुपदेशे यज् जातं तदाहेतीति, गर्गेण पूर्वं गीतं वस्तुतो गर्गादपि पूर्वसिद्धं तदिदानीं नन्दवचः, तच् छ्रुत्वा व्रजौकसोत्यन्तासम्भावनारहिता मुदिता जाता इतिसम्बन्धः, न केवलं वाक्यप्रामाण्यं स्वयमपि कृष्णं तथाभूतं दृष्टवन्त इत्याह दृष्टश्रुतानुभावस्येति, दृष्टः श्रुतश्चानुभावो यस्य, अमितं च तेजो यस्य,स्वरूपतोपि सदानन्दस्य सम्बन्धि गर्गवाक्यं तच् छ्रुत्वा मुदिताः सन्तो नन्दमानर्चुः कृष्णं च गतविस्मयाश्च जाताः, महान् नन्दो यस्यैतादृशः पुत्र इति नन्दपूजा भगवांस्तु पूजनीय एव,आश्चर्याभावः फलं, एवमध्यायत्रयेण सन्देहाभावपूर्वकमुपधर्मनिवृत्तिपूर्वकं भगवन्माहात्म्यं भगवद्धर्मश्च स्थापितः ॥२४॥

શ્લોકાર્થ :-૨૦

હે વ્રજપતિ ! પહેલાં સાધુ પુરૂષો દૈત્યોથી પીડાતા હતા. અને રાજા વિનાની અંધાધુધીમાં રક્ષા વગરના હતા. ત્યારે આનીજ સહાયથી દૈત્યોને જીત્યા હતા. (૨૦)

જેઓ મહા ભાગ્યશાળી હોઈને ભગવાનને પ્રિતિ કરે છે. તેઓ મનુષ્યો હોવા છતાં જેમ વિષ્ણુ તેમની પડખે હોય છે. તેમને અશુરવેસીઓ હરાવી શકતા નથી. શત્રુઓ હરાવી શકતા નથી. (૨૧)

હે નન્દરાયજી ! આ તારો કુમાર ગુણોથી શ્રી, કિર્તિ, અને પ્રભાવથી નારાયણ તુલ્ય છે. તેના કર્મોમાં વિસ્મય ન કરવો. (૨૨)

ગર્ગાચાર્યે મને આ પ્રમાણે સાક્ષાદ ભગવાનનું સ્વરૂપ કહીને પોતાને ઘેર ગયા ત્યારથી હું કૃષ્ણને નારાયણનો અંશ માનું છું. એ કોઈને કલેશ આપતો નથી તેથી હું તેને બ્રહ્મ માનું છું. (૨૩)

કૃષ્ણે એટલે સદાનંદ અને તેનું તેજ માપમાં આવી શકે એમ નથી. જેનો પ્રભાવ પોતે જોયો અને સાંભળ્યો છે. તેના સંબંધી નન્દનું વચન છે કે જે ગંગાચાર્યે પહેલાં ગાયેલું હતું તેને સાંભળીને વ્રજવાસીઓ બહુ આનંદ પામ્યા. નન્દની પૂજા કરી, કૃષ્ણની પૂજા કરી અને આશ્ચર્ય વિનાના થયા. (૨૪)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૨૦

વ્રજપતિ ! એ સંબોધન ગામડાના રાજા હોવાથી તમને જ્ઞાન ન હોય તે આશ્ચર્ય નથી. એ જણાવવા કહે છે. સર્વ સાધુ પુરૂષો દૈત્યોથી પીડાતા હોવાથી દૈત્યો જીત્યા. રાવણ વિગેરે દૈત્યો હતો. જ્યારે રાજા ન હતો અને અંધાધુધી હતી તે સમયે સાધુઓની રક્ષા થતી ન હતી ત્યારે આનાથી સહાયથી દૈત્યોને જીત્યા. તે પૃથુ વિ. માં સ્પષ્ટ છે. (૨૦)

વળી જેઓ મોટા ભાગ્યવાળા છે. ભાગ્યવિના પ્રીતિ થતી નથી. જેઓ તેને પ્રિતિ કરે છે. તેઓ મનુષ્યો હોવા છતાં પણ શત્રુઓને જીતી શકે છે. શત્રુઓ તેમને જીતી શકતા નથી. કારણ કે તેમને પડખે વિષ્ણું છે. જેમ વૈષ્ણવોને અસુરના આવેશવાળાઓ લોકમાં પણ જીતી શકતા નથી. આ લૌકિક કથા છે. તેથી વિષ્ણુનું દૃષ્ટાંત આપ્યું છે. એ પ્રકારે ભગવાનના સામર્થ્યનું ઉપપાદન કરીને હવે સમાપ્ત કરતાં કહે છે. (૨૧)

હે કુમાર, હે નન્દ, ગુણો કરીને નારાયણને તુલ્ય શ્રી, કિર્તિ અને પ્રભાવથી પણ નારાયણ તુલ્ય છે. આ ગર્ગ વાકય છે. પછી નન્દરાય પોતે કહે છે કે એના કર્મો વિષે વિસ્મય કરશો નહિ. ગોર્વધન ધરણમાં વિસ્મય કરશો નહિ. આજ મારે ત્યાં અવતરેલો છે. તેથી મને પણ વિસ્મય નથી. (૨૨)

તેથી પોતાનું વૃતાન્ત હવે શ્લોકથી કહે છે.

મને સારી રીતે ભગવાનનું સ્વરૂપ કહીને ગર્ગાચાર્ય પોતાને ઘેર ગયા. ત્યારથી હું નારાયણનો અંશજ હું માનું છું ઘેર ગયા પછી હું પણ તેને અંશાવતાર છે એવુ માનું છું. તેથી અધિક નહિ. આ બ્રહ્મનો અંશ છે. એ અર્થમાં પ્રમાણ નથી. કિન્તુ અનુભવ પણ પ્રમાણ છે.

તેને કોઈ દિવસ કલેશ આપે એવું કર્યું નથી. કરતો પણ નથી. જો જીવ હોત તો કિલષ્ટ કરત. જે દુઃખોથી પીડીત હોય તેજ કિલષ્ટ કરે. કૃષ્ણ બ્રહ્મ છે એમ હું માનું છું. (૨૩)

એ પ્રમાણે ઉપદેશ કરવાથી શું થયું? તે કહે છે.

ગર્ગે પૂર્વે ગાએલું નન્દનું વચન સાંભળીને વ્રજવાસીઓ જેમને બીલકુલ અસંભવિત લાગતું ન હતું એવા આનંદ પામ્યા એવો અર્થ છે. કેવળ વાકય જ પ્રમાણ ન હતું પણ કૃષ્ણને પણ તેમને જોયા હતા. તેઓ કહે છે કે હમે જોયો છે અને સાંભળ્યો છે. પ્રભાવ પણ જોયો છે તેનું તેજ માપી શકાય એવું નથી. સ્વરૂપથી સદાનંદ છે. તે વચનો સાંભળીને આનંદ પામીને નન્દની પૂજા કરી અને કૃષ્ણની પૂજા કરી અને વિસ્મયવિનાના થઈ ગયા. નંદ મહાન છે. જેનો આવો પુત્ર છે અમે કહી નન્દની પૂજા કરી. ભગવાનતો પૂજા કરવા યોગ્ય છે. એનું ફલ આશ્ચર્યનો અભાવ છે. એ પ્રમાણે ત્રાણ અધ્યાયથી સંદેહના અભાવરૂપ ગૌણધર્મની નિવૃત્તિ પૂર્વક ભગવાનનું મહાત્મ્ય અને ભગવદધર્મ સ્થાપન કર્યા. શુકદેવજી ભગવાનને નમસ્કાર કરે છે તે કહે છે. (૨૪)

देवे वर्षति यज्ञविप्लवरुषा वज्राश्मपरुषानिलैः
सीदत्पालपशुस्त्रि आत्मशरणं दृष्ट्वानुकम्प्युत्स्मयन् ॥
उत्पाट्यैककरेण शैलमबलो लीलोच्छिलीन्ध्रं यथा
बिभ्रद् गोष्ठमपान् महेन्द्रमदभित् प्रीयान् न इन्द्रो गवाम् ॥ २५ ॥

॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे त्रयोविंशोध्यायः ॥

एतादृशधर्मप्रवर्तकं भगवन्तं शुको नमस्यति देव इति, स भगवान् गवामिन्द्रो नोस्माकं प्रीयात् प्रीतो भवतु, स एव प्रीतो भवति यः कस्यचित् कदाचित् प्रीतो भवति, अतस्तस्य प्रीतिलीलामाह देव इन्द्रे वर्षति सति,वर्षणमपि न यादृच्छिकं किन्तु यज्ञविप्लवरुषेन्द्र-यागस्य विप्लवो नाशस्तेन रुड् रोषो न केवलं वृष्टिमात्रं किन्तु वज्राश्मपरुषानिलैः सह वज्रोश्मा परुषानिलश्च सात्त्विकतामसैराजसा निरूपिताः, ततः किमत आह सीदत्पाल-पशुस्त्रीति, सीदन्तः पालाः पशवः स्त्रियश्च यत्र व्रजे तत् सीदत्पालपशुस्त्रि तादृशमप्यात्मशरणमात्मैव शरणं रक्षको यस्य तादृशं दृष्ट्वानुकम्पी जातः कृपावाञ् जातः, ततस्तद्दुःखनिवृत्त्यर्थमुत्स्मयन्नूर्ध्वं स्मितं कुर्वन् गोपानामज्ञानं स्थापयन्नेवैककरेण शैलं गोवर्धनमुत्पाट्याबलो बालो यथा लीलयोच्छिलीन्ध्रमुत्पाट्य बिभर्ति तथा बिभ्रद् गोष्ठमपाद् रक्षितवान्, न केवलं गोष्ठरक्षैव फलं किन्तु महेन्द्रमदभिद् महेन्द्रस्यापि मदं भिनत्ति गवां चेन्द्रो गोविन्द इत्याख्यां बिभर्ति, भाव्यर्थोयं, स प्रीयादितिप्रार्थना ॥२५॥

શ્લોકાર્થ :-૨૫

યજ્ઞના નાશના ક્રોધથી ઈંદ્ર જ્યારે વ્રજ, પત્થર અને સખ્ત પવન સાથે વર્ષા કરતો હતો ત્યારે ગોપાલો, પશુઓ અને સ્ત્રીઓ જેની અંદર દુઃખી થતાં હતાં એવું વ્રજ, જેના રક્ષક ભગવાન હતા, તેમને જોઈને , કૃપાવાળા થઈને મોટેથી હાસ્ય કરીને જેમ બાલક કુતરાની ટોપીને એક હસ્તથી ધારણ કરીને વ્રજનું રક્ષણ કર્યું અને મહેન્દ્રના મદને ભાંગી નાખ્યો. અને ગોવિંદ નામથી ધારણ કરે છે તે પ્રસન્ન થાઓ. (૨૫)

ભાવાર્થ, સુબોધિનીજી :-૨૫

તે ભગવાન ગાયોના ઈંદ્ર અમારા ઉપર પ્રસન્ન થાઓ. કોઈ પણ વખત પ્રસન્ન થતો હોય ત્યારે તે તેની લીલાથી કહે છે. ઈંદ્ર વર્ષતો હતો, ઈંદ્રના યાગના નાશથી ક્રોધે ભરાઈને કેવળ વૃષ્ટિ માત્ર નહિ પણ વ્રજ અને પત્થર સહીત, ધણા જોરદાર વાયુ સાથે વરસવા લાગ્યો. સાત્વિક, રાજસ અને તામસનું નિરૂપણ કર્યું. તેમાં શું થઈ ગયું? તેના ઉત્તરમાં ગોપાલો, પશુઓ અને સ્ત્રીઓ જે વ્રજમાં દુઃખી થતાં હતાં તે વ્રજ. તેનું રક્ષણ કરનાર ભગવાન હતા. તેનું દુઃખ જોઈને તેમને કૃપા ઉત્પન્ન થઈ, તેથી હાસ્ય કરીને એક હસ્તથી ગોવર્ધનને ઉંચકીને જેમ બાલક લીલાથી કુતરાની ટોપીને ઉંચકીને ધારણ કરે તેમ ધારણ કરીને ગોકુલનું રક્ષણ કર્યું. માત્ર ગોકુલની રક્ષા કરી એટલું ફલ નથી પણ ઈંદ્રના ગર્વને પણ ભાંગી નાખ્યો અને જે ગાયોના ઈંદ્ર એટલે ગોવિંદ એવું નામ ધારણ કરે છે. તે અમારા પર પ્રસન્ન થાઓ એવી પ્રાર્થના શુકદેવજી કરે છે.(૨૫)

દશમ સ્કંધ પૂર્વાર્ધ અધ્યાય ૨૩મો

સાધન પ્રકરણ

સંપૂર્ણ






## ॥ चतुर्विंशोध्यायः ॥

॥ श्रीशुक उवाच ॥

गोवर्धने धृते शैल आसाराद् रक्षिते व्रजे ।
गोलोकादाव्रजत् कृष्णं सुरभिः शक्र एव च ॥ १ ॥

विविक्त उपसङ्गम्य व्रीडितः कृतहेलनः ।
पस्पर्श पादयोरेनं किरीटेनार्कवर्चसा ॥ २ ॥

दृष्टश्रुतानुभावस्य कृष्णस्यामिततेजसः ।
नष्टत्रिलोकेशमद इन्द्र आह कृताञ्जलिः ॥ ३ ॥

**चतुर्विंशे भगवतो अभिषेको निरूप्यते । स्तुतिः शिक्षा तथेन्द्रस्य कामधेन्वादिभिः कृता ॥१॥**
**यथा रक्षा सुसंसिद्धा मदाभावस्तथा यदि । तदैव भगवत्कार्यं सर्वं सफलतां व्रजेत् ॥२॥**
**गोरक्षा चेद्धरिकृता नाधिदैविकगामिनी । तया वा दासभावश्चेन् न चाप्यङ्गीकृतः क्वचित् ॥३॥**
**स्वयं वा स्वामिभावेन न स्वीकुर्यान् मुरद्विषम् । तदेयं भगवल्लीला प्रमाणं नैव जायते ॥४॥**
**अतो हेतूक्तिरप्येषा सत्फला वर्ण्यते स्फुटा । इन्द्रयागश्च भविता यस्मादिन्द्रो हरिः स्वयम् ॥५॥**

पूर्वाध्याये सन्देहाभावो निरूपितोतो भगवदुक्तमेव कर्तव्यमिति स्थापितं, तद् यदि परम्परयेन्द्रयागत्वेन प्रसिद्धं कर्म नेन्द्रयागत्वमापद्येत तदा प्रसिद्धिविरोधः स्यादिति भगवत इन्द्राभिषेको निरूप्यते, न केवलं भगवानेव स्वयमिन्द्रो जातः किन्तु सर्वैरेवेन्द्राभिषेककर्तृभिरिन्द्रः कृत इति वक्तव्यं तदर्थमिन्द्रस्य कामधेनोश्चागमनमाह गोवर्धन इति, गोवर्धने शैले धृत इन्द्रमानभङ्गादिन्द्रः समागतोन्यथा भगवान् गोवर्धनधारणेन क्लिष्ट इव तत् स्मृत्वेन्द्रं मारयेदतः क्षमापनीय इति, आसाराद् धारासम्पाताच्च रक्षिते गोकुले स्ववंशो रक्षित इति सुरभिः समागता, न हि प्राकृतैः स्ववंशीयैर्भगवत्पूजा कर्तुं शक्यातः स्वयमागता चकारादन्येपि तदीया देवा उत्सवार्थं समागता इति ज्ञातव्यम् ॥१॥ तत्र प्रथममपराधनिवृत्तिः कारणीयेतीन्द्रस्योपाख्यानमुच्यते तत्र समागत इन्द्रो भगवन्तं प्रार्थितवानित्याह विविक्त इति, एकान्ते भगवत्समीपं गतो भक्ता अपकृता इति कदाचित् तेनिष्टं वदेयुः, लज्जां च हेतुत्वेन वक्ष्यति, अप्रार्थिते सर्वनाशो भविष्यतीति प्रार्थनावश्यकी, अत एकान्ते निकटे गतः, तत्रापि व्रीडितो लज्जितः, कृतं हेलनं येनेति भीतश्च, अत एनं भगवन्तं पादयोः पस्पर्श, अर्कवर्चसा किरीटेन मुग्नपृष्ठः शिरो भगवत्पादयोः स्थापितवान्, महत एतत् सर्वापराधक्षमापकम् ॥२॥ एवं नमस्कारं कृत्वा स्तोत्रं कर्तुमारेभे दृष्ट इति, ननु देवा नानृतं वदन्ति नाप्यारोपेणायं च भगवतो नोत्कर्षं जानात्यन्यथापराधं न कुर्याद् विपरीतबुद्धिश्चातः कथं स्तोत्रमिति चेत् तत्राह दृष्टश्रुतानुभावस्येति, दृष्टो गोवर्धनोद्धरणलक्षणः श्रुतः पूतनासुपयःपानादिरनुभावो यस्य,

किञ्च न केवलं दृष्टश्रुतानुभावमात्रत्वमन्यदप्यधिकमस्तीति ज्ञापयति, यथा जाज्वल्यमानोग्निः सर्वमेव धक्ष्यतीति ज्ञायते तथा भगवत्तेजोपि परिदृश्यमानं सर्वं कर्तुं समर्थमित्यवसीयते, तदाहामिततेजस इति, अत एव नष्टस्त्रिलोकेशोहमितिमदो यस्मात इन्द्र इति नाममात्रं भगवदधिकारी कृताञ्जलिः सन्नाहाग्रे वक्ष्यमाणम् ॥३॥



## દશમ સ્કંધ પૂર્વાર્ધ તામસ સાધન પ્રકરણ

## અધ્યાય ૨૪મો

### કારીકા :-

ચૌવીશમા અધ્યાયમાં કામધેનુ વિગેરેએ કરેલા ભગવાનના અભિષેકનું નિરૂપણ કરવામાં આવે છે. તેમજ ઈંદ્રની સ્તુતિ અને ઈંદ્રની શિક્ષાનું નિરૂપણ કરવામાં આવે છે. (૧)

જેમ વ્રજની રક્ષા સારી રીતે સિદ્ધ થઈ તેમ ઈંદ્રનો મદ પણ મટે અને સિદ્ધ થાય ત્યારે ભગવદકાર્ય સફલ થાય.(૨)

હરિએ કરેલી ગૌરક્ષા જો અધિદૈવિક પર્યન્ત પહોંચતી ન હોય તો અને જો તે સુરભિ (કામધેનું) દાસભાવ ન અંગિકાર કરે તો પોતે ભગવાનને સ્વામીભાવથી સ્વીકાર ન કરે તો આ લીલા ભગવદલીલામાં પ્રમાણરૂપ થાય નહિ તેથી એ હેતુ પણ સ્ફૂટ રીતે સત્ફલવાળી વર્ણન કરવામાં આવી છે. વળી ઈંદ્રયાગ પણ થશે કેમકે હરિ પોતેજ ઈંદ્ર છે. (૩)(૪)(૫)

ગયા ત્રેવિશમા અધ્યાયમાં ભગવાન વિષે જે સંદેહ હતા તે દૂર કર્યા. તેથી એમ સ્થાપન કર્યું કે ભગવાન જેમ આજ્ઞા કરે તેમ કરવું જોઈએ. તેથી પરંપરાથી ચાલતું આવેલું ઈંદ્રયાગનું પ્રસિદ્ધ કર્મ જો પાછું ઈંદ્રયાગપણું પ્રાપ્ત ન કરે તો પ્રસિદ્ધનો વિરોધ આવે તેથી ભગવાનને ઈંદ્રરૂપે જે અભિષેક થવો તેનું નિરૂપણ કરવામાં આવે છે. ભગવાન પોતેજ ઈંદ્ર થયા. એટલું જ નહિ પરંતુ ઈંદ્રને અભિષેક કરનારાઓએ બધાએ ભગવાનને ઈન્દ્રાભિષેક કર્યો એમ કહેવું જોઈએ. તેથી ઈંદ્ર અને કામધેનું અહીં આવ્યાં તે હવે શ્લોકથી કહે છે.

**શ્લોકાર્થ :-૧**

શ્રી શુકદેવજી કહે છે. જ્યારે ભગવાને ગોર્વધન પર્વતને ધારણ કર્યો અને વર્ષાધારાથી વ્રજનું રક્ષણ કર્યું. ત્યારે ગોલોકમાંથી સુરભિ, ઈંદ્ર અને બધા દેવતાઓ કૃષ્ણ પાસે આવ્યા. (૧)

એકાન્તમાં ભગવાન પાસે આવીને લજ્જા પામેલા અપરાધીએ સૂર્યના જેવા તેજવાળા કિરીટ સહીત ભગવાનના બંને ચરણોને સ્પર્સ કર્યો. (૨)

એ પ્રકારે નમસ્કાર કરીને સ્રોત્ર કરવાનું શરૂ કરે છે. કૃષ્ણ કે જેમનું તેજ માપી શકાય એમ નથી અને જેનો પ્રભાવ જોયો હતો. અને સાંભળ્યો હતો. તેમને હાથની અંજલી કરીને હું ત્રિલોકનો ઈશ્વર છું એવો મંદ નષ્ટ થવાથી, નીચે પ્રમાણે પ્રાર્થના કરી. (૩)

ભાવાર્થ, સુબોધિનીજી :-૧

જયારે ભગવાને ગોર્વધન પર્વતને ધારણ કર્યો ત્યારે ઈંદ્રના માનનો ભંગ થવાથી ઈંદ્ર પોતે આવ્યો. જો ન આવે તો ગોર્વધનને ધારણ કરવાથી જાણે કલેશ થયો હોય તેમ તે કલેશનું સ્મરણ કરીને ભગવાન ઈંદ્રને મારે તેથી ભગવાનની ક્ષમા માગવી જોઈએ. વળી વર્ષાધારાથી ગોકુલનું રક્ષાણ થવાથી પોતાનું વંશનું પણ રક્ષાણ થયું. તેથી સુરભિ(કામધેનુ) પણ આવી. લીલા સંબંધ પોતાના વંશમાં ઉત્પન્ન થએલી ગાયોની ભગવાનની પૂજા થઈ શકવાની નથી એમ સમજીને પોતે આવી. તેથી સુરભી અને ઈંદ્રના સંબંધિ બધા દેવો ઉત્સવ માટે આવ્યા એમ સમજવું.

પ્રથમ અપરાધની નિવૃત્તિ કરાવવી જોઈએ તેથી ઈંદ્રનું ઉપાખ્યાન કહેવામાં આવે છે. ત્યાં આવેલા ઈંદ્રે ભગવાનની પ્રાર્થના કરી તે હવે કહે છે. (૧)

એકાન્તમાં ભગવાન પાસે ગયો કેમકે ભકતોનો અપરાધ કર્યો હતો તેથી કદાચ ઈંદ્રનું ભુડુ બોલે. વળી લજ્જા પણ લાગી તેથી એકાન્તમાં ગયો. જો પ્રાર્થના ન કરે તો પોતાના સર્વસ્વનો નાશ થાય તેથી પ્રાર્થના કરવી આવશકય છે. એટલે તે ભગવાન પાસે એકાન્તમાં ગયો. તેને લજ્જા પણ આવી હતી. પોતે અપમાન કર્યું હતું. તેથી તેને બ્હીક પણ લાગી હતી. તેથી આ ભગવાનના બંને ચરણોમાં સ્પર્સ કર્યો. સૂર્યના જેવા તેજવાળા કિરીટ સહીત પીઠ સુધી વાંકાં વળીને પોતાનું શિર ભગવાનના બન્ને ચરણોની અંદર મૂકર્યું. આ મોટાઓની અપરાધની ક્ષમા કરવાનું સાધન છે. (૨)

દેવો જુઠુ બોલતા નથી. જેમ છીપમાં રૂપું દેખાય તેથી છીપમાં રૂપાનો આરોપ થાય એમ આરોપથી પણ જુઠુ બોલતા નથી. આ ઈંદ્ર ભગવાનનો ઉત્કર્ષ જાણતો નથી. જો જાણતો હોત તો અપરાધ કરત નહિ. તો તેને સ્તોત્ર કેવી રીતે કર્યો? તેના જવાબમાં ગોર્વધનના ઉદ્ધરણરૂપ ભગવાનનો પ્રભાવ જોયો. પૂતનાના પ્રાણ સહીત સ્તન્યપાનનું પ્રભાવ સાંભળ્યો. એવી રીતે જોઈને અને સાંભળીને તેથી અધિક પણ જેમ જાજવલમાન ભગવાનનું તેજ બધું કરવાને સમર્થ છે. વળી તે તેજ માપી શકાય એમ નથી. તેથી હું

ત્રિલોકનો ઈશ્વર છું તેવો ઈંદ્રનો મદ નષ્ટ થઈ ગયો અને ભગવાનનો નીમેલો અધિકારી બે હસ્તની અંજલી કરી પ્રાર્થના કરતો બોલ્યો.

ઈંદ્ર દશપ્રાણરૂપ દશ શ્લોકથી ભગવાનની સ્તુતિ કરે છે. આ ઈંદ્રમાં ક્રિયાશકિત પ્રધાન છે અને આ વેદબાહ્ય ઈંદ્રમાં પણ ક્રિયાશકિત પ્રધાન છે. પોતાના પુરૂષાર્થની સારી રીતે સિધ્ધિ પ્રાપ્ત કરવાને માટે તે છ ગુણવાળા ભગવાન માધવની સ્તુતિ કરે છે.

ભગવાનના ગુણો નિદુષ્ટ છે. તેમનામાં ક્રોધ નથી. તે ક્રોધનો હેતુ અને ફલ એ બંને ભગવાનને નથી. પ્રથમ ભગવાનમાં ક્રોધ નથી તે શ્લોકથી કહે છે. (૩)

॥ इन्द्र उवाच ॥

**विशुद्धसत्त्वं तव धाम शान्तं तपोमयं ध्वस्तरजस्तमस्कम् ।**
**मायामयोयं गुणसम्प्रवाहो न विद्यते ते ग्रहणानुबन्धः ॥ ४ ॥**

**भगवन्तं स्तौति दशभिः प्राणश्लोकैः,**

**क्रियाशक्तिप्रधानोयं बाह्यश्चायं तथाविधः । पुरुषार्थप्रसिद्ध्यर्थं षड्गुणं स्तौति माधवम् ॥१॥**

**निर्दुष्टा भगवद्गुणा इति वक्तुं प्रथमं दण्डकरणेन प्राप्तं क्रोधं निवारयति द्वाभ्यां हेतुफलाभ्यां, तत्र प्रथमं भगवतः क्रोधे हेतुर्नास्तीत्याह विशुद्धसत्त्वमिति, परमार्थतस्तु सर्वात्मा सर्वकर्ता सर्वप्रेरकोतः क्रोधः सम्भावित एव न, आविर्भावप्रकारेणापि लीलापि क्रोधे हेतुर्नास्तीत्युच्यते, तत्र क्रोधे रजस्तमसी हेतू ते त्वयि न स्त इत्याह विशुद्धसत्त्वं तव धामेति, शुद्धं रजस्तमोभ्यामसम्पृक्तं विशेषेण शुद्धं सत्त्वेनाप्यसम्पृक्तं तत् तव धाम स्थानं "सत्त्वं विशुद्धं वसुदेवशब्दित"मिति, तत्र भगवानाविर्भवतीति वासुदेवः,किञ्च धाम तेजोपि सात्त्विकमेव भगवत्तेजस्त्वमेव वा, किञ्चेदं सत्त्वं शुद्धसत्त्वान्तरेणाप्यमिश्रितं तज् जीवस्थं तरतमभावापन्नं भवत्यत इदं सत्त्वं परमकाष्ठापन्नमेव, तदाह शान्तमिति, परमा शान्तिः सत्त्वोत्कर्षो ज्ञानादयोवान्तरभेदा अल्पविक्षेपरूपाः, अन्यथा कथं बोधयेत् कथं वा त्यजेत् कथं वा भजेत् ? अतः शान्तिरेव परमकाष्ठा, नन्वज्ञानस्यापि शान्तिः परमकाष्ठा भवति वृक्षादिषु सुषुप्तौ च तथोपलम्भादतस्तद्व्यावृत्त्यर्थमाह तपोमयमिति, तपस्तु विहितज्ञानात्मकं तेजोरूपमत एव तदव्यतिरिक्तं सन्तापयति, सुतरां भगवत्तपस्तु ज्ञानमयं "यस्य ज्ञानमयं तप"इतिश्रुतेरतो भवाद् या शान्तिरुपरतिरूपा सा नात्र ग्राह्यात एव 'शम उपशम' इति, आत्मसमीपे यः सन्तिष्ठति स उक्तो न तु शान्तिमात्रे निरोधेनाज्ञानसमीपे वातस्तपोमयमित्युक्तं, ननु रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारते"ति यथा सत्त्वं प्रबलमेवं "रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं तथे"त्यपि, "न तदस्ति पृथिव्यां वे"ति च केवलसत्त्वस्य बाधः,तत्राह ध्वस्तरजस्तमस्कमिति, ते रजस्तमसी येन लोकानामपि रजस्तमसी यो नाशयति तं को वा नाशयेत् ? आधि-**

दैविक एव तादृशस्य नाशको भवति, स च व्यवस्थया स्थापितस्ते गुणाश्चाप्राकृताः सच्चिदानन्दधर्मरूपाः प्राकृतेभ्यो भिन्ना अन्यथा "प्रकृतिजैस्त्रिभिर्मुक्तं सत्त्वं पृथिव्यादिषु नास्ती"ति न वदेत् तस्यैवाप्रसिद्धत्वाद् गुणावताराश्च भगवतोप्राकृता न भवेयुः, किञ्च सत्त्वस्य सत्त्वसम्बन्धः कथं भवेद् भेदाभावेतस्ते त्रयो गुणा ब्रह्मविष्णुशिवेष्वेव प्रतिष्ठिता अतः सच्चिदानन्दधर्मत्वाद् यदा ब्रह्मादिष्वितरापेक्षा तदेतरभजँनं सति सत्त्वं चिति रज आनन्दस्तमसीति भगवांस्तु कदाचिद् विष्णोः सत्त्वमाधारत्वेन गृह्णाति यदि न केवलः समायाति, प्रकृते तु केवलोपीन्द्रेण भ्रमात् तथा ज्ञायतेन्यथा "प्रागयं वसुदेवस्य क्वचिज्जात"इति न वदेत् सर्वदैव वसुदेव एव जायमानत्वादत इदानीं केवलोपि सत्त्वाश्रित उच्यते, पूर्वभ्रमापेक्षयायं भ्रम उत्तम इति स्तुतित्वमन्यथा व्यापिवैकुण्ठे सर्वान् नेतुं न शक्नुयात्, सत्त्वं त्वाधारत्वेनैव गृहीतमिति विष्णोरपि तथा सामर्थ्यं क्वचिदुच्यते "ब्रह्मेव सगुणं बभा"वित्यत्रापि विष्णुरेव गृह्यतां तदवतारा भगवान् वा क्वचिदन्यथा कृष्णवद् बभावित्येव वदेदत इन्द्रो विष्णुं भगवन्तं जानातीति स्वज्ञानानुसारेणाह, यदा भगवत्सत्त्वं सर्वरजस्तमोनाशकं तदा तदाश्रित्य स्थिता माया तत्र दुरापास्तेत्याह मायामयोयमिति,

શ્લોકાર્થ :-૪

ઈંદ્ર કહે છે. તમારૂં ધામ (સ્થાન) વિશુધ્ધ, સત્વરૂપ છે. શાન્ત છે. તપોમય છે. રજોગુણ અને તમો ગુણનો જેને નાશ કરેલો છે એવું છે. આ ગુણનો સારી રીતે ચાલતો પ્રવાહ માયાથી ભરપુર છે. તમારૂં જ્ઞાન પ્રાપ્ત કરવા યોગ્ય નથી. (૪)

ભાવાર્થ, સુબોધિનીજી :-૪

વાસ્તવિક રીતે ભગવાન સર્વાત્મા છે. સર્વકર્તા છે અને સર્વના પ્રેરક છે. એમનામાં ક્રોધનો સંભવજ નથી. ભગવાન આર્વિભાવ પામીને લીલા કરે છે. તેમાં પણ ક્રોધનો સંભવ નથી. ત્યાં ક્રોધમાં રજોગુણ અને તમોગુણ હેતુ છે. તે તમારામાં નથી. તેથી કહે છે કે તમારૂં ધામ વિશુદ્ધ એટલે વિશેષ પ્રકારે શુદ્ધ એટલે સત્વગુણનો પણ સ્પર્શ નથી. એવું તમારૂં સત્વ. તેમાં ભગવાન આર્વિભાવ પામે છે. તેથી તે વાસુદેવ કહેવાય છે.

વળી ધામનો અર્થ તેજ લઈએ તો પણ ભગવાનનું તેજ સાત્વિક છે. સત્વજ ભગવાનનું તેજ છે. બીજા કોઈ સત્વ સાથે તે મીશ્રિત નથી. બીજુ સત્વ તો જીવમાં હોય છે. અને તેમાં ઓછા વતાનો ભાવ હોય છે. પણ આ ભગવાનના તેજરૂપ સત્વ પરમ કાષ્ઠાપન્ન છે. પરમ શાંતિ એ સત્વનો ઉત્કર્ષ છે. જ્ઞાન વિગેરે તેના અવાન્તર ભેદો છે અને વિક્ષેપરૂપ છે. જો તે અલ્પ ન હોય તો ઈંદ્ર બોધ કેમ કરે ? ત્યાગ કેમ કરે ? અથવા ભજન પણ કેમ કરે? તેથી શાન્તિજ પરમ કાષ્ઠાપન છે. અજ્ઞાનમાં પણ તે પરમકાષ્ઠાને પામેલી

છે. કારણ કે વૃક્ષમાં અને નિદ્રામાં આપણને પરમ શાંતિ જોવા મળે છે. તપ તો વિધાન કરેલા જ્ઞાનરૂપ છે. અને તેજોમય છે. તે તેજ વિનાનાને સંતોષ આપે છે. તો પછી ભગવાનનું તપ તો જ્ઞાનમય હોય જ કેમ કે શ્રુતિએ કહ્યું છે કે જેનું તપ જ્ઞાનમય છે. તેની મૂઢતામાં જે ઉપરતિરૂપ શાંતિ રહેલી છે. તે અહીં ગ્રહણ કરવાની નથી તેથી રામ એટલે ઉપશમ એમ કહ્યું છે. તેમાં "उपना" અર્થ સમીપમાં હોવાથી આત્માની સમીપ જે શાંત રહે તે સમજવો. માત્ર શાંતિમાંજ નિરોધથી અથવા અજ્ઞાન રહે નહિ તેથી "**तपोमयम्**" કહ્યું.

ગીતામાં કહયું છે કે રજો ગુણ અને તમોગુણનો પરાભવ કરીને હે ભારત! સત્વગુણ રહે છે. તેથી જેમ સત્વ પ્રબલ થાય છે. તેમજ રજોગુણ અને તમોગુણનો પરાભવ કરીને રહે છે. તેથી જેમ સત્વ પ્રબલ થાય છે. તેમજ રજોગુણ અને તમોગુણનો પરાભવ કરીને રહે છે. વળી એમ પણ કહ્યું છે કે પૃથ્વીમાં સ્વર્ગમાં અને દેવોમાં એ ગુણો સિવાય બીજી કોઈ વસ્તુ નથી. તેથી ઉપર કેવળ સત્વ કહ્યું. તેનો બાધ આવે એવી શંકામાં ઉત્તર આપે છે.

રજોગુણ અને તમોગુણ જે નાશ કરે. તેનો પોતાનો નાશ કોણ કરી શકે? તેવાનો નાશ કરનાર તો આધિદૈવિક ગુણ જ હોઈ શકે. તેનું વ્યવસ્થાયી સ્થાપન કર્યું. તે ગુણો અપ્રાકૃત છે. સત્ ચિત્ત અને આનંદના ધર્મરૂપ છે. તેથી પ્રાકૃત ગુણોથી જુદા છે. જો એમ ન હોત તો પ્રકૃતિના ગુણોથી મુકત સત્વ પૃથ્વીમાં નથી એમ ગીતામાં ન કહેત. પૃથ્વીમાં એવું સત્વ અપ્રસિદ્ધ છે. આ ગુણો અપ્રાકૃત ન કહેવાય. વળી જો સત્વમાં પાકૃત અને અપ્રાકૃત એવા ભેદ ન હોત તો એક સત્વને બીજા સત્વ સાથેનો સંબંધ કેવી રીતે થાત? એ ત્રણ ગુણો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશમાં પ્રતિષ્ઠિત થઈને રહેલા છે.

તેથી સત્, ચિત્ત અને આનંદના તે ધર્મો હોવાથી જ્યારે બ્રહ્મા વિગેરેને બીજા ગુણની અપેક્ષા હોય છે. ત્યારે બીજા વિષ્ણુ અને શીવનું ભજન કરે છે. સત્‌માં સત્વ રહેલું છે. ચિત્તમાં અને શીવનું ભજન કરે છે. સત્‌માં સત્વ રહેલું છે. ચિત્તમાં રજો ગુણ રહેલો છે. અને તમસ્‌માં તમસ્ હોય ત્યારે વિસ્મૃતિ હોવાથી આનંદનો અનુભવ થાય છે. તેથી તમસ આનંદનો ધર્મ છે.

ભગવાન તો કદાચિત વિષ્ણુના સત્વને આધાર તરીકે ગ્રહણ કરે છે. જ્યારે તેને આધાર તરીકે ગ્રહણ કરતા નથી ત્યારે કેવળ પ્રગટ થાય છે. ચાલતા પ્રસંગમાં તો ભગવાન કેવળ છે તોપણ ઈંદ્રને ભ્રમથી એમ લાગે છે કે ભગવાને સત્વનો આધાર લીધો છે. જો એમ નહિ માનીએ તો પહેલાં આ વસુદેવથી કોઈ સ્થળે ઉત્પન્ન થયા હતાં. એમ ગર્ગાચાર્ય ન કહેત. કારણ કે તમારા કહેવા મુજબ વસુદેવમાંજ પ્રગટ થાય. તેથી હાલમાં જો કે ભગવાન

કેવલ છે. છતાં પણ ઈંદ્ર ભ્રમથી કહે છે કે ભગવાને સત્વનો આશ્રય લીધો છે. ઈંદ્રના પહેલાના ભ્રમમાં ભગવાનને કેવળ મનુષ્ય માનતો હતો. તેના કરતાં આ બીજા ભ્રમમાં સારો છે. તેથી ભગવાનની સ્તુતિ કરે છે. જો ભગવાન કેવળ ન હોત તો બધાને આખા ગોકુલને વ્યાપિવૈકુંઠમાં કેવી રીતે લઈ જઈ શકત?

વિષ્ણુનું પણ સામર્થ્ય કોઈવાર કહેવામાં આવે છે.

સગુણ વિશુદ્ધ સત્વવાળુ બ્રહ્મ વિષ્ણુરૂપ પ્રકાશ્યું.

ગ્રહણ થઈ શકે અને કદાચિત ભગવાનનું પણ ગ્રહણ થઈ શકે નહિતો કૃષ્ણની માફક શોભ્યા એમજ કહત . તેથી ઈંદ્ર ભગવાનને વિષ્ણુ તરીકે જાણતો હોવાથી પોતાના જ્ઞાનને અનુસાર કહે છે. જ્યારે ભગવાનનું સત્વ સર્વ રજોગુણ અને તમોગુણનું નાશક છે. તો પછી રજસ્ અને તમસ્ ગુણોને આધારે રહેલી માયા તો ત્યાં હોય જ ક્યાંથી? તે શંકામાં કહે છે કે આ સર્વ દેવ, પક્ષિ, મનુષ્યરૂપના ગુણોનો સારી રીતે ચાલતો પ્રવાહ માયાથી પ્રચુર એટલે ભરેલો છે. કારણ કે માયા એ ગુણોનું કારણ છે. જો આ પ્રવાહ માયામય ન હોય તો દેખાઈ શકત જ કેમ? માટે આ બધુ પ્રાકૃત છે. જે અપ્રાકૃત હોય તે તો દેખાય જ નહિ. માટે આ પ્રાકૃત પ્રપંચ જગત તમારૂં જ્ઞાન પ્રાપ્ત કરી શકતું નથી. તેથી પ્રાકૃત દષ્ટિથી આને અપકાર કર્યો, આણે ઉપકાર કર્યો એવું તમારામાં સંભવતું નથી. (૪)

ભગવાનતો બીજાઓની વૈષમ્ય બુદ્ધિનો નાશ કરે છે. તેથી તેમનામાં એવી વૈશમ્ય બુદ્ધિ હોય જ નહિ. તેથી તેનાથી થતો ક્રોધ ભગવાનમાં હોય જ નહિ તેમાં કહેવું જ શું? તે કહે છે.

कुतो नु तद्धेतव ईश मन्युलोभादयो येऽबुधलिङ्गभावाः ।
तथापि दण्डं भगवान् बिभर्ति धर्मस्य गुप्त्यै खलनिग्रहाय ॥ ५ ॥
पिता गुरुस्त्वं जगतामधीशो दुरत्ययः काल उपात्तदण्डः ।
हिताय चेच्छातनुभिः समीहसे मानं विधुन्वन् जगदीशमानिनाम् ॥ ६ ॥

अयं सर्वोपि गुणानां सम्यक्प्रवाहो देवतिर्यङ्मनुष्यादिरूपो मायामयो मायाप्रचुरो गुणानां कारणभूतत्वान् मायायाः, तत्र प्रमाणमाहायमिति, अन्यथा कथं दृश्यः स्यात्? तस्मात प्राकृतमेवैतत् सर्वमप्राकृतं तु न दृश्यत इति तस्मादयं प्राकृतोपि प्रपञ्चस्ते ग्रहणस्य ज्ञानस्यानु-बन्धरूपो न भवत्यतः प्राकृतदृष्ट्यायमपकारं कृतवानयमुपकारं कृतवानिति तव न सम्भवति ॥४॥ यद्येषा वैषम्यबुद्धिरेव नास्त्यन्येषामपि तादृशबुद्धिनाशकत्वात् तदा वैषम्यबुद्धिकृतानि कार्याणि

क्रोधादीनि न भवन्तीति किं वक्तव्यमित्याह कुत इति, न्विति वितर्के तद्धेतवो ग्रहणहेतवो माया-हेतवो वा कुतो भवेयुः? किञ्च हे ईश यदि तवापि ते स्युस्तदा तत्पारवश्यादीशत्वं नोपपद्येत यद्यपि बहव एव दोषा निराकर्तव्यास्तथापि प्रकृते द्वयं प्रतिभात्यपकारिणि कोपो द्रव्ये लोभश्चेत्यत आह मन्युलोभाद्य इति,मन्यू राजसो लोभस्तामस इति वा,नन्वेते दृष्टाः कथं निराक्रियन्ते? तत्राहा-बुधलिङ्गभावा इति, अबुधानामज्ञानां लिङ्गभावो लिङ्गत्वं येषां ते ह्यज्ञानिनं ज्ञापयन्ति न तु सर्वज्ञा धीरास्तज्ज्ञापका वातः श्रुतिविरोधान् न तेङ्गीकर्तव्याः,न हि क्रोधादयो भगवति कैश्चिदनु-भूताः कार्येण कल्पनं त्वन्यथाप्युपपद्यते ये प्राकृतेषु क्रोधादिभिर्जायन्ते ते भगवतीति स्वत एव न हि दोषेणैव कार्यं भवति गुणेन न भवतीति वक्तुं शक्यं दुःखादप्यश्रूण्यानन्दादप्यश्रूणि तथा प्रकृतेपि क्रोधादपि निग्रहोनुग्रहादपि निग्रह इत्यतः प्रमाणयुक्तिबाधान् न भगवति क्रोधादयः, एवमपि सति भगवान् दण्डं बिभर्त्यतो ज्ञायते धर्मरक्षार्थं खलानां निग्रहार्थं च तत् करोतीति लौकिकभगवतोरेतावान् विशेषः,एकत्र फलाभावोपरत्र लौकिकसाधनाभाव इति साधनं भगवानेव तत्र साधनं स्वरूपमेवेतिसिद्धान्तः, फलं भ्रमप्रतिपन्नमन्यथा प्रवृत्तिर्न स्यात्,यदि भगवानेवं न कुर्यात् पाषण्डप्रवृत्त्या धर्मनाशः स्यात्,स च सर्वेषां श्रेयोरूपः,किञ्च यदि स्वानुभावं न प्रकाशयेद् गोवर्धनोद्धरणादिना तदा खला न निगृहीताः स्युः, अत्र दण्डद्वयं पूर्वस्थितस्य नाशोधिकताडनं च,एकस्तु दण्डत्वेन न व्यवह्रियत इत्येकवचनं,एवं कृत एवैतद् भव-तीति तवैव ज्ञानं नान्यस्येतिभगवानित्युक्तं,अतस्तस्य फलसाधकत्वेन प्रमाणान्तरं न मृग्यम् ॥५॥

एवं श्लोकद्वयेन दण्डः कृतः परं प्रयोजनार्थमिति निरूपितमिदानीं शिक्षैवैषा न तु दण्ड इत्याह पितेति, पुत्रा हि पितृभिस्ताड्यन्ते गुरुभिश्च शिष्या राजभिश्च प्रजाः कालादिभिश्च पुरुषा न चैते दण्डं कुर्वन्ति किन्तु शिक्षामेव, त्वं तु सर्वेषां सर्वरूपो जनकत्वात् पिता वेदकर्तृत्वाद् गुरुः सर्वेषामेव जगतामधीशः स्वामी ब्रह्मादीनामप्यधिकारसम्पादकोतोधीशो दुरत्ययः कालो मृत्युः कालमृत्युर्हि न केनाप्यतिक्रान्तो भवति, उपात्तो दण्डो येन स यमः,परलोकेपि दुःखदाता तवैवाधिकारिणस्त इति कर्मकारणात् प्रेरणाद्वातः सर्वत्राधिकृतो भवानेवेतीच्छातनुभी राजादिशरीरैर्लोकानां हितायैव दण्डं समीहसे जगदीशमानिनां मानं च विधुन्वन्,इच्छातनवो मत्स्यादयोपि,पुरुषः पिता मत्स्यो गुरुरधीशः कूर्मो वराहश्च मृत्युदण्डधारिणौ नृसिंहवामनौ तथान्यत्रापि ज्ञेयं, चकारान् मोक्षाय च तेषां जगतश्च ॥६॥

શ્લોકાર્થ : ૫

હે ઈશ! માયાના અને ગ્રહણના હેતુઓ ક્રોધ, લોભ વિગેરે તમારામાં ક્યાંથી જ હોય? તે તમારામાં છે એવું સમજનારા અજ્ઞાની છે. તે છતાં તમે દંડ કરો છો તે ધર્મની રક્ષા માટે અને દુષ્ટનો નિગ્રહ કરવાને માટે કરો છો કારણ કે તમે ભગવાન છો. તેથી આમ કરવાથી આમ થશે એવું જ્ઞાન તમને જ છે. (૫)

તમે પિતા છો. ગુરૂ છો, જગતના અધિશ્વર છો. દુ:ખથી યમરૂપ છો. જગતના ઈશ્વર માનને દૂર કરીને તેમના કલ્યાણ માટે અને મોક્ષ માટે ઈચ્છાથી શરીર ધારણ કરીને તમો દંડ આપો છો.(૬)



## ભાવાર્થ, સુબોધિનીજી :-૫

ક્રોધ વિગેરે પરિણામો ભગવાનને હોઈ શકે નહિ. વળી હે ઈશ! જો તમને પણ તેવા હેતુઓ હોય તો તેવા હેતુઓને પરવશ તમે થઈ જાઓ તો તમારૂં ઈશત્વ રહી શકશે નહિ. જો કે દોષો દૂર કરવાના છે તો પણ ચાલતા પ્રસંગમાં બે દોષ સ્પષ્ટ દેખાય છે. અપકાર કરનાર ઈંદ્ર ઉપર કોપ અને યજ્ઞના દ્રવ્યનો લોભ. ક્રોધ રાજસ છે. અને લોભ તામસ્ છે.

જો એમ શંકા થાય કે આ બંને તો સ્પષ્ટ માલમ પડે છે તો તે કેમ દૂર થઈ શકે ? તેનો ઉત્તર "**अबुधकिंगभावा**" પદથી છે. અજ્ઞાન લીંગ અથવા ચિન્હ છે. જેનું એવા અજ્ઞાની પુરૂષો છે. સર્વજ્ઞ અને ધીર પુરૂષોનું ચિન્હ આવું હોઈ શકે નહિ તેથી શ્રુતિનો વિરોધ આવવાથી એવા અજ્ઞાનીનું માનવું આપણે કબુલ કરવું નહિ. ભગવાનમાં ક્રોધ છે તે તો કોઈના અનુભવમાં નથી. જો માત્ર કાર્ય અને પરિણામથી ઈંદ્રયાગ ભંગ વિગરેથી ક્રોધની કલ્પના ભગવાનમાં કરવામાં આવે તો તે ખરી નથી. કારણ કે તેતો ક્રોધ વગર પણ થઈ શકે છે. પ્રાકૃત પુરૂષોમાં જે કાર્યો ક્રોધ વિગેરેથી જોવામાં આવે છે તે ભગવાન વિષે ક્રોધ વગર પણ થાય છે. સ્વભાવથી જ થાય છે. માત્ર દોષથી જ તેવું કાર્ય થાય છે. ગુણથી થતું નથી એમ કહેવું શકય નથી. કારણ કે દુ:ખથી પણ આંસુ આવે છે. આનંદથી પણ આંસુ આવે છે. તેમ ચાલતા પ્રસંગમાં ક્રોધથી પણ ઈંદ્રનો નિગ્રહ થાય અને અનુગ્રહથી પણ ઈંદ્રનો નિગ્રહ થાય તેથી ભગવાનમાં ક્રોધ છે એમ માનવામાં કોઇ પ્રમાણ નથી. અને યુકિત પણ નથી. આમ હોવા છતાં ભગવાન દંડ કરે છે. તેથી એમ સમજાય છે કે ધર્મની રક્ષા માટે અને દુષ્ટનો નિગ્રહ કરવા માટે ભગવાન દંડ કરે છે. તેથી લૌકિકમાં અને ભગવાનમાં આવો તફાવત છે તે સમજવો. લૌકિકમાં ધર્મરક્ષારૂપ ફલ હોતું નથી. અને ભગવાનમાં લૌકિક સાધનરૂપ ક્રોધ હોતો નથી. સાધન ભગવાન જ છે. ફલ નકિક નથી. અને ભ્રમવાળું છે. ફલના અભાવમાં પ્રવૃતિ ન જ થાય. જો ભગવાન દંડ ન કરે તો પાખંડ જ પર્વતે અને ધર્મનો નાશ થાય. ધર્મ તો બધાના કલ્યાણરૂપ છે. ભગવાન જો પોતાનો પ્રભાવ ગોર્વધન ઉદ્ધરણ દ્વારા ન કરે તો દુષ્ટનો નિગ્રહ ન થાય. અહીં બે દંડ કહેલા છે. ઈંદ્રના સ્વામીપણારૂપ યાગનો નાશ અને ગોર્વધન ઉદ્ધરણથી માનભંગરૂપ શિક્ષા. એક વચન વડે દંડ એકજ બનાવ્યો છે અને ઈંદ્રયાગભંગને દંડ નથી માન્યો. ભગવાન પદ મૂકેલ છે. તેથી ફલના

તમે પિતા છો. ગુરૂ છો, જગતના અધિશ્વર છો. દુઃખથી યમરૂપ છો. જગતના ઈશ્વર માનને દૂર કરીને તેમના કલ્યાણ માટે અને મોક્ષ માટે ઈચ્છાથી શરીર ધારણ કરીને તમો દંડ આપો છો.(૬)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૫

ક્રોધ વિગેરે પરિણામો ભગવાનને હોઈ શકે નહિ. વળી હે ઈશ! જો તમને પણ તેવા હેતુઓ હોય તો તેવા હેતુઓને પરવશ તમે થઈ જાઓ તો તમારૂં ઈશત્વ રહી શકશે નહિ. જો કે દોષો દૂર કરવાના છે તો પણ ચાલતા પ્રસંગમાં બે દોષ સ્પષ્ટ દેખાય છે. અપકાર કરનાર ઈંદ્ર ઉપર કોપ અને યજ્ઞના દ્રવ્યનો લોભ. ક્રોધ રાજસ છે. અને લોભ તામસ્ છે.

જો એમ શંકા થાય કે આ બંને તો સ્પષ્ટ માલમ પડે છે તો તે કેમ દૂર થઈ શકે ? તેનો ઉત્તર **"अबुधकिंगभावा"** પદથી છે. અજ્ઞાન લીંગ અથવા ચિન્હ છે. જેનું એવા અજ્ઞાની પુરૂષો છે. સર્વજ્ઞ અને ધીર પુરૂષોનું ચિન્હ આવું હોઈ શકે નહિ તેથી શ્રુતિનો વિરોધ આવવાથી એવા અજ્ઞાનીનું માનવું આપણે કબુલ કરવું નહિ. ભગવાનમાં ક્રોધ છે તે તો કોઈના અનુભવમાં નથી. જો માત્ર કાર્ય અને પરિણામથી ઈંદ્રયાગ ભંગ વિગરેથી ક્રોધની કલ્પના ભગવાનમાં કરવામાં આવે તો તે ખરી નથી. કારણ કે તેતો ક્રોધ વગર પણ થઈ શકે છે. પ્રાકૃત પુરૂષોમાં જે કાર્યો ક્રોધ વિગેરેથી જોવામાં આવે છે તે ભગવાન વિષે ક્રોધ વગર પણ થાય છે. સ્વભાવથી જ થાય છે. માત્ર દોષથી જ તેવું કાર્ય થાય છે. ગુણથી થતું નથી એમ કહેવું શકય નથી. કારણ કે દુઃખથી પણ આંસુ આવે છે. આનંદથી પણ આંસુ આવે છે. તેમ ચાલતા પ્રસંગમાં ક્રોધથી પણ ઈંદ્રનો નિગ્રહ થાય અને અનુગ્રહથી પણ ઈંદ્રનો નિગ્રહ થાય તેથી ભગવાનમાં ક્રોધ છે એમ માનવામાં કોઈ પ્રમાણ નથી. અને યુકિત પણ નથી. આમ હોવા છતાં ભગવાન દંડ કરે છે. તેથી એમ સમજાય છે કે ધર્મની રક્ષા માટે અને દુષ્ટનો નિગ્રહ કરવા માટે ભગવાન દંડ કરે છે. તેથી લૌકિકમાં અને ભગવાનમાં આવો તફાવત છે તે સમજવો. લૌકિકમાં ધર્મરક્ષારૂપ ફલ હોતું નથી. અને ભગવાનમાં લૌકિક સાધનરૂપ ક્રોધ હોતો નથી. સાધન ભગવાન જ છે. ફલ નકિક નથી. અને ભ્રમવાળું છે. ફલના અભાવમાં પ્રવૃતિ ન જ થાય. જો ભગવાન દંડ ન કરે તો પાખંડ જ પર્વતે અને ધર્મનો નાશ થાય. ધર્મ તો બધાના કલ્યાણરૂપ છે. ભગવાન જો પોતાનો પ્રભાવ ગોર્વધન ઉદ્ધરણ દ્વારા ન કરે તો દુષ્ટનો નિગ્રહ ન થાય. અહીં બે દંડ કહેલા છે. ઈંદ્રના સ્વામીપણારૂપ યાગનો નાશ અને ગોર્વધન ઉદ્ધરણથી માનભંગરૂપ શિક્ષા. એક વચન વડે દંડ એકજ બનાવ્યો છે અને ઈંદ્રયાગભંગને દંડ નથી માન્યો. ભગવાન પદ મૂકેલ છે. તેથી ફલના

સાધનપણામાં બીજુ પ્રમાણ શોધવાની અપેક્ષા રહેતી નથી. (૫)

એ પ્રમાણે બે શ્લોકથી નિરૂપણ કર્યું. જો કે ભગવાને ઈંદ્રને દંડ કર્યો પણ તે પ્રયોજન માટે જ કર્યો. આ તો શિક્ષા જ કરી છે. દંડ નથી કર્યો. તે હવે કહે છે.

પિતાઓ પુત્રોને મારે છે, ગુરૂઓ શિષ્યોને મારે છે. રાજાઓ પ્રજાને મારે છે. કાલ મનુષ્યોને મારે છે. આ જે મારે છે તે દંડ નથી કરતા કિન્તુ શિક્ષા જ કરે છે. તમે તો સર્વના સર્વરૂપ છો. તમે જન્મ આપનાર હોવાથી પિતા છો. વેદના કર્તા હોવાથી ગુરૂ છો. સર્વ જગતના સ્વામી છો. બ્રહ્માદિને તમો અધિકાર આપો છો તેથી તમે અધિશ્વર સ્વામી છો. દુ:ખથી તરી શકાય તેવો કાલ મૃત્યુ છે. કાલરૂપી મૃત્યુનું ઉલ્લધંન કોઈનાથી પણ થઈ શકતું નથી. જે દંડ કરે છે તે યમ છે. પરલોકમાં પણ દુખ આપે છે. તે બધા તમારા નીચેના અધિકારીઓ છે. કર્મ કરવાનાર તમે હોવાથી અને પ્રેરણા કરનાર તમો હોવાથી સર્વેના અધિકારી તમો છો. તેથી ઈચ્છામાં આવે તેવા શરીરો ધારણ કરીને, રાજા વિગેરેના શરીરો લઈને લોકોના કલ્યાણ માટે તમે દંડ કરો છો. જગતના ઈશ્વર જેઓ પોતાને માને છે. તેમના અભિમાનને તમે દુર કરી નાખો છો. ઈચ્છા તનુઓથી મત્સ્યાદિ અવતારો પણ સમજવા ભગવાનનો પુરૂષાવતાર પિતારૂપ છે. મત્સ્યા અવતાર ગુણરૂપ છે. અધિશ્વર રૂપ કર્મ એ વરાહાવતાર છે. મૃત્યુ અને દંડ કરનાર નૃસિંહ અને વામનાવતાર છે. ગયા શ્લોકમાં ભગવાન કલ્યાણ માટે જ દંડ કરે છે. તેમાં શા માટે દંડ કરે છે. તેમાં શંકા થાય તે માટે ઈંદ્ર પોતાના દષ્ટાંતથી વિવરણ કરે છે. (૬)

ये मद्विधाज्ञा जगदीशमानिनस्त्वां वीक्ष्य काले भयमाशु तन्मदम् ।
हित्वार्यमार्गं प्रभजन्त्यपस्मया ईहा खलानामपि तेनुशासनम् ॥ ७ ॥
स त्वं ममैश्वर्यमदप्लुतस्य कृतांहसस्तेविदुषः प्रभावम् ।
क्षन्तुं प्रभोथार्हसि मूढचेतसो मैवं पुनर्भून्मतिरीश मेसती ॥ ८ ॥
तवावतारोयमधोक्षजेह भुवो भराणामुरुभारजन्मनाम् ।
चमूपतीनामभवाय देव भवाय युष्मच्चरणानुवर्तिनाम् ॥ ९ ॥

तत्र हितं सन्दिग्धमिति स्वदृष्टान्तेन विवृणोति ये मद्विधा इति, अहमिन्द्रो यथैवमेव वरुणादयोज्ञा मूर्खा अन्यथा कथं नन्दं नयेयुः ? तेषामज्ञानस्थानमाह जगदीशमानिन इति, यद्यपि भगवदाज्ञा क्रियत इतिबुद्ध्यभावे सर्वमेव मौढ्यकृतं तथापि जगदीशा वयमित्यभिमानः स्पष्टः, मोहकार्यत्वेन तादृशाः, काले स्वावसरेन्तकाले भयरूपं त्वां वीक्ष्याशु शीघ्रं

वयमीश्वरा इति तन्मदं परित्यज्यार्यमार्गं नामस्मरणादिकं तुलसीगोपीचन्दनादिधारणं च प्रपद्यन्ते, यथेदानीमहं नमस्कारे प्रवृत्त एवमपि केचित् प्रपद्यन्ते, यावत् पुनर्भयात्मकमपि त्वां न प्रपश्यति तावन्नार्यमार्गं प्रपद्यन्त इति धर्मरक्षार्थं दण्ड उपपादितः, प्रकर्षेण भजनं पुनः पूर्वावस्थानं न गृह्णन्ति, अपगतः स्मयो गर्वो येषां, आर्यमार्गस्य गर्व एव बाधकः, अतो यद्यपि कौतुकार्थमेव गोवर्धनोद्धरणं कृतं तथापि खलानामनुशासनरूपं जातमतस्तव चेष्टामात्रमपि सफलमेव ॥७॥ एवं शिक्षार्थतामुपपाद्य कदाचिज्ज्ञानवत्त्वेन कृतं कर्म चित्तेपराधत्वेनैव भासेतातस्तन्निषेधार्थं प्रार्थयति स त्वमिति, ऐश्वर्यमदेन प्लुतस्यात एव कृतांहसः कृतापराधस्य, उभयत्रापि हेतुस्ते प्रभावमविदुषः, क्षन्तुमर्हसि, अथ भिन्नप्रक्रमेण मदीयानधर्मानविचार्य केवलोयं दीन इति भ्रान्त इति, यतस्त्वं प्रभुः, न हि प्रभोश्चेतसि क्षुद्रकृता भासन्ते मूढचेतसो मे इतिवचनान् मौढ्यं सिद्धमेव, नन्वज्ञानं निवर्तितं शिक्षा च कृता कातः परं क्षमा या कर्तव्येति चेत् तत्राह मैवं पुनर्भूदिति,एतादृशी मतिः पुनर्माभूदिति, यदि भगवान् क्षमां न कुर्यात् मदपराधं स्मरेत् तदा सत्यसङ्कल्प इति नित्यविषयज्ञान इति मदाश्रयोप्यपराध उत्पद्यते स्मरणे तु नोत्पद्यते साधनाभावात् पूर्वसाधनस्य निवृत्तत्वाच्च, यत इयं मतिरसती सम्बन्धिनमप्यसति योजयत्यतस्तन्निवृत्तिप्रार्थनोचितैव ॥८॥ किञ्चैतदर्थमेव तवावतारो दुष्टा निराकर्तव्या अशक्यनिराकरणदोषाः स्वरूपतोन्ये तु दोषसम्बन्धादतो वयं निवार्यदोषा इत्यस्मद्दोषा एव निराकार्या न तु वयमित्यभिप्रायेणाह तवावतारोयमिति, विशेषेणायमवतारो भुवो भाररूपाणां चमूपतीनामभवाय युष्मच्चरणानुवर्तिनां भवाय, अन्ये त्ववतारा एकमेव कार्यं साधयन्ति भारनिराकरणं वा सद्रक्षां वा, कालभेदेन यद्येक एवोभयात्मकः स्यात् तदा द्वयमपि कर्तव्यं, इदानीमहं प्रपन्न इत्युद्धवोपि कर्तव्यो निग्रहस्तु कृत एवान्यथोभयार्थमवतारो न भवेत्, उभयार्थत्वे हेतुरधोक्षजेति, अधोक्षजं ज्ञानं यस्मादेतादृशो यः प्रकटो जातः स उभयसम्पादनार्थमेव, एकैकं तु पूर्वमपि क्रियत इति, तत्रापीह गोकुले भुव उरुभारार्थमेव जन्म येषां जन्मकारणेषु भुवो दुःखार्थं जन्म स्वस्य तु नाशार्थं स्वयमेव भारभूता अधिकं च भारं जनयन्ति नौकारूढेष्वेतद् द्वयं पृथक् प्रसिद्धं, उरुभारस्य वा जन्म येषु,एतेन दोषत्रयमुपपादितं,भाररूपा उच्छृङ्खला भारजनका इति तादृशा अपि

શ્લોકાર્થ :-૭

જે મારા જેવા પોતાનેજ ઈશ્વર જગતમાં માનનારાઓ, અજ્ઞાની અને મૂર્ખ છે. તેઓ અન્તકાલે તમારા ભયાનક સ્વરૂપનું દર્શન કરીને, પોતાના ઈશ્વરપણાનો મદ તર્તજ છોડી દે છે. અને ગર્વ વિનાના થઈને આર્યમાર્ગમાં પ્રવૃત થઈ તમને ઘણા ભજે છે. તેથી તમારી ગોર્વધન ધરણરૂપ ચેષ્ટા પણ તે દુષ્ટોને શિક્ષા સમાન છે.(૭)

હે પ્રભુ ! હું ઇંદ્ર જે ઐશ્વર્યના ગર્વથી ભરેલો છું અને તમારા પ્રભાવને નહિ જાણવાથી

અપરાધ કર્યો છે. અને જે મૂઢ ચિત્તવાળો છે. એવા તમો ક્ષમા કરવા યોગ્ય છો. જેથી કરીને હે ઈશ્વર ! મારી બુદ્ધિ ફરીથી આવી દુષ્ટ ન થાય. (૮)

હે અધોક્ષજ ? તમારો આ અવતાર જેઓ ભારરૂપ જન્મીને ભારરૂપ થાય છે એવા સેનાપતિઓના વિનાશને માટે હે દેવ ! તમારા ચરણ કમલમાં રહેનારાના મોક્ષ માટે, તમને યોગ્ય સંસાર માટે અને સંસારના અભાવને માટે છે. (૯)



ભાવાર્થ, સુબોધિનીજી :-૭

જેમ હું અજ્ઞાની ઈંદ્ર મૂર્ખ છું. વરૂણ વિગેરે પણ મૂર્ખ છે. જો મૂર્ખ ન હોત તો નન્દરાયજીને કેમ લઈ જાત? તેમના અજ્ઞાનનું સ્થાન એ છે કે તેઓ પોતે જગતના ઈશ્વર છે એમ માને છે. જો કે ભગવાનની આજ્ઞા જ અમે પાળીએ છીએ. એવી બુદ્ધિ નથી. તેથી જ તેમનું બધું કૃત્ય મૂઢતાથી થાય છે. છતાં તેમને અમે જગતના ઈશ્વર છીએ એવું અભિમાન તેમને છે. એ વાત સ્પષ્ટ જ છે. અને તે મોહને લઈને તેઓ અભિમાની થાય છે. જ્યારે પોતાનો અન્તકાલ આવે છે ત્યારે તમે જે ભયરૂપ છો તેનું દર્શન તેઓ કરે છે. અને તરતજ અમે ઈશ્વર છીએ એવો મદ છોડી દે છે. અને આર્યમાર્ગ એટલે ભગવાનનું નામસ્મરણ અને તુલસી અને ગોપી ચંદન ધારણ કરવું વિગેરે કરવા માંડે છે. જેમ હું ઈંદ્ર હાલ નમસ્કારમાં પ્રવૃત થયો છું એવી પ્રવૃત્તિ કેટલાકમાં થાય છે પણ જયાંસુધી તમારૂં ભયાનક સ્વરૂપનું દર્શન કરતા નથી ત્યાં સુધી તેઓ આર્યમાર્ગમાં પ્રવૃત થતા નથી. તેથી ધર્મની રક્ષા માટે તમો દંડ કરો છો. એમ સિદ્ધ થાય છે. તેઓ **"प्रभजन्ति"** એટલે એટલું બધું ભજન કરે છે. જેથી પૂર્વાસ્થા પ્રાપ્ત થાય નહિ. ગર્વ વિનાના તેઓ થઈ જાય છે. તેમાં ગર્વ જ બાધક છે. તેથી જો કે તમે તો ગોર્વધનનું ઉદ્ધરણ માત્ર કૌતુકથી જ કર્યું. તો પણ તે દુષ્ટ લોકોને શિક્ષારૂપ થયું. માટે તમારી એ ચેષ્ટા પણ સફલ થઈ. (૭)

આ પ્રકારે ભગવાને જે કર્યું તે શિક્ષા માટે જ કર્યું. એમ નિરૂપણ કર્યું. હવે જ્ઞાનથી પણ કરેલું કર્મ ચિત્તમાં કદાચિત અપરાધ તરીકે લાગતું હશે. એવી શંકા થાય તેના નિષેધ માટે પ્રાર્થના કરે છે.

જેથી ઐશ્વર્યના મદથી ભરેલો છું. તેથી મેં અપરાધ કર્યો હતો. તેનું કારણ હું તમારો પ્રભાવ જાણતો ન હતો. તેથી તમારે ક્ષમા કરવી જોઈએ. મારા અધર્મનો વિચાર ન કરતાં, ભ્રાંત બુદ્ધિવાળો અને કેવળ દીન છે એમ સમજીને તમારે ક્ષમા કરવી જોઈએ. કારણ કે તમો પ્રભુ છો. જે પ્રભુ હોય તેના ચિત્તમાં હલકા દોષો ભાસતા નથી. હું મૂઢ ચિત્તવાળો છું એમ શંકા થાય કે પ્રભુએ અજ્ઞાનનું નિર્વતન કર્યું અને શિક્ષા પણ કરી તો હવે ક્ષમા કરવામાં શું

બાકી રહ્યું? તેના સમાધાનમાં કહે છે કે મારી મતિ ફરીથી આવી ન થાઓ. જો ભગવાન ક્ષમા ન કરે અને મારા અપરાધનું સ્મરણ કરે તો ભગવાન તો સત્ય સંકલ્પ છે. તેથી નિત્ય વિષય જ્ઞાનવાળા છે. માટે મારામાં રહેલો અપરાધનું સ્મરણ ન કરે તો તે ઉત્પન્ન થાય જ નહિ. કારણ કે ઉત્પન્ન થવાનું સાધન જે ભગવાનનું સ્મરણ છે તેનો અભાવ છે. અને પૂર્વના અપરાધનું સાધન તો નિવૃત થઇ ગયું છે. તેથી આ બુદ્ધિ દુષ્ટ હોવાથી તે બુદ્ધિના સંબંધિને પણ અસતમાં યોજે છે. તેની નિવૃતિ માટે પ્રાર્થના યોગ્ય છે. (૮)

આ કારણ માટે તમારો અવતાર છે. દુષ્ટોનું નિરાકરણ કરવું. કેટલાક એક સ્વરૂપથી દુષ્ટ હોય છે. તેમના દોષનું નિરાકરણ થતું નથી. વળી બીજાના સંબંધથી દુષ્ટ થાય છે. સ્વરૂપથી દુષ્ટ હોતા નથી. અમે દુષ્ટો છીએ. અમારા દોષો નિવારણ થઇ શકે છે. માટે અમારા દોષોનું નિવારણ કરવું એ અભિપ્રાયથી કહે છે.

તમારો આ અવતાર ખાસ કરીને પૃથ્વીના ભારરૂપ સેનાપતિઓના વિનાશને માટે અને તમારા ચરણકમળમાં રહેનારાઓના કલ્યાણ માટે છે. બીજા અવતારો તો એક જ કાર્ય કરે છે. કાંતો ભારનું નિરાકરણ કરે છે અથવા સજ્જનનોની રક્ષા કરે છે. આશ્રિત થાય તો તેનું બન્નેનું રક્ષણ તમારે કરવું જોઇએ. મારો નિગ્રહતો તમોએ કરેલો જ છે. હું તમારે શરણે આવેલો છું. તેથી મારી રક્ષા પણ તમારે કરવી જોઇએ. જો તેમ ન કરો તો તમારો અવતાર સિદ્ધ ન થાય. તમારો અવતાર બન્ને કાર્ય માટે છે. કારણ કે તમો અધોક્ષજ છો. ઇંદ્રીયજન્ય જ્ઞાન તમારાથી નીચું હોવાથી તમને પહોંચી શકતું નથી. અધોક્ષજરૂપનું કાર્ય અને પ્રગટરૂપનું કાર્ય એ બન્ને કાર્ય કરવા માટે તમારૂં પ્રાગટય છે. એક એક કાર્ય તો પહેલાં પણ તમોએ કરેલું છે. અહીં ગોકુલમાં તો તમારે બન્ને કાર્યો કરવાનાં છે.

જેનો જન્મ પૃથ્વીને ભારરૂપ કરવા માટે જ છે. જેમનાં જન્મના કારણોમાં પૃથ્વીને દુઃખ દેવારૂપ કાર્ય અને પોતાના નાશરૂપનું કારણ છે તેઓ ભારરૂપ હોઇ વધારે ભાર ઉત્પન્ન કરે છે. હોડીમાં જેઓ બેઠા હોય છે. તેમાં આ બન્ને પ્રસિદ્ધ છે. અને સર્વનો નાશ થાય છે. તેથી એકને પાપે વહાણ ડુબે એવી કહેવત છે. ત્રણ દોષોનું ઉત્પાદન કર્યું. (૧) તેઓ ભારરૂપ છે. (૨) તેઓ ઉચ્છુંખલ છે. (૩) તેઓ ભારજનક છે. તેથી તેઓ સેનાઓના પતિઓ છે. તમારા પ્રાગટય માત્રથી તેઓનો નાશ થાય છે. તેમ તમારો જન્મ થાય છે કે તુર્ત જ તેમનો નાશ થાય છે.

તમારા ચરણમાં રહેવું જેમનું શીલ છે. તેમના મોક્ષને માટે અથવા તેમના સંસારના અભાવ માટે અથવા યોગ્ય સંસારને માટે તમો દેવ તરીકે થાવ છો. (૯)




नमस्तुभ्यं भगवते पुरुषाय महात्मने ।
वासुदेवाय कृष्णाय सात्वतां पतये नमः ॥ १० ॥
स्वच्छन्दोपात्तदेहाय विशुद्धज्ञानमूर्त्तये ।
सर्वस्मै सर्वबीजाय सर्वभूतात्मने नमः ॥ ११ ॥
मयेदं भगवन् गोष्ठनाशायासारवायुभिः ।
चेष्टितं विहिते यज्ञे मानिना तीव्रमन्युना ॥ १२ ॥
त्वयेशानुगृहीतोस्मि ध्वस्तस्तम्भो हतोद्यमः ।
ईश्वरं गुरुमात्मानं त्वामहं शरणं गतः ॥ १३ ॥

सेनापतयः, जननमात्रेणैव तन्नाश इत्यभवायेत्युक्तं यथान्धकारस्य सूर्योदये, देवेति सम्बोधनमतःपरं पूजार्थं, युष्मच्चरणमेवानुवर्तितुं शीलं येषां तेषामुद्भवाय मुक्तये वा संसाराभावाय वा संसाराय वा भवानेव तथा भवतीति ॥९॥ एवं प्रार्थनामुक्त्वा क्षमापनार्थमेव नमस्यति नम इति, भगवदीयत्वाय वा, भक्तिमार्गं प्रकटीकुर्वन् सामान्यतो दशविधलीलायुक्तमाह नमो भगवत इति, आवेशादिपक्षव्यावृत्त्यर्थं तुभ्यमिति, योयं दृश्यते स एव भगवानिति, अनेनैव षड्विधा लीला निरूपिता स्थानादिनिरोधान्ता, पुरुषाय महात्मन इति कार्यकारणरूपाय, पुरुषः प्रथमतो महान् महत्तत्वं, अन्तर्बहिर्वा साधकाय,वासुदेवायेति मोक्षदाता, कृष्णायेति फलं सदानन्दरूपत्वादाश्रयश्च, किञ्च न केवलं दशविधामेव लीलां करोत्यवतीर्णस्त्वधिकमपि करोतीत्याह सात्वतां पतये नम इति, यादवानामयं स्वामी, दशविधलीलावद् भक्तिरेकैव स्वतन्त्रेति पृथङ् नमस्कारः ॥१०॥ एवं परमार्थतो नमस्कारं कृत्वा मोहकलीलासहितमपि भगवन्तं लौकिकरसार्थं नमस्यति स्वच्छन्देति, स्वा भक्तास्तेषां छन्द इच्छा तदर्थं तेषामिच्छापूर्त्यर्थमुपात्तो देहो येन, ते हि यथा भावयन्ति तथा रूपं करोति नटवदेव, रूपं तु विशेषेण शुद्धं चिद्रूपमेव तदाह विशुद्धज्ञानमूर्तय इति,ननु विशुद्धस्याभिलषितरूपत्वं कथं? तत्राह सर्वस्मा इति, सर्वरूप एव जातस्तत्राभिलषितरूपभवने कः प्रयास इत्यर्थः, किञ्च सर्वबीजाय सर्वेषां कारणभूताय, अतोनन्तप्रकारेण भवति, अनेन सद्रूपतानन्दरूपताप्युक्ता, सत् सर्वमानन्दो बीजमिति, सर्वभूतानामात्मने चिद्रूपाय नमः, अतः

सच्चिदानन्दरूपाय भक्तेच्छापूरकाय हि । शुद्धज्ञानस्वरूपाय फलसाधनरूपिणे ॥१॥

नम इत्युक्तं भवति ॥११॥ स्वापराधं प्रकटीकरोति मयेदमिति, को वेद भगवान् न विचारयतीत्यन्यथा कालान्तरे विशेषपर्यालोचनायामपराधं भावयेदतः कथयति, इदं वृष्ट्यादिरूपं गोष्ठनाशायासारवायुभिर्मया चेष्टितं यज्ञे विहित इति निमित्तं वस्तुतस्त्वस्मिन्नेव यज्ञे मया भुक्तं न पूर्वं कदापि भगवता भुक्तमिति हस्तेन भुक्तमित्यतो यज्ञे विहित एव, तथाप्यभिमानादन्यथाङ्गीकृतं तदाह मानिनेति, ननु तृप्तिः कथं न प्रतिबन्धिका जाता? तत्राह तीव्रमन्युनेति,

ाग्रमेव क्रोध उत्पन्नोता जातापि त्रासोविस्मृतेति, अन्यथा गोष्ठनाशे कश्चित् किं प्रवर्तेत ! त्वामुपजीव्यत्वात् सुतरां ममोपजीव्याः, भगवन्निति सम्बोधनं स्वस्य दासत्वख्यापकं, इदानीं ेर्दुष्टत्वख्यापकं वा ॥१२॥ तथापि स्वामिनानुग्रहः कृत एवेत्याह त्वयेति, ईशत्वादनुग्रहकरणं, ह्युपजीवकेषु क्रुद्धेषूपजीव्योपि क्रुध्यति तथा सति तेषां नाश एव स्यादत एवानुगृही-

શ્લોકાર્થ :-૧૦

એ પ્રમાણે પ્રાર્થના કરીને ક્ષમા કરાવવા માટે નમસ્કાર કરે છે. પોતાનું ભગવદીયપણું થાય માટે નમસ્કાર કરે છે. તમને ભગવાનને, પુરૂષને , મહાનને, વાસુદેવને, કૃષ્ણને નમસ્કાર હો અને સાત્વતોના પતિને નમસ્કાર હો. (૧૦)

ભકતોની ઈચ્છા પૂર્ણ કરવાને જે દેહ ધારણ કરે છે. તેને વિશુદ્ધ ચિદ્રૂપ ભગવાને, જે સર્વરૂપ છે અને જે સર્વેના બીજરૂપ છે તેથી સહરૂપ અને આનંદરૂપ છે તેને અને સર્વ પ્રાણીમાત્રના આત્મા ચિદરૂપને નમસ્કાર હો. (૧૧)

હે ભગવાન ! મારા યજ્ઞનો નાશ થવાથી, હું જે ગર્વિષ્ઠ થયો હતો તેને જલ્દી ક્રોધ ચઢવાથી મેં ગોકુલના નાશને માટે વાયુ અને વર્ષાથી ચેષ્ટા કરી. (૧૨)

તમે ઈશ્વર હોવાથી મારા પર અનુગ્રહ કર્યો છે. કારણ કે જેનો ઉદ્યમ હણાઈ ગયો છે એવો જે હું તેના ગર્વનો નાશ થયો છે. તેથી હું તમને ઈશ્વર, ગુરૂ અને આત્માને શરણે આવું છું. (૧૩)



ભાવાર્થ, સુબોધિનીજી :-૧૦

ભકિતમાર્ગને પ્રગટ કરવા, સામાન્ય રીતે દશ પ્રકારની લીલાયુકત ભગવાનને નમસ્કાર કરે છે. "**तुभ्यम्**" તમને એટલે આ દેખાય છે. તેજ ભગવાન છે "**भगवत्**" પદથી સ્થાનથી નિરોધ પર્યન્ત કર્યું. કાર્યરૂપ અને કારણરૂપ પણ ભગવાન છે. એમ કહ્યું. પ્રથમ પુરૂષ, મહાન એટલે મહત તત્વ એ બન્ને પદોથી અંદર અને બહારનું સિદ્ધ કરનાર ભગવાન છે. વાસુદેવ એટલે મોક્ષદાતા. કૃષ્ણ પદથી ફલ કહ્યું. કૃષ્ણ સદાનંદરૂપ હોવાથી આશ્રય પણ કહ્યો. માત્ર દશ પ્રકારની લીલા કરે છે. એટલું જ નહિ પણ અવતારધારીને અધિક પણ કરે છે. "સાત્વતોના પતિને" નમસ્કાર સાત્વત એટલે યાદવોના આ સ્વામી છે. દશપ્રકારની લીલાની માફક ભકિત પણ એક સ્વતંત્ર છે. તેને પણ નમસ્કાર. (૧૦)

એ પ્રકારે પરમાર્થથી નમન કરીને મોહક લીલા સહીત ભગવાનને પણ લૌકિક રસને માટે નમસ્કાર કરે છે.

ભક્તોની ઈચ્છા પૂર્ણ કરવાને માટે ભગવાને દેહ ધારણ કરેલો છે. ભક્તો જેવી ભાવના કરે તેવું રૂપ ભગવાન નટની માફક ધારણ કરે છે. ભગવાનનું રૂપતો શુદ્ધ ચિદ્રૂપ જ છે. જો એમ શંકા થાય કે વિશુદ્ધરૂપ ભક્તોની ઈચ્છા પ્રમાણેનાં રૂપ કેવી રીતે ધારણ કરે? તો તેનો ઉત્તર ભગવાન સર્વરૂપ થયા છે. તેને ભક્તની ઈચ્છા પ્રમાણે રૂપ ભગવાન સર્વરૂપ થયા છે.તેને ભકતની ઈચ્છા પ્રમાણે રૂપ ધારણ કરવામાં શું પ્રયાસ પડે ?

વળી ભગવાન બીજરૂપ કારણરૂપ છે. તેથી અનન્તરૂપ ધારણ કરી શકે છે. ભગવાનની સદરૂપતા અને આનંદરૂપતા પણ કહી. ભગવાન સત્ છે. બીજ હોવાથી આનંદ ભગવાન છે. સર્વ પ્રાણી માત્રના આત્મા અને ચિદ્રૂપને નમસ્કાર કરૂં છું. આથી એમ સિદ્ધ થયું કે ઈંદ્ર સચ્ચિનંદરૂપ ભગવાનને, ભક્તિની ઈચ્છા પૂર્ણ કરનાર ભગવાનને શુદ્ધ જ્ઞાનરૂપ ભગવાનને, ફલ અને સાધનરૂપ ભગવાનને નમસ્કાર કરે છે.(૧૧)

ઈંદ્ર પોતાનો અપરાધ પ્રગટ કરે છે.

કોણ જાણે છે કે ભગવાન મારા અપરાધનો વિચાર કરતા નથી? જો વિચાર કરે તો કાલાન્તરે મારા અપરાધની ભાવના કરે, અપરાધ થયો જ એમ ગણે પોતે કહે છે કે ગોકુલના નાશને માટે વર્ષા, વાયુ વિગેરેથી મેં ઈર્ષ્યા કરી કારણ કે મારા યજ્ઞનો નાશ કર્યો હતો. જો કે આજ યજ્ઞમાં મેં ભોજન કર્યું છે. પૂર્વે મેં કદાચિત ભોજન કર્યું નથી. ભગવાને ભોજન કર્યું તે હસ્તથી ભોજન કર્યું. તેથી આ યજ્ઞ વેદમાં વિધાન કરેલોજ હતો છતાં અભિમાનને લીધે મેં ઉલ્ટુ માન્યું અને ગર્વ થયો હતો. જો એમ શંકા થાય કે અન્નકૂટમાં ઈંદ્રે પણ ભોજન કર્યું. તો ઈંદ્રને તૃપ્તિ થઈ તો પછી વૃષ્ટિ કરવામાં તે અટકયો કેમ નહિ? તેના ઉત્તરમાં કહે છે કે તેને જલ્દીથી ક્રોધ ઉત્પન્ન થયો હતો. તે તૃપ્તિને ભૂલી ગયો. નહિ તો ગોષ્ટના નાશની પ્રવૃતિ થાય ખરી?

ગાયોના રક્ષણ હોવાથી ગોકુલવાસીઓ ઇંદ્રના પણ સેવ્ય છે. ભગવાન ! એ સંબોધનથી ઈંદ્રનું દાસત્વ સૂચવે છે. તો પણ સ્વામીએ અનુગ્રહ કર્યો તે કહે છે. (૧૨)

ઈશ્વર હોવાથી ભગવાન અનુગ્રહ કરે છે. સેવક ક્રોધ કરે તેથી સેવ્ય સ્વામી ક્રોધ કરતો નથી. જો સ્વામી પણ ક્રોધ કરે તો સેવકનો નાશ જ થાય. તેથી તમોએ મારા પર ઉપકાર કર્યો છે. ગોર્વધન ધારણ કરવાથી મારૂં ગર્વ નાશ પામેલ છે. કોઈ મારો નાશ કર્યો નથી. મારો ઉદ્યમ હણાઈ ગયો છે. તેમાં મને લજ્જા નથી. કારણ કે તમે ઈશ્વર હોવાથી લોકમાં પણ કાંઈ ખોટું લાગે નહિ. તમે ગુરૂ હોવાથી વેદ રીતીએ પણ મને ખોટું લાગવાનું નથી. તમે આત્મા હોવાથી અનુભવથી પણ મને ખોટું લાગવાનું નથી. આ રીતે મને શિક્ષા

કરવાથી મને કાંઈ અપમાન થતું નથી. હું તમારે શરણે આવું છું. તમને જેમ યોગ્ય લાગે તેમ તમો કરો એવો ભાવ છે. પછી ભગવાને પ્રસન્ન થઈને તેની મનની પીડા દૂર કરી તે ચાર શ્લોકથી કહે છે. (૧૩)

**કારીકા** : "**एवम**" એ શ્લોકથી અનુગ્રહની શરૂઆત કરે છે. "**मया**" એ શ્લોકથી ભગવાને ઈંદ્રયાગનો ભંગ કર્યો અને "**ममैश्वर्य**" એ શ્લોકથી ઈંદ્રયાગના ભંગનું કારણ કરે છે. "**गम्यताम्**" એ શ્લોકથી અનુગ્રહ એટલે કૃપા કહે છે એમ આ ચાર શ્લોક પોતાના દાસને માટે ભગવાનને પોતે કહ્યા.(૧)



॥ श्रीशुक उवाच ॥

एवं सङ्कीर्तितः कृष्णो मघोना भगवानमुम् ।
मेघगम्भीरया वाचा प्रहसन्निदमब्रवीत् ॥ १४ ॥

॥ श्रीभगवानुवाच ॥

मया तेकारि मघवन् मखभङ्गोनुगृह्णता ।
मदनुस्मृतये नित्यं मत्तस्येन्द्रश्रिया भृशम् ॥ १५ ॥
मामैश्वर्यश्रीमदान्धो दण्डपाणिं न पश्यति ।
तं भ्रंशयामि सम्पद्भ्यो यस्य चेच्छाम्यनुग्रहम् ॥ १६ ॥
गम्यतां शक्र भद्रं वः क्रियतां मेनुशासनम् ।
स्थीयतां स्वाधिकारेषु युक्तैर्वः स्तम्भवर्जितैः ॥ १७ ॥

तोस्मि, गोवर्धनधारणेन मान एव हतो न त्वहं हत इति मानहतिमेवाह ध्वस्तस्तम्भ इति, स्तम्भो गर्वोनम्रता ध्वस्तो यस्य, तत्र हेतुर्हतोद्यमइति, तथापि न मम लज्जा यतस्त्वमीश्वरो गुरुरात्मा च लोकतो वेदतोनुभवतश्च त्वच्छिक्षायां नापमानं भवतीत्यतस्त्वां शरणं गतः, यथोचितं विधेयमितिभावः ॥१३॥

तदा प्रसन्नो भगवांस्तस्य मनःपीडां दूरीकृतवानित्याहैवमिति चतुर्भिः,

उपक्रमः कृतं चैव हेतुश्चापि तथाकृतौ । प्रसादश्चेति भृत्याय भगवान् स्वयमुक्तवान् ॥१॥

एवं पूर्वोक्तप्रकारेण सङ्कीर्तितः कृष्णः फलात्मा मघोनेन्द्रेण पूर्णः सर्वतो भगवान् मेघगम्भीरया वाचा तस्य तापं शमयन् प्रहसन् मोहयन्निदं वक्ष्यमाणमब्रवीत्, अत एवाग्रेपि तस्य मोहः ॥१४॥

स्वकृतमाह मयेति, काकतालीयन्यायावृत्त्यर्थं स्वकृतं ज्ञापयति हे मघवन्ननुगृह्णता मया मखभङ्गोकारि, अनुग्रहमेवाह मदनुस्मृतय इति, ममानुस्मृतिरेवानुग्रहः, यागभङ्गाभावेनु-स्मृतिर्न स्यादिति, हेतुमाह नित्यमिन्द्रश्रिया मत्तस्येति ॥१५॥ नाप्येतत्त्वया प्रार्थनीयं ममैवायं

सहजो धर्म इत्याह मामैश्वर्येति,ऐश्वर्यं श्रीश्चान्यतराभावे न मदः पुष्टो भवतीतरसापेक्षत्वात्, न ह्येकाक्षिविकलोन्धो भवत्यत ऐश्वर्येण श्रिया च यो मदस्तेनान्धः, दण्डपाणिं घातकमपि मां न पश्यति,अतस्तं सम्पद्भ्यो भ्रंशयामि शिक्षार्थमवश्यं मारणीयः,तदैव मारणे शिक्षा भवति यदि जानीयादतो ज्ञानार्थं सम्पद्भ्यो भ्रंशयाम्यन्यथानुग्रहो न भवेत्, इयं साधारणी व्यवस्था,विशेषमप्याह यस्य चेच्छाम्यनुग्रहमिति, यस्य चानुग्रहमिच्छामि, अयमनुग्रहं प्राप्नोत्विति विषयैर्बुद्धिभ्रंशो भवतीत्यतिवाते दीपवद् विषयैरनुग्रहोपि न स्थिरो भवति,अल्पेनैव कार्यसिद्धौ महाननुग्रहो न कर्तव्योतो यथाल्पेनैव कार्यं भवति तदर्थं सम्पद्भ्यो भ्रंशयामि,तदनन्तरमनुग्रह इति पूर्वमिच्छैवोक्ता, अत्रत्यः क्रमोग्रे वक्तव्यो "यस्यानुग्रहमिच्छामी"त्यत्र, अतः शिक्षार्थं प्रसादार्थं चैश्वर्यभ्रंशः कार्यते, अत एकदेश एव स कृतो यागमात्रैश्वर्यनिराकरणात् ॥१६॥ अतस्त्रैलोक्यमवशिष्टमस्तीति तदर्थं गच्छेत्याह गम्यतामिति, अत्र शिक्षामात्रमेव ज्ञापनीयं, तदल्पेनापि भवतीति न सर्वैश्वर्यभङ्गः,तदाह शक्र भद्रं व इति,इन्द्रत्वमग्रे स्वास्थ्यं च प्रयच्छति, अन्यथा भक्तिर्वा तन्नाशयेत् भक्तापकारित्वात्, भगवद्वाक्यात् तु न नाशः, अग्रे मोहाभावायाह क्रियतां

## શ્લોકાર્થ :-૧૪

શુકદેવનું કહે છે. આ પ્રકારે ઇંદ્રે સ્તુતિ કરાએલા ભગવાને ઇંદ્રને મેઘ જેવી ગંભીર વાણીથી હસતા હસતા મોહ કરીને નીચે પ્રમાણે કહ્યું (૧૪)

ભગવાને કહે છે હે ઇંદ્ર ! ઇંદ્રપણાના વૈભવથી નિત્ય પુષ્કલ મદોન્મત થએલા તને મારૂં અનુસ્મરણ થાય તે માટે તારી ઉપર કૃપા કરવા મેં તારા યજ્ઞનો ભંગ કર્યો. (૧૫)

ઐશ્વર્ય અને મદથી જે અંધ થયો છે તે મને હસ્તમાં દંડ ધારણ કરી શિક્ષા કરનારેને જોઇ શકતો નથી. હું જેની ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છા કરું છું તેનો વૈભવ હું, પહેલાં નાશ કરું છું. (૧૬)

હે ઇંદ્ર ! તું જા તારૂં કલ્યાણ થાઓ. મારી આજ્ઞા પાળ તમે સર્વ મદ વગરના થઇને પોત પોતાના અધિકારમાં મારી આજ્ઞામાં જોડાઇને રહો. (૧૭)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૧૪

આ પ્રમાણે પૂર્વે કહેલા પ્રકારથી કૃષ્ણ જે ફલાત્મા છે અને જેનું કિર્તન ઇંદ્રે સારી રીતે કર્યું છે. તેનાથી સર્વ પ્રકારે પૂર્ણ ભગવાને મેઘના જેવી ગંભીર વાણીથી હસીને મોહ કરતાં નીચે પ્રમાણે વચનો કહ્યાં. ભગવાને હસીને મોહ કરવાથી ઇંદ્રને આગળ પણ મોહ થશે. (૧૪)

 

ભગવાને જે કહ્યું હતું તે કહે છે.

કાકતાલીય ન્યાયથી (કાગડાનું બેસવું અને તાડનું પડવું) આ થયું નથી. હે ઇંદ્ર ! તારા ઉપર કૃપા કરીને જ મેં તારા યજ્ઞનો ભંગ કર્યો છે. એમ કરવામાં કૃપા જ કરી છે. કેમકે મારૂ તને અનુસરણ થયા કરે. મારૂ ફરી ફરીને સ્મરણ થાય તે જ મારી કૃપા. જો મેં યજ્ઞનો ભંગ ન કર્યો હોત તો તને અનુસ્મૃતિ થાત નહિ. કારણ કે તું નિત્ય ઇંદ્રના વૈભવથી મત્ત હતો (૧૫)

તારે આ બાબતમાં પાર્થના કરવાની જરૂર નથી. કારણ કે આ મારો સ્વભાવીક ધર્મ છે. તે કહે છે.

ઐશ્વર્ય અને વૈભવ એ બન્નેમાંથી એક ન હોય તો મદ પુષ્ટ થતો નથી. કારણ કે તે બન્નેને એકબીજાની અપેક્ષા છે. એક આંખથી કાણો હોય તે કાંઇ આંધળો કહેવાતો નથી. માટે ઐશ્વર્ય અને વૈભવ બન્ને વડે જે મદ થાય તેને જ અંધ કહેવાય તેથી વૈભવ એટલે લક્ષ્મીનો હું નાશ કરું છું.

શિક્ષા કરવાને માટે તને અવશ્ય મારવો જોઇને અને મારવાથી જે શિક્ષા લાગે અને તે સમજે તે માટે તેની લક્ષ્મીનો હું પહેલાં નાશ કરું છું. એમ ન કરું તો કૃપા ન થાય. આ સાધારણ વ્યવસ્થા છે. વિશેષ માટે હું જેની ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છા કરૂં છુ કે આના ઉપર મારો અનુગ્રહ થાઓ. તેને વિષયોમાં બુદ્ધિનો નાશ થાય છે. જેમ પુષ્કલ પવનમાં દીવો સ્થિર રહેતો નથી તેમ વિષયોને લીધે મારી કૃપા પણ સ્થિર રહેતી નથી. તેથી તેની લક્ષ્મીનો નાશ કરું છું. અનુગ્રહ તો ત્યાર પછી થાય છે. અહીં ઇચ્છા અને અનુગ્રહનો ક્રમ આગળના શ્લાકમાં કહેવાશે માટે શિક્ષાને માટે અને કૃપાને માટે ઐશ્વર્યનો નાશ કરવામાં આવે છે તેથી અહીં ઇન્દ્રયજ્ઞરૂપ ઐશ્વર્યનું નાશ કરવાની બાબત કહી. (૧૬)

માત્ર ઇંદ્રના યજ્ઞનો નાશ કરવાથી ત્રણ લોકના અધિપતિપણું બાકી રહ્યું તેને માટે તું જા એમ કહે છે.

હું અહીં તને શિક્ષા કરૂં છું એટલું જ માત્ર જણાવાનું છે તેથી તેના ઐશ્વર્યનો ભંગ થયો નથી. તે કહે છે હે ઇંદ્ર ! તારૂં કલ્યાણ થાઓ ! ઇંદ્રત્વ અને સ્વાસ્થ્યનું પણ ભગવાન દાન કરે છે. જો એમ ન કરે તો ગોપોની ભક્તિ તેના ઇંદ્રપણાનો અધિકારનો નાશ કરે કારણ કે તે ઇંદ્રે ભક્તોનો અપરાધ કર્યો હતો. પરંતુ ભગવાને કહ્યું કે તારૂં કલ્યાણ થાઓ તેથી તેના ઇન્દ્રત્વનો નાશ થયો નથી. આગળ ઇંદ્રને મોહ ન થાય તે માટે મારી આજ્ઞા પાળ એમ કહે છે. મારી આજ્ઞા પાળશે તો મોહ નહિ થાય. ઇંદ્ર પ્રધાન હોવાથી ઇંદ્ર દ્વારા

સર્વે અધિકારીઓને આજ્ઞા કરે છે કે તમો તમારા પોતાના અધિકારમાં રહો. જ્યાં જેનો જેટલો અધિકાર હોય તેટલા જ સંબંધમાં તમારે રહેવું અને તેમાં પણ મારી આજ્ઞામાં જોડાઈને રહેવું. તેમાં તમારે ગર્વ કરવો નહિ. નમ્રતાથી આજ્ઞાનું પાલન કરવું. માત્ર ભગવાનની આજ્ઞા પ્રમાણે કરવાથી ભગવાનને સંતોષ થતો નથી. પરંતુ નમ્રતા સહીત આજ્ઞા પાળવાથી ભગવાનને સંતોષ થાય છે. આ પ્રમાણે ભગવાને ઇંદ્રને જવા માટે આજ્ઞા આપી. છતાં ભગવાનની પૂજા કરવા માટે તેને જવામાં વિલંબ કર્યો. (૧૭)



॥ श्रीशुक उवाच ॥

अथाह सुरभिः कृष्णमभिनन्द्य मनस्विनी ।
स्वसन्तानैरुपामन्त्र्य गोपरूपिणमीश्वरम् ॥ १८ ॥

॥ सुरभिरुवाच ॥

कृष्ण कृष्ण महायोगिन् विश्वात्मन् विश्वसम्भव ।
भवता लोकनाथेन सनाथा वयमच्युत ॥ १९ ॥
त्वं नः परमकं दैवं त्वं न इन्द्रो जगत्पते ।
भवाय भव गोविप्रदेवानां ये च साधवः ॥ २० ॥

मेनुशासनमिति, मदाज्ञाकरणे न मोहः स्यादिति, इन्द्रद्वारा सर्वानेवाज्ञापयति प्रधानत्वात् स्वाधिकारेषु स्थीयतां वो युष्माकमेव सम्बन्धिषु,यत्र यस्याधिकारः स तत्र तिष्ठत्वित्यर्थः,युक्तैरित्याज्ञायां योजितैः परं तत्रापि स्तम्भो मास्तु, अनम्रतयाज्ञापि न कर्तव्या,न हि कृतिमात्रेण भगवांस्तुष्यत्यपि तु नम्रत्वसहितया, एवमाज्ञापितोपि पूजां कर्तुं विलम्बमानो जातः ॥१७॥

एवमिन्द्रप्रसादमुक्त्वा कामधेन्वाः प्रसादार्थं तदभिषेकः प्रस्तूयतेथेति, अयमभिषेको नेन्द्राद्यभिषेकवत् स्वतन्त्रतया कर्तुं शक्यते भगवतो हीनभावात् प्रार्थनया तु कर्तुं शक्यो हीनभावेनैव लीलायाः क्रियमाणत्वादतः प्रार्थनार्थमादौ स्तोत्रं कृतवतीत्याहाथेति, अथेन्द्रवाक्यानन्तरं सुरभिः कामधेनुः कृष्णमभिनन्द्य साधु गोरक्षा कृतेन्द्रश्च साध्वनुगृहीतोयमप्यस्मत्पुत्रप्राय इति, स्वयमपि मनस्विनी महामानवती सम्माननपात्रमतो भगवांश्चेन्न मानयेत् मत्क्रियमाणमभिषेकं नाङ्गीकुर्यात् तदा न जीविष्यामीतिनिर्बन्धयुक्ता सर्वैरत्रार्थे निर्बन्धः कारणीय इति स्वसन्तानैर्गोभिः सहोपामन्त्र्य निकटे सम्मन्त्रणं कृत्वाह य इन्द्रोपकरोति सोस्माकमिन्द्रो मा भवतु न हि वयं भवानिव निरभिमाना यतो वयं मनस्विन्यः, ननु कथमेवं धार्ष्ट्यं कर्तुमिच्छसि न हि सर्वेश्वर इन्द्रो भवितुमर्हति, तत्राह गोपरूपिणमिति, स ह्यस्मान् पाति लोकवत् पालकास्तूपसर्जनीभूताः, यत्र स्वत एतावदवलम्ब्यते तत्रास्मदुक्तमैश्वर्यं कथं न स्वीकरिष्यति ॥१८॥ किञ्च पूर्वमप्ययं इन्द्र ईश्वरो यज्ञ इन्द्रो जात इत्यैश्वर्यमेतदीयमेवेत्यतो

नास्माभिरलौकिकं किञ्चित् सम्पाद्यते किन्तु विद्यमानमेव लोके प्रकटीक्रियतेतो युक्तमेवाभिषेचनमिति विज्ञापयितुं स्तुतिमाह कृष्ण कृष्णेति द्वाभ्यां, आदरे वीप्सा, योग्युपायविन् महायोग्यलौकिकोपायकर्तान्यदेव करोत्यन्यत् सम्पद्यत इन्द्रेण क्लेशं प्रापित एवं ज्ञातोपीन्द्रमेव क्लेशं प्रापितवान्, अथ वा महायोगिनो लीलार्थं प्रवृत्तस्य न किञ्चिदनुचितमुचितं वात इन्द्रत्वमपि गृह्यतामित्यभिप्रायः, किञ्च विश्वात्मा त्वं, अनेन प्रमेयोत्कर्ष उक्तः, पूर्वेणैव साधनोत्कर्षः, विश्वस्यापि सम्भवो यत्रेतिप्रमाणोत्कर्षः, फलोत्कर्षं वक्तुं तस्य स्वस्मिन् पर्यवसानमाह, भवतैव लोकनाथेन सर्वलोकरक्षकेण वयं सनाथा न त्विन्द्रेण घातकत्वात्, किञ्च प्रतिमन्वन्तरं भिन्न एवेन्द्रोतोव्यवस्थितत्वात् कालपरिच्छेदात् स्वभावतस्तस्य जीवस्यापि नियम्यत्वात् भवानेव लोकनाथः, अत एव वयं सनाथाः, यो हि जीवयति स एव नाथः "स वै पतिः स्यादि"तिन्यायेन, भवानच्युतश्च ॥१९॥ एवं नाथत्वमुपपाद्य देवत्वमुपपादयति त्वं न इति, त्वमेव नोस्माकं गवां परममुत्कृष्टं दैवमस्माकं भाग्यरूपोपि त्वमेवास्माकं नियामकश्च,

## શ્લોકાર્થ :-૧૮

એ પ્રકારે ભગવાને ઈંદ્રના પર કૃપા કરી તે વાત કરીને કામધેનુના ઉપર કૃપા કરવા માટે તેને પ્રભુને અભિષેક કર્યો તે કહે છે. શ્રી શુકદેવજી કહે છે. હવે મોટા માનવાળી કામધેનુએ કૃષ્ણનું અભિનંદન કરીને પોતાના સંતાનોની સાથે નિકટમાં વિચાર કરીને ગોપરૂપી ઈશ્વરને નીચે પ્રમાણે કહ્યું. (૧૮)

સુરભિ કહે છે. હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મહાયોગીન ! હે વિશ્વના આત્મા ! હે વિશ્વને ઉત્પન્ન કરનાર ! તમે લોકોના નાથ હોવાથી હે અચ્યુત ! તમારા વડે જ અમે સનાથ છીએ. (૧૯)

તમે અમારૂં પરમ દૈવ છો. હે જગત્પતે ! તમે અમારા ઈંદ્ર છો. ગાયો, વિપ્રો, અને દેવોના રક્ષણ કરનાર તમે થાઓ. અને ભગવદભકતોના પણ રક્ષણ કરનાર તમે થાઓ. (૨૦)



## ભાવાર્થ, સુબોધિનીજી :-૧૮

આ અભિષેક ઈંદ્રની માફક સ્વતંત્ર રીતે કરી શકાય એમ નથી કેમ કે ભગવાનનો અહી ગોપ તરીકે હીન ભાવ છે. પણ ભગવાનની પાર્થના કરીને કરી શકાય છે. કારણ કે અહીં ભગવાન હીનભાવથી લીલા કરે છે. પ્રાર્થના કરવા માટે શરૂઆતમાં ભગવાનની સ્તુતિ કરી. ઈંદ્રના વાકયો પુરાં થયા બાદ કામધેનુએ કૃષ્ણનું અભિનંદન કર્યું. તમે ગોરક્ષા કરી તે બહુ સારૂં કર્યું. ઈંદ્રના પર કૃપા કરી તે પણ બહુ સારૂં કર્યું. કારણ કે તે પણ અમારા

પુત્ર જેવો છે. કામધેનુ બહુ માનવાળી સન્માનને પાત્ર છે. તેથી જો ભગવાન માને નહિ અને મારો અભિષેક અંગિકાર કરે નહિ તો હું જીવીશ નહિ. એવા આગ્રહવાળી છે. એવા હેતુથી પોતાના સંતાન ગાયોની સાથે નિકટમાં મસલત કરી બોલી કે જે ઇંદ્ર અમારી પર અપકાર કરે છે તે અમારો ઇંદ્ર ન થાઓ. અમે કાંઇ તમારા જેવા અભિમાનવાળા નથી. અમે તો બહુ માનવાળા છે. વળી ભગવાન કહે કે તું આવી ધૃષ્ટતા કેમ કરે છે? હું તો બધાનો ઈશ્વર છું. તો પછી ઇંદ્રપણું કેમ કબુલ કરૂં ? તેનો ઉત્તર તમો અમારૂં પાલન કરો એમાં છે. લોકમાં જેમ પાલકો ગાયોને અનુસરે છે. તેમજ લીલામાં પણ પાલક પાલ્યને અનુસરે છે. જ્યારે પોતેજ ગૌણ પાલકત્વ ધારણ કરે છે તો અમારા કહેલા ઐશ્વર્યનો અભિષેકનો સ્વીકાર કેમ નહિ કરે ? (૧૮)

વળી પૂર્વે પણ આ ઇંદ્ર હતા. ઈશ્વર યજ્ઞમાં ઇંદ્ર થયા હતા. તેથી ઐશ્વર્ય તો તેમનું છે. તેથી અમે કાંઇ અલૌકિક કરતા નથી. જે પ્રથમ છે તેનેજ લોકમાં પ્રગટ કરીએ છીએ માટે અમે ઇંદ્ર તરીકે અભિષેક કરીએ તે યુકત જ છે. તે માટે ભગવાનની સ્તૃતિ બે શ્લોકથી કરે છે.

**"कृष्ण" "कृष्ण"** એ બે વાર મૂકેલ છે. યોગી એટલે ઉપાયને જાણનાર મહાયોગી એટલે અલૌકિક ઉપાય કરનાર. તે કહે એક અને પરિણામ આવે જુદું. ઇંદ્રે એમને કલેશ કરાવ્યો. છતાં પરિણામમાં ઇંદ્રનેજ કલેશ પ્રાપ્ત થયો. અથવા મહાયોગી લીલામાં પ્રવૃત થાય ત્યારે તેને અનુચિત કંઇજ હોતું નથી. તેથી અભિપ્રાય છે. વળી તમે વિશ્વના આત્મા છો એ પ્રમેયનો ઉત્કર્ષ છે. મહાયોગી પદથી સાધન ઉત્કર્ષ છે. વિશ્વનો સંભવ જેનામાં છે તે વડે પ્રમાણ ઉત્કર્ષ કહ્યો . ફલનો ઉત્કર્ષ આપ સર્વ લોકના રક્ષક છો. આપના વડે અમે સનાથ છીએ. ઇંદ્રથી અમે સનાથ નથી. કારણ કે ઇંદ્ર તો હમારો ધાતક થયો.

વળી દરેક મન્વન્તરમાં ઇંદ્ર તો જુદો જુદો હોય છે. તે પ્રમાણે ઇંદ્ર તો અવ્યવસ્થિત હોય છે. કાલની હદવાળો છે. વળી સ્વભાવથી તે જીવ હોવાથી નિયમ્ય છે. તેથી તેમજ લોકોના નાથ છો. તેથી અમે તમારાથી સનાથ છીએ. "તે જ પતિ થવાને યોગ્ય છે. જે રક્ષણ કરી શકે." એ ન્યાયથી જે જીવાડે તે જ નાથ કહેવાય. તમે અચ્યુત છો. તમારૂં સામર્થ્ય કોઈપણ સમયે જતું નથી. (૧૯)

એ પ્રકારે ભગવાન નાથ છે એમ ઉપપાદન કરી ભગવાન દેવ છે એમ કહે છે.

તમો હમારા ગાયોના ઉત્કૃષ્ટ દૈવ છો. અમારા ભાગ્યરૂપ તમેજ છો. અમારા નિયામક છો. અમારા વિષે ક્રિડા પણ તમે કરો છો. ઇંદ્રથી અમને જુદા પાડીને અમારો વિજય કરો છો. અમારી કાન્તિ છો. તેથી અમે તમારી સ્તુતિ કરીએ છીએ. તેથી જ અમારૂં સૌદર્ય છે.

અમારી સર્વ ગતિરૂપ તમો છો. તેથી તમે દેવ છો. એટલું જ નહિ પણ તમો દેવોના પણ ઇંદ્ર છો. પરમ ઐશ્વર્ય બીજા કોઈનું નથી કારણ કોઈ બીજો જગતનો પતિ નથી જે અંદર અને બહાર બન્ને સ્થળે નિયામક છે. તેજ પતિ કહેવાય તેથી તમે જગતપત્તિ છો. ઇંદ્ર છો. તેથી ગાયો, વિષે અને દેવો કે જેમાં હવિ રહેલું છે. વિપ્રો જેમાં મંત્રો રહેલા છે. દેવો જેઓ હવિના ભોકતા છે. તેમના પાલક તમો છો. યજ્ઞના પરિપાલક તમો થાઓ. એ પ્રકારે પૂર્વકાંડ પ્રમાણે ચાલનારાઓના ધર્મની રક્ષણ કરવા પ્રાર્થના કરી. હવે નિવૃતિપરાયણ ભક્તોની રક્ષાની પ્રાર્થના કરે છે. એમ યોજના કરવી. (૨૦)




इन्द्रं नस्त्वाभिषेक्ष्यामो ब्रह्मणा नोदिता वयम् ।
अवतीर्णोसि विश्वात्मन् भूमेर्भारापनुत्तये ॥ २१ ॥

॥ श्रीशुक उवाच ॥

एवं कृष्णमुपामन्त्र्य सुरभिः पयसात्मनः ।
जलैराकाशगङ्गाया ऐरावतकरोद्धृतैः ॥ २२ ॥
इन्द्रः सुरर्षिभिः साकं [illegible] देवमातृभिः ।
अभ्यषिञ्चत दाशार्हं [illegible] इति चाभ्यधात् ॥ २३ ॥

अस्मासु क्रीडतीन्द्रात् पृथक्कृत्यास्मान् विजयतेस्माभिर्व्यवहरत्यस्माकं कान्तिस्तत एवास्माभिः स्तूयते चास्माकं च तत एव सौन्दर्यं गतिरपि सर्वातो भवानेव देवः, किञ्च न केवलं देवमात्रं किन्तु देवेन्द्रोपि भवानेव त्वं न इन्द्र इति, परमैश्वर्यं नान्यस्यास्ति जगत्पतित्वाभावात्, यो ह्यन्तर्बहिर्नियामकः स पतिरतो जगत्पतित्वात् त्वमेवेन्द्रोतो गोविप्रदेवानां हविर्मन्त्रहविर्भुजां भवायोद्भवाय भव यज्ञपरिपालको भव, एवं पूर्वकाण्डानुवर्तिनां तत्प्रतिपाद्यधर्मस्योद्भवजनकत्वं प्रार्थयित्वा निवृत्तिपराणां भगवद्भक्तानां चोद्भवाय भवेति प्रार्थयति ये च साधव इति,तेषामपि भवाय भवेतियोजना ॥२०॥ किञ्चानभिषिक्तः शाश्वत इन्द्रो न भवत्यभिषेकस्य संस्काररूपत्वात्,अभिषेके तु कृते नान्यः पतित्वं मन्यतेन्यथा मोहाद् यः कश्चिन् मन्येत, नन्विन्द्राधिकाराभिषेके ब्रह्माधिकृतः कथमन्येनाभिषेक इति चेत् तत्राह ब्रह्मणेति, ब्रह्मा स्वयं लज्जते कथं स्वस्वामिनं गवामिन्द्रपदेभिषेक्ष्यामीति,अयुक्तश्च भवत्यस्माकं तु युक्तं,हीनोपि महान्तं पतित्वेन वृणुते, सम्मत्यर्थं ब्रह्मप्रार्थना तेन च प्रेरिता वयं, भगवदधिष्ठितासु गोषु सर्वोत्कृष्टं हविर्भवेदित्यतः शीघ्रं प्रेरितवान् ,शीघ्रप्रेरणायां हेतुरवतीर्णोसीति, भूभारहरणार्थमवतीर्णः शीघ्रं भूभारं हृत्वा तिरोभवेदतः शीघ्रं गवामिन्द्रः कर्तव्य इति,हीनतादूषणं तु नास्ति विश्वात्मकत्वाद् व्यापिवैकुण्ठादधः समागतः पदान्तरं च प्राप्नोत्यत इन्द्रत्वमुचितम् ॥२१॥

एवं प्रार्थनां कृत्वाभिषेकं कृतवतीत्याहैवमिति,फलरूपमपि देवतात्वेनोपामन्त्र्याङ्गीकृते भग-

वत्यभ्यषिञ्चदितिसम्बन्धः,भगवतोङ्गीकारे दया हेतुरिति वदंस्तस्या अभिषेकावश्यतामाह सुरभिरिति,सुराद् बिभेतीति सुरभिः,देवा एव तां भक्षयन्ति किं पुनर्देवेन्द्रोतो भगवन्तं शरणं गच्छन्ती व्याजेनेन्द्राभिषेकं कृतवत्यत एव ततःप्रभृति सर्ववेदसिद्धोपि गोवधो निवृत्त उपपातकत्वं तद्वधे महापातकादप्यधिकविगानं च,प्रथमत आत्मनः पयसा दुग्धेनाभ्यषिञ्चदत एव तदिन्द्रियं जातमिन्द्रं यातीति,ततो जलाभिषेकोपि जात इत्याह जलैरिति,आकाशगङ्गा नित्या या शिशुमारे प्रसिद्धा,तन् नित्यं जलं तत्तरणादेव तारकात्वं,आकाशगङ्गा चोदरत इत्युपपादितं, ऐरावतो गजस्तस्य करोभिषेके प्रशस्तः,तथा सति पुष्करजलत्वमापद्यते,तत्सम्बन्धेपि जलं नोपहतं भवति प्रत्युत पवित्रमेव, अन्यस्य तत उद्धारोशक्य इति तथोक्तम् ॥२२॥ एवं तस्याभिषेकसमय एकदेशभूतास्ते देवा ब्राह्मणा अप्यभिषेकं कृतवन्त इत्याहेन्द्र इति, सुरर्षिभिर्नारदादिभिः सहित इन्द्रस्तैर्वा यथेष्टं प्रेरितो देवमातृभिः सहितोदित्यादिभिः श्रद्धादिभिर्वा, सर्वसम्मत्या सर्वैरेव सहिता सुरभिरिन्द्रश्च दाशार्हं सेवकरक्षणक्षमं रक्षणपरं वाभ्यषिञ्चत्, नामान्तरं च धारितवतीत्याह गोविन्द इति चाभ्यधादिति, गवामिन्द्रः, अत्रामृतबीजस्य वकारस्य

શ્લોકાર્થ :-૨૧

હે વિશ્વના આત્મા ! ભૂમીનો ભાર દૂર કરવાને તમે અવતર્યા છો. બ્રહ્માની પ્રેરણા થવાથી અમે તમને અમારા ઈંદ્ર તરીકે અભિષેક કરીશું. (૨૧)

શ્રી શુકદેવજી કહે છે. આ પ્રકારે કામધેનએ કૃષ્ણનું સમીપમાં આમંત્રણ કરીને પોતાના દુધથી અને ઐરાવત હાથીની સૂંઢથી લીધેલા આકાશગંગાના જલથી અભિષેક કર્યો.(૨૨)

દેવર્ષિઓની સાથે અથવા તેમનાથી પ્રેરાયેલા ઈંદ્રે, દેવમાતા અદિતિ વિગેરેએ શ્રદ્ધા સાથે, સેવકોનું રક્ષણ કરવા સમર્થ ભગવાનને અભિષેક કર્યો. અને તેમનું ગોવિંદ નામ પડયું. (૨૩)

ભાવાર્થ, સુબોધિનીજી :-૨૧

વળી જેનો અભિષેક થયો નથી. તે શાસ્ત્રની દષ્ટિએ ઈંદ્ર થઈ શકતો નથી. કેમ કે અભિષેક સંસ્કારરૂપ છે. અભિષેક કર્યા પછી બીજો કોઈ પોતાને પતિ તરીકે માનતો નથી. જો અભિષેક ન થયો હોય તો મોહથી ગમે તેને પોતાનો પતિ માની બેસત. જો એમ શંકા થાય કે ઈંદ્રના અધિકારનો અભિષેક કરવામાં માત્ર બ્રહ્માને જ અધિકાર છે. તો પછી બીજા કોઈથી કામધેનુથી અભિષેક કેમ થાય? તેના ઉત્તરમાં બ્રહ્માને પોતાને લજ્જા આવે છે કે મારા સ્વામીને ગાયોના ઈન્દ્રપદનો અભિષેક કેવી રીતે કરવો ? એમ કરૂં તો અયોગ્ય

થાય પણ અમારે તો અભિષેક કરવો યોગ્ય જ છે. જે હીન હલકો હોય તે પણ મોટાને પોતાના પતિ તરીકે વરી શકે છે. બ્રહ્માની સમંતિ માટે અમે તેની પ્રાર્થના કરી અને તેને પણ તેવીજ પ્રેરણા આપી. ગાયોમાં સર્વથી ઉત્કૃષ્ટ હવિ (એટલે હોમ કરવાના પદાર્થ દુધ-ઘી વિગેરે) ઉત્પન્ન થાય. તે કારણથી અમને જલ્દી પ્રેરણા કરી. જલ્દી પ્રેરણા કરવાનો હેતુ એ કે તમો વ્યાપિ વૈકુંઠમાંથી અહીં અવતરેલા છો. પૃથ્વીના ભારનું હરણ કરવા અવતરેલા તમો જલ્દીથી ભૂમીનો ભાર હરીને તિરોભાવ પામો. પાછા વ્યાપિ વૈકુંઠમાં જતા રહો. તેથી જલ્દીથી ગાયોના ઈંદ્ર તરીકે તમને કરવા જોઈએ એવી પ્રેરણા કરી તમે વિશ્વાત્મા થયા છો એટલે હીનતાનું દૂષણ લાગશે નહિ. એથી અમારૂં ઈંદ્રત્વ તમને ઉચિત છે. (૨૧)

એ પ્રમાણે પ્રાર્થના કરીને કામધેનુએ અભિષકે કર્યો તે કહે છે.

કૃષ્ણ ફલરૂપ હોવા છતાં સમીપમાં તેમનું દેવતા તરીકે આમંત્રણ કરીને જયારે ભગવાને તે અંગિકાર કર્યું. ત્યારે અભિષેક કર્યો. ભગવાને અંગિકાર કરવામાં હેતુ દયા છે. આ પ્રકારે સુરભિનો અર્થ એ થયો કે કામધેનુ દેવોથી બ્હીએ છે. દેવો જ તેનું ભક્ષણ કરે છે તો પછી દેવોનો ઈંદ્ર તેનું ભક્ષણ કરે તેમાં શું નવાઈ? માટે ભગવાનને શરણે જવાનું બ્હાનું મળવાથી ભગવાનનો ઈંદ્ર તરકી અભિષેક કર્યો. આજ કારણથી તે સમયથી સર્વ વેદમાં સિદ્ધ હોવા છતાં ગોવધ બંધ થયો. ત્યારથી તેનો વધ પાપ ગણાયું. અને મહાપાતક કરતાં પણ તેની વધારે નિંદા થઈ. પ્રથમ પોતાના દૂધથી અભિષકે કર્યો. તેથી તે દૂધ ઈંદ્રિયને યોગ્ય શકિતવાળું થયું. કેમકે તે દુધ ઈંદ્રને ગયું. પછી જલનો પણ અભિષેક થયો. આકાશગંગા શિશુમાર ચક્રના ઉદરમાં છે. એમ પાંચમાં સ્કંધમાં કહેલું છે. ઐરાવત હાથી છે. તેની સૂંઢ અભિષેક કરવામાં ઉત્તમ ગણાય છે. એમ હોવાથી તે પુષ્કલ તર્થના જલનો જવું છે. તેના સૂંઢના સંબંધથી પણ જલ અપવિત્ર થતું નથી. પરંતુ ઉલ્ટું પવિત્ર થાય છે. ઐરાવત સિવાય બીજા કોઈથી આકાશગંગામાંથી તે જલ લેવું અશકય હોવાથી આ પ્રકારે કહ્યું. (૨૨)

આ પ્રકારે જયારે કામધેનુએ અભિષેક કર્યો. તે સમયે એક જ ભાગમાં રહેલા દેવો અને બ્રાહ્મણોએ પણ ભગવાનનો અભિષેક કર્યો તે હવે કહે છે.

દેવર્ષિ નારદ સાથે તેમની પોતાની ઈચ્છા પ્રમાણે પ્રેરાયેલા ઈંદ્રે, દેવમાતા અદિતિએ, શ્રદ્ધા વિગેરે સાથે સર્વની સંમતિથી બધા સાથે અભિષેક કર્યો. ઈંદ્રે સેવકોનું રક્ષણ કરવાને સમર્થ એવા ભગવાનો અભિષેક કર્યો. અને બીજું નામ "ગોવિંદ" પડયું. ગોવિંદ એટલે ગાયોના ઈંદ્ર. એનો અર્થ એવો છે કે પદમાં "त" અમૃતનું બીજ છે. "इन" એ રૂઢિજનક હોવાથી ધાતુના અર્થને ગૌણ કરી નાખે છે. તેથી અહીં ગોવિંદ પદમાં "द्र" ન મુકતાં સાદો "द"

મુકયો છે. અને છેવટે "અય" પત્યય ધાતુ અર્થમાં છે. તેથી ગોવિંદ શબ્દ સારો છે. તેનો અર્થ એ છે કે ઇંદ્રેદ્ર, દેવેન્દ્ર, સુરભિન્દ્ર નામો પણ પોતાના નામની સાથે થયા. વજેન્દ્ર, ગોપેન્દ્ર પણ થયા. એ પ્રકારે ભગવાનનો અભિષેક થયો. ત્યારે વાજેન્દ્રો વાગ્યાં. તે હવે કહે છે. (૨૩)

तत्रागतास्तुम्बुरुनारदादयो गन्धर्वविद्याधरसिद्धचारणाः ।
जगुर्यशो लोकमलापहं हरेः सुराङ्गनाः सन्ननृतुर्मुदान्विताः ॥ २४ ॥
तं तुष्टुवुर्देवनिकायकेतवो व्यवाकिरंश्चाद्भुतपुष्पवृष्टिभिः ।
लोकाः परां निर्वृतिमाप्नुवंस्त्रयो गावस्तदा गामनयन् पयोद्रुताम् ॥ २५ ॥
नानारसौघाः सरितो वृक्षा आसन् मधुस्रवाः ।
अकृष्टपच्यौषधयो गिरयो व्यसृजन् मणीन् ॥ २६ ॥
कृष्णेभिषिक्त एतानि सर्वाणि कुरुनन्दन ।
निर्वैराण्यभवंस्तात क्रूराण्यपि निसर्गतः ॥ २७ ॥

मध्य उपादानं "भूवादय"इतिवत्, रन्प्रत्ययो नात्रोपात्तः, रूढिजनकत्वेन धात्वर्थस्य गौणत्वापादकत्वादतोच्प्रत्ययान्त एव निर्दिष्टः, स तु धात्वर्थपर एव भवतीति गोविन्द इत्येव शब्दः साधुर्न तु गवेन्द्र इति, चकारादिन्द्रेन्द्रो देवेन्द्रः सुरभीन्द्र इत्यादिनामान्यपि स्वस्वनामपुरःसरं सर्वैर्धृतानि, तेन व्रजेन्द्रो गोपेन्द्र इत्याद्यपि भवति ॥२३॥ एवं भगवतोभिषेक उत्सववाद्यानि जातानीत्याह तत्रागता इति,तुम्बुरुर्मध्यमः पूर्वमुभयात्मको निरूपित इति तुम्बुरुर्नारदश्चादिर्येषां, गन्धर्वा गायका विद्याधरा वादकाः सिद्धा अद्भुतप्रदर्शकाश्चारणाः पुरुषनर्तका एते सर्व एव भगवतो यशो जगुः, ननूत्सवे सर्वेभ्योभीष्टं देयं किं गानमात्रेणेति चेत् तत्राह लोकमलापहमिति,सर्वेषां सर्वदुःखे निदानभूतं मलमेव दूरीकरोति, सुराङ्गनाश्च हर्षेणान्विताः सम्यङ्ननृतुस्ता हि कृष्णेन सह रमणोत्सुक्यो देवादिन्द्राच्च भीताः स्थिता अधुनेन्द्रत्वे सम्पन्ने भयान्निवृत्ता आगमनं चावश्यकं जातमिति मुदान्विता जाता भावपूर्वकं च नृत्यं कृतवत्यो यथा च भगवान् वशे भवति ॥२४॥ इन्द्रत्वे जाते सर्व एव स्वर्गलोकः समागतस्तदा देवसमूहे ये केतव इवोन्नता देवोत्तमा ब्रह्मादयो मन्त्रा वेदा वा तं भगवन्तमिन्द्रं तुष्टुवुः, अत एव वेद इन्द्रो महान् स्तूयते भगवानिन्द्रो जात इति, ननु प्राकृतानामिन्द्रत्व आधिदैविके"पयैन्द्राणि जुहो"तीति नोपपद्यत इन्द्रत्वेनार्धता भगवत्त्वेन तु सर्वत्वं,अद्भुतपुष्पवृष्टिभिश्च विशेषेणावाकिरन् पुष्पवृष्टिं कृतवन्तः, एवं दिविष्ठानां वाचनिकं कायिकं चोक्तं, मानसिकमाह सर्वे लोकाः परां निर्वृतिमाप्नुवन्निति, त्रयोपि लोकाः परमानन्दं प्राप्ताः, तदा गावोन्ता रसपूर्णा बहिरपि रसं त्यक्तवत्य इत्याह गावस्तदा गां पृथिवीं पयोद्रुतां पयसा पिच्छिलामनयन् कृतवत्यः ॥२५॥ सरितश्च नानारसानां घृतक्षीरादीनामोघो यासां तादृश्यो जाता वृक्षाश्च मधुच्युत औषधयो व्रीह्यादयः

कर्षणव्यतिरेकेणैव पक्का जाताः, अकृष्टपच्यश्च[९] ता औषधयश्च गिरयः पर्वताश्च[१०] स्वाभ्यन्तः[११]- स्थितान् मणीन् व्यसृजन्, एवं स्थावरजङ्गमानां सर्वेषामेवोत्सवो निरूपितः ॥२६॥ तमुपसंहरन् पूर्वेन्द्रेभ्यो भगवतीन्द्रे[१२] वैलक्षण्यमाह कृष्णेभिषिक्त इति, सदानन्देभिषिक्ते सति स[१३] हि सर्वानभिषिञ्चति स्वानन्देन यदि सोप्यभिषिक्तः सर्वैस्तदा महदाश्चर्यं जातमिति, एतानि परिदृश्यमानानि सर्वाण्येव निसर्गतोपि क्रूराणि शाश्वतिकविरोधयुक्तान्यपि निर्वैराण्यभवन्, तदा शुकस्तामवस्थां प्राप्तः पशून् पश्यन्नाहैतानीति, कुरुनन्दनेतिसम्बोधनं विश्वासार्थं सद्वंशोत्पन्नस्यैव विश्वासो भवतीति, तातेतिसम्बोधनं स्नेहसूचकं तेनाप्रतारणापि सूचिता ॥२७॥

**શ્લોકાર્થ :-૨૪**

દેવોના સમૂહમાં જેઓ ધ્વજારૂપ શ્રેષ્ઠ હતાં તેઓએ ભગવાનની સ્તુતી કરી. અદ્‌ભૂત પુષ્પો વડે પૃષ્ટિ કરી. ત્રણ લોકોને પરમાનંદ પ્રાપ્ત થયો. તે સમયે ગાયોએ પૃથ્વીને દૂધથી ચીકણી કરી મૂકી. (૨૫)

નદીઓમાં નાના પ્રકારનું પુર આવ્યું. વૃક્ષોમાંથી મદ ઝરવાં માડ્યું. અનાજ ખેતી વેગેરે પાકવાં માડ્યું. પર્વતો પોતાની અંદર રહેલા મણીને બહાર કાઢવા લાગ્યાં.(૨૬)

હે કુરૂનંદન ! જ્યારે કૃષ્ણનો અભિષેક થયો ત્યારે સ્વભાવથી જ કુર એવા આ સર્વ પ્રાણીઓ પણ હે તાત્ ! વેર વિનાનાં થઈ ગયાં. (૨૭)

**ભાવાર્થ, સુબોધિનીજી :-૨૪**

તુમરૂ અને નારદ જેમાં પ્રથમ છે. તેમાં ગંધર્વો, વિદ્યાધરો, સિધ્ધો અને ચારણો ત્યાં આવ્યાં. અને તેઓએ લોકોના પાપને દૂર કરનાર ભગવાનના યશના ગુણગાન કર્યા. અપ્સરાઓ આનંદમગ્ન થઈને નૃત્ય કરવા લાગી. (૨૪)

તુમરૂ મધ્યમ છે. પૂર્વે નીરૂપણ કરેલું છે. તુમરૂ અને નારદ જેમાં પ્રથમ છે. તેઓ ગાંધર્વો ગાન કરનારાઓ, વિદ્યાધરો વાંજિત્રો વગાડનારા, સિદ્ધો અદ્‌ભૂત કાર્ય કરનારાઓ, ચારણો નૃત્ય કરાનારા પુરૂષો છે. તે સર્વેએ ભગવાના યશનો ગાન કર્યો. જો શંકા થાય કે ઉત્સવમાં સર્વને જે ઈષ્ટ હોય તે આપવું જોઈએ. માત્ર યશોગાનથી શું? તેના ઉત્તરમાં ભગવાનના યશોગાનમાં સર્વનું દુઃખ દૂર થઈ જાય છે. અપ્સરાઓ બહુ હર્ષવાળી થઈને નૃત્ય કરવા લાગી. કારણ કે ભગવાન સાથે રમણ કરવાને ઉત્સુક્ત હતી. દેવો અને ઈંદ્રથી બીતી હતી. હવે ભગવાન ઈંદ્ર થયા. તેથી તેનો ભય દૂર થયો. અહીં આવવું જરૂરી થયું. તેથી આનંદવાળા થયા. ભાવથી નૃત્ય કરવા લાગ્યા. જેથી ભગવાન તેમને વશ થાય. (૨૪)

જ્યારે ભગવાનને ઈંદ્રે અભિષેક કર્યો ત્યારે સ્વર્ગલોક ત્યાં આવ્યો. તે સમયે દેવાના

સમુહમાં જે મોટા હતાં. બ્રહ્મા વિગેરે મોટા હતાં. મંત્ર, વેદ વિગેરેમાં જે મોટા હતાં તેમને ભગવાનની સ્તુતી કરી. ભગવાન પોતે ઇંદ્ર થયા. તેથી વેદમાં ઇંદ્રની મોટા દેવ તરીકે સ્તુતી કરવામાં આવી છે. તે પ્રાકૃત ઇંદ્ર હોય તો આધિદૈવિક યજ્ઞમાં અર્ધાહવિથી ઇંદ્રનો હોમ કરે છે. તે યોગ્ય કહેવાય નહિ. અને તેને અર્ધો ભાગ મળે નહિ. અને જો ભગવાન ઇંદ્ર હોય તો બંધુ બની શકે. તેથી તેઓએ અદ્‌ભૂત પુષ્પોથી વૃષ્ટિ કરી. આ પ્રકારે સ્વર્ગમાં રહેલાની વાણીથી અને ક્રિયાની વાત કહી. હવે માનસિક સ્થિતી કહે છે. સર્વ લોકો પરમ સુખ પામ્યાં.ત્રણ લોકોને પરમાનંદ પ્રાપ્ત થયો. તે સમયે ગાયો પણ રસપૂર્ણ થઇને બહાર રસ ઝરવાં લાગી. તે સમયે ગાયોએ પૃથ્વીને દૂધથી ચીકાણી કરી મૂકી. (૨૫)

નદીઓમાં ઘી દૂધ વિગેરે જુદાં જુદાં રસોનું પુર આવ્યું. વૃક્ષોમાંથી મદ ઝરવાં માડયું. અનાજ ખેતી વગેરે પાકવાં માડયું. પર્વતો પોતાની અંદર રહેલા મણીને બહાર કાઢવા લાગ્યાં. સ્થાવર અને જંગમને ઉત્સવ થયો. તેનું નિરૂપણ કર્યું. (૨૬)

તેનો ઉપસંહાર કરતાં ભગવાન ઇંદ્ર થયા. ત્યારે પૂર્વના ઇંદ્ર કરતાં જે વિલક્ષણતા થઇ તે કહે છે.

જ્યારે સદાનંદનો અભિષેક થયો ત્યારે તે પોતાનો આનંદ સર્વ પ્રકારે સર્વમાં સીંચે છે. જયારે સર્વએ તેમનો અભિષેક કર્યો ત્યારે મોટું આશ્ચર્ય થયું. સર્વ જગ્યાએ દેખાતા સ્વભાવથી ક્રુર અને નિત્ય વિરોધવાળા બધા પ્રાણીઓ વેર વિનાના થઇ ગયા. કુરૂનંદન ! એ સંબોધન વિશ્વાસ માટે મુકેલું છે. તાત્! સંબોધન સ્નેહસૂચક છે. આમાં કાંઇ છેતરામણ નથી. તે પ્રકારે અભિષેકના મહોત્સવનું વર્ણન કરીને ઇંદ્ર પાછો સ્વર્ગમાં ગયો. તે હવે કહે છે. (૨૭)

इति गोगोकुलपतिं गोविन्दमभिषिच्य सः ।
अनुज्ञातो ययौ शक्रो वृतो देवादिभिर्दिवम् ॥ २८ ॥

॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे चतुर्विंशोऽध्यायः ॥

एवमभिषेकमहोत्सवमुक्त्वाभिषेककर्तुः स्वर्गप्राप्तिमाहेतीति, पूर्वं गोगोकुलपतिमित्यमुना प्रकारेण गोविन्दं कृत्वाभिषिच्य स प्रसिद्धो भगवदनुगृहीतो वा भगवतैवानुज्ञातो देवादयोत्र स्थास्यन्तीति सन्दिह्य तैर्वृतः सन् दिवं ययौ, भगवांस्तु स्वस्थान एव वर्तत इति नात्र प्रत्यापत्तिः कर्तव्या ॥२८॥

॥ इति श्रीमद्भागवतसुबोधिन्यां श्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे द्वितीये तामस-प्रकरणेवान्तरसाधनप्रकरणे षष्ठस्य स्कन्धादितश्चतुर्विंशाध्यायस्य विवरणम् ॥

શ્લોકાર્થ :-૨૮

એ પ્રકારે ગાયો અને ગોકુલના પતિને ગોવિંદ તરીકે અભિષેક કરીને ઈંદ્ર ભગવાનની આજ્ઞા લઈને દેવો સાથે સ્વર્ગમાં ગયો. (૨૮)

ભાવાર્થ, સુબોધિનીજી :-૨૮

પહેલાં જે ગાયોના અને ગોકુળનાં પતિ હતાં તેઓ આ પ્રકારે ગોવિંદ રૂપે અભિષેક કરીને તે ઈંદ્ર જેની ઉપર ભગવાનનો અનુગ્રહ થયો છે તે ભગવાનની આજ્ઞા લઈને દેવોને સાથે લઈને સ્વર્ગમાં ગયો. ભગવાન પોતાના સ્થાનમાં છે. તેથી તેની પ્રત્યાપતી કરી નથી. (૨૮)

## દશમ સ્કંધ પૂવાર્ધ અધ્યાય ૨૪મો

## સાધન પ્રકરણ

## સંપૂર્ણ






## पञ्चविंशोऽध्यायः ॥

॥ श्रीशुक उवाच ॥

एकादश्यां निराहारः समभ्यर्च्य जनार्दनम् ।
स्नातुं नन्दस्तु कालिन्द्या द्वादश्यां जलमाविशत् ॥ १ ॥
तं गृहीत्वानयद् भृत्यो वरुणस्यासुरान्तिकम् ।
अविज्ञायासुरीं वेलां प्रविष्टमुदकं निशि ॥ २ ॥
चुक्रुशुस्तमपश्यन्तः कृष्णरामेति गोपकाः ।
भगवांस्तदुपश्रुत्य पितरं वरुणाहृतम् ॥
तदन्तिकं गतो राजन् स्वानामभयदो विभुः ॥ ३ ॥

पञ्चविंशे तु वरुणान् नन्दं मोचयिता हरिः । ततः सर्वान् स्ववैकुण्ठे नेष्यतीत्युच्यते फलम् ॥१॥
अभिषेकश्च तैर्दृष्टो देवैस्तोत्रादिकं श्रुतम् । ज्ञाते देवोत्तमत्वे तु द्रष्टव्यं पौरुषं परम् ॥२॥
अन्यथा नन्दविज्ञानं भवेत् पर्यवसायि तत् । अतस्तन्निग्रहो वाच्यो वरुणस्तेन सेवकः ॥३॥
कालाद्युपासकश्चेत् स्याद् भगवत्सेवकः क्वचित् । ततः क्लेशमवाप्नोति कृष्णादेव च मुच्यते ॥४॥
ततो माहात्म्यविज्ञानं पूर्णं तस्य भविष्यति । ततश्चिन्तनमात्रेण भगवान् स्वपदं नयेत् ॥५॥

भगवतः सम्पूर्णमाहात्म्यज्ञानार्थं निरुद्धानां वैकुण्ठे गमनमुच्यते तदर्थं प्रथमं धर्मबुद्ध्या मर्यादायां प्रवृत्तस्य सर्वथा भगवन्तमभजतो नन्दस्यानर्थसम्बन्धमाहैकादश्यामिति, स हि विष्णुव्रतपरायणो धर्मनिष्ठश्चान्यस्य माहात्म्यज्ञानं न स्यादिति तथोच्यते माहात्म्यज्ञापनार्थमेव नयनमतो न वरुणो निगृहीतः, एकादश्यां निराहारः सन् जनार्दनं मोक्षदातारं सम्यगभ्यर्च्य नन्दो व्रते स्वधर्ममपि कर्तुं वैष्णवं पक्षमाश्रित्य वैदिकपक्षं त्यक्त्वार्धरात्रसमये द्वादश्यां जातायां कालिन्द्यां प्रवाहमध्ये जलमाविशत्, "मुहूर्तार्धावशिष्टायां द्वादश्यां पारणं प्रति निशीथात् सम्यगुत्थाय क्रियाः कुर्याद् यथोचितम् अग्निहोत्रादिकर्माणि तथा नैमित्तिकानि च आ मध्याह्नात् क्रियाः सर्वाः कर्तव्याः शम्भुचोदना"दितिवैष्णवधर्मविश्वासात् स्नातुं प्रवृत्तः ॥१॥ तद्रक्षको वरुणस्य सेवकोन्यायं करोतीति मत्वा वैष्णवधर्मापरिज्ञानात् तं बद्ध्वा नीतवानित्याह तं गृहीत्वेति, वरुणस्यैव भृत्यो वरुणस्यान्तिकमनयत्, तस्य नयनेभिप्रायमाहाविज्ञायेति, सोसुरी वेला यस्तत्र धर्मं करोति तदसुरगामि भवतीममर्थं नन्दोज्ञात्वा जलं प्रविष्ट इति विज्ञायानयत्, वस्तुतोयमपि न जानाति तदग्रे वक्ष्यति वरुणोजानतेति ॥२॥ ततस्तं मोचयितुं सर्वे गोपालाश्चुक्रुशुः कृष्णरामेति,अकस्माज्जले प्रविष्टः पश्चान्न दृष्ट इति तं नन्दमपश्यन्तः सर्वावस्थासु सर्वकार्येषु चोपायान्तरमलभमाना भगवन्तमेव विज्ञापयन्ति यतो गोपका

अल्पा गोपास्तदा भगवान् गृह एव स्थितः शयानो दूरादेव कृष्णरामेतिवचनमाकर्ण्य पिता वरुणेन हत इति ज्ञात्वेत एव वरुणान्तिकं गतः प्रायेणोक्त्वा गतोन्यथा महद् भयं स्यात्, भगवान् निरोधलीलामेतदर्थं कृतवान् यत् सर्वकर्मसु स्वयं प्रविष्टस्तानि कर्माणि स्वकर्माणि कृत्वा तेभ्यस्तान् मोचयत्यन्यथैवं न कुर्यात् तत् साधनदशायां च वक्तव्यं, आवश्यकफले पूर्वं




## દશમ સ્કંધ પૂવાર્ધ તામસ સાધન પ્રકરણ

## અધ્યાય ૨૮મો

### કારીકા :-

વરૂણલોકમાંથી નન્દરાયજીને છોડાવી લાવવા

પચ્ચીસમા અધ્યાયમાં પ્રભુ નન્દરાયજીને વરૂણ પોસેથી છોડાવશે. પછી સર્વેને પોતાના વૈકુણ્ઠમાં લઈ જસે. એ પ્રમાણે અવાન્તર ફલ કહેવામાં આવે છે. (૧)

તેઓએ ભગવાનના અભિષેકનું દર્શન કર્યું અને ભગવાનના દેવોએ કરેલી સ્તુતિ પણ સાંભળ્યાં. ભગવાન દેવોમાં ઉત્તમ છે. એમ જાણ્યા પછી પુરૂષ સંબંધી સૌથી શ્રેષ્ઠ મહાત્મ્યનું દર્શન થવું જોઈએ જેથી સંબંધી સૌથી શ્રેષ્ઠ મહાત્મ્યનું દર્શન થવું જોઈએ જેથી ભગવાન પુરૂષોત્તમ છે તેવું જ્ઞાન પ્રાપ્ત થાય. (૨)

જો તેમ ન થાય તો નન્દરાયજીનું જ્ઞાન કે ભગવાન માત્ર દેવામાં ઉત્તમ નારાયણના અંશરૂપે જ છે. તે ભક્તિમાર્ગનું વિરોધી થાય તેથી એવા વિરૂદ્ધ જ્ઞાનના લીધે નન્દરાયજીનું નિગ્રહ એટલે બંધન કહેવું જોઈએ. તેથી વરૂણે ભગવાનના સેવક તરીકે કામ કર્યું. (૩)

જો ભગવાનનો સેવક કદાચિત પણ કાલ વિગેરેનો ઉપાસક થાય તો તેથી તેને કલેશ પ્રાપ્ત થાય અને ભગવાન જ તેને તેમાંથી મુકત કરે. (૪)

પછી તેને ભગવાનના મહાત્મ્યનું સંપૂર્ણ જ્ઞાન થશે અને તે કારણથી માત્ર ચિન્તન કરવાથી જ ભગવાન પોતાના સ્થાનમાં તેને લઈ જશે. (૫)

ભગવાનના સંપૂર્ણ મહાત્મ્યનું જ્ઞાન થાય તેને માટે ભગવાનમાં નિરોધ પામેલા ભકતોનું વૈકુણ્ઠમાં જવાનું વર્ણન કરવામાં આવે છે. તેને માટે પ્રથમ ધર્મબુદ્ધિથી મર્યાદાની રીતે પ્રવૃત્ત થએલા અને હંમેશાં ભગવાનને નહી ભજતા નન્દરાયજીનો અનર્થનો સંબંધ કરાવનાર જલ પ્રવેશ શ્લોકથી કહે છે.

**શ્લોકાર્થ :-૧**

શ્રી શુકદેવજી કહે છે : એકાદશીમાં ઉપવાસ કરીને મોક્ષદાતા જનાર્દનની સારી રીતે પૂજા કરીને નન્દરાયજીએ દ્વાદસીમાં સ્નાન કરવા માટે કાલિન્દીના જલમાં પ્રવેશ કર્યો. (૧)

આસુરી વેળાએ રાત્રીમાં નન્દરાયજીએ અજ્ઞાનથી જલ પ્રવેશ કર્યો એમ સમજી વરૂણનો નોકર તેમને બાંધીને વરૂણની પાસે લઈ ગયો. (૨)

તે નન્દરાયજીને નહિ જોતાં નાના ગોપો હે કૃષ્ણ ! હે રામ ! એમ આક્રન્દ કરવા લાગ્યા. ભગવાને દૂરથી તે સાંભળીને પોતાના પિતાને વરૂણ લઈ ગયા છે એમ જાણ્યું. તેથી હે રાજા ! નિજ જનને અભય દાન કરનાર સર્વ સમર્થ ભગવાન તે વરૂણ પાસે ગયા. (૩)

**ભાવાર્થ, સુબોધિનીજી :-૧**

નન્દરાયજી વિષ્ણુના વ્રતમાં પરાયણ છે. ધર્મનિષ્ઠ છે. બીજાને ભગવાનના મહાત્મ્યનું જ્ઞાન ન થાય તેથી એ પ્રકારે કહ્યું છે. મહાત્મ્ય જણાવવા માટે જ તેમને વરૂણ પાસે લઈ જવામાં આવ્યા છે. તેથી જ ભગવાને વરૂણનો નિગ્રહ કર્યો નથી. એકાદશી ઉપવાસ કરીને, મોક્ષનું દાન કરનાર જનાર્દનની સારી રીતે પૂજા કરીને નન્દરાયજીએ વ્રતમાં પોતાના ધર્મ પ્રમાણે વૈષ્ણવ પક્ષનો આશ્રય લઈને, વૈદિક પક્ષનો ત્યાગ કરીને, અર્ધરાત્રિએ, દ્વાદસી થઈ કે કાલિન્દીના પ્રવાહમાં જલ પ્રવેશ કર્યો. વૈષ્ણવ ધર્મમાં કહ્યું છે કે અર્ધમુહુર્ત બાકી રહે ત્યારે દ્વાદસીમાં પારણા માટે મધ્ય રાત્રીએ સારી રીતે ઉઠીને યશોચિત ક્રિયા કરવી. અગ્નિહોત્રાદિક કર્મ તથા નૈમિતિક કર્મ મધ્યાહ્ન સુદી સર્વ ક્રિયા કરવી એવો શંભુનો આદેશ છે. એ વૈષ્ણવ ધર્મના વચન પર વિશ્વાસ હોવાથી સ્નાનને માટે નન્દરાયજી પ્રવૃત થયા. (૧)

તે જલનો રક્ષક વરૂણનો સેવક, નન્દરાયજી અન્યાય કરે છે. એમ માનીને વૈષ્ણવ ધર્મના અજ્ઞાનને લઈને તેને બાંધીને લઈ ગયો. તે હવે નીચેના શ્લોકથી કહે છે.

વરૂણનો નોકર વરૂણની પાસે લઈ ગયો. તેને લઈ જવાનું કારણ કહે છે કે આસુરી વેળા એટલે સમયે સમયે જે તે ધર્મ કરે છે તે ધર્મ આસુરીગામી થાય છે. આ વાત નન્દરાયજી નહિ જાણવાથી એમને જલમાં પ્રવેશ કર્યો. એટલે એમને લઈ ગયો. ખરી વાત તો એ છે કે આ વરૂણનો નોકર પણ અજ્ઞાની છે તે આગળ કહેવામાં સાતમા શ્લોકથી કહેશે. (૨)

ત્યારે તેમને છોડાવવા માટે સર્વ ગોપાલો હે કૃષ્ણ ! હે રામ ! એમ કહી આક્રન્દ કરવા લાગ્યા તે હવે કહે છે.

અકસ્માત જલમાં પ્રવિષ્ટ થએલા નન્દરાયજી પાછળથી દેખાયા નહિ. તેથી તેમને ન જોતાં તેમને સર્વે કાર્યમાં બીજો કોઈ ઉપાય ન મળવાથી ગોપો ભગવાનને વિજ્ઞપ્તિ કરે છે ત્યારે ઘરમાં સૂતેલા ભગવાન દૂરથીજ કૃષ્ણ, રામ એમ વચન સાંભળીને પિતા નન્દરાયજીને વરૂણની લઈ ગયા છે એમ જાણીને અહીં ઘરમાંથી જ વરૂણની પાસે ગયા. ઘણું ખરૂં ગોપોને કહીને ગયા નહિ તો ગોપોને ભય થાય. ભગવાને નિરોધલીલા એમને માટે જ કરી છે જેથી તેમનાં સર્વે કર્મોમાં પોતે પ્રવેશ કરીને તે કર્મો પોતાના કરી તેમાંથી તેમને છોડાવે. એમ જો ન હોત તો એ પ્રકારે કરત નહિ. તે સાધનદશા અને ફૂલદશામાં પણ કહેવું જોઈએ.

પૂર્વે કરેલાં કર્મનું ફલ આવશક્ય હોવાથી, તે કર્મ પુરૂં થએલું હોવાથી તેમાં પ્રવેશ થઈ શકે નહિ તેથી વરૂણની પાસે પોતે ભગવાન ગયા. જો એમ ન હોત તો વરૂણને જ ભગવાન બોલાવત અથવા નન્દરાયજીને પાછાં ખેંચી લેત. પરંતુ પોતાનું મહાત્મ્ય પણ જણાવવું જોઈએ તેથી ભગવાન પોતે જ ગયાં. રાજન ! એ સંબોધન ! રાજધર્મ એવો છે કે સેવકોની ઉપેક્ષા કરી શકાય નહિ. વળી ભગવાન નિજ જનને અભયદાન કરનારા છે. જો પોતે વિભુ હોવાથી સર્વ પ્રકારે સમર્થ છે. પૃથ્વી ઉપર અવતાર ધરેલો હોવાથી અહીં જ કાંઈ પણ કાર્ય કરે અને બીજે ઠેકાણે ન કરે એવું કાંઈ નથી. જો એમ ન હોત તો જેમ બીજા અવતારોએ કર્યું નથી તેવું કાર્ય આ લીલાને અન્તે ગોપોને વૈકુણ્ઠમાં લઈ જાત નહિ. તેથી કૃષ્ણ સર્વત્ર સર્વ સામાર્થ્યવાળા છે. (૩)

પછી જે થયું તે શ્લોકથી કહે છે.




प्राप्तं वीक्ष्य हृषीकेशं लोकपालः सपर्यया ।
महत्या पूजयित्वाह तद्दर्शनमहोत्सवः ॥ ४ ॥

॥ वरुण उवाच ॥

अद्य मे निभृतो देहोऽद्यैवार्थोऽधिगतः प्रभो ।
यत्पादभाजो भगवन्नवापुः पारमध्वनः ॥ ५ ॥

कृते कर्मणि सति कर्मणोनिवृत्तत्वान्न प्रवेशः सम्भवतीत्यतो वरुणसान्तिकं स्वयमपि गतः, अन्यथा वरुणमेवाकारयेत् नन्दं वा कर्षेत्, माहात्म्यं च ज्ञापनीयमतः स्वयमेव गतः, राजन्निति सम्बोधनं राजधर्म एतादृश इति ज्ञापयितुमनुपेक्षणीयाः सेवका इति, किञ्च स्वानामभयदो यदि शीघ्रं न गच्छेदिदानीं भक्तानां भयं न निवर्तेत, विभुरिति सर्वप्रकारेणापि सर्वं कर्तुं समर्थः, न हि भूमाव-

फलं दातुं साधनतापि स्वकृतैवेति,ननु कथमेवमलौकिकं भवेत्? तत्राह यत्पाद्भाज इति, त्वत्सेवकानामेवालौकिककर्तृत्वं यत्र त्वयि तत्र किं वक्तव्यमिति, यस्य भगवतश्चरणारविन्दं ये भजन्ति तेऽध्वनः पारमवापुर्नातः परं गन्तव्यमस्ति, लोके चरणसमागता गच्छन्ति यथा पादुकादयः, अन्यथा तांश्चरणे नानयेदतो यथैतद् विपरीतमेवं फलमपि, अत एव स्वामिदर्शनं भक्तिः पूजेत्यपि साधनं भवतीति निराकृतमानन्दनिधेरन्यस्य प्राप्तव्यत्वाभावात् ॥५॥

શ્લોકાર્થ :-૪

લોકપાલ વરૂણ હૃષિકેશ ભગવાનને પધારેલા જોઇને પોતાની પાસે જે સામગ્રી હતી તે કરતાં પણ વિશેષ સામગ્રી એકઠી કરીને ભગવાનની પૂજા કરી. તેમના દર્શનથી ઘણા ઉત્સવવાળો થઇને નીચે પ્રમાણે બોલ્યો. (૪)

વરૂણ કહે છે ! હે પ્રભુ ! આજેજ મેં વિશેષ દેહ ધારણ કર્યો. આજેજ મને પુરૂષાર્થ સિદ્ધ થયો. કેમ કે હે ભગવાન ! તમારા ચરણનું જે ભજન કરે છે. તેજ માર્ગને પાર પામે છે. (૫)

ભાવાર્થ, સુબોધિનીજી :-૪

જો એમ શંકા થાય કે ભગવાન તો વરૂણને ઘેર નન્દરાયજીને છોડાવવા માટે ગયા હતો. અને અપકાર કરવાવાળાને ઘેર પૂજાનો સ્વીકાર કરવો જોઇએ નહિ તો પછી વરૂણે પૂજા કરી એમ શા માટે કહો છો? પૂજા કરી એમ કહેવું જોઇએ નહિ. તેના ઉત્તરમાં કહે છે કે ભગવાન હૃષિકેશ છે. આ ભગવાન ઇંદ્રિયોના અધિપતિ છે. જો વરૂણ પૂજા ન કરે તો તે સ્થાનનો ભોગ પછીથી પોતાની ઇંદ્રિયોથી થઇ શકે નહિ. અને નિવેદન કર્યા વગરના પદાર્થોના ભોગથી દોષ થાય. જેમ દેવોમાં ઇંદ્ર શ્રેષ્ઠ છે તેમ દૈત્યોમાં વરૂણ શ્રેષ્ઠ છે.

જો અહીં વ્રજમાં તે લક્ષ્મીનું ગ્રહણ કરે તો દૈત્યો શરણે આવવાથી તેમને હણી શકાય નહિ. તેથી વરૂણ લોકમાં જઇને તેના પદાર્થો વડે પૂજાનું ગ્રહણ કર્યું. ભગવાન ત્યાં ન પધારે તો વરૂણલોકમાં ઉત્પન્ન થએલાં પદાર્થો ભગવદ્ભક્તોને ઉપયોગ માટે શુદ્ધ ન થાય. જીવો તો ત્રણ પ્રકારના છે. દેવ માનવ અને દાનવો. તેમાં મનુષ્યની આકૃતિથી ઇંદ્રદેવે કરેલો અભિષેક અને દૈત્યોના રાજા વરૂણે કરેલી પૂજા ભગવાને ગ્રહણ કરી તેથી તે સમયે બધા પદાર્થો પૃષ્ટિને ઉપયોગી અને ફલસાધક થયા.

તે વરૂણે પોતાનું સર્વસ્વ નિવેદન કરીને ભગવાનની પૂજા કરી તે લોકપાલ શબ્દોથી કહેલ છે. વરૂણ તો બધા દૈત્યના લોકનું પાલન કરે છે. તેથી પોતાની પૂજા સામગ્રી હતી તેનાથી પણ અધિક કરી આગળ ભવિષ્યમાં જે સામગ્રીનો પોતે ભોગ કરવાનો છે તે પણ

વચમાં ધરીને ભગવાનની પૂજા કરી. મામ કાવિકી સેવા કરી એટલુંજ નહિ કિન્તુ વચનથી પણ કરી. મન પૂર્વરૂપ છે અને વાણી ઉત્તર રૂપ છે. (દરેક વસ્તુ પ્રથમ મનમાં ઉત્પન્ન થઈને પછી વાણીમાં આવે છે.) તેથી માનસીક પૂજાનો પ્રવેશ પણ વાચનીક પૂજામાં આવી જશે. તેથી હવે વરૂણ જે કહેવાનો છે. તે આગળના શ્લોકથી કહે છે. ભગવાનના દર્શનથી વરૂણને મોટો ઉત્સવ થયો. ભગવાનના પધારવાથી મોટા આનંદ થયો એ જ માનસીક પૂજા છે. જે સ્થિતી કરવા યોગ્ય તેને ભગવાનની સ્તુતી કરવી. ભગવાનના ગુણોનું વર્ણન કરવું. જો તેમ કરવાની શકિત ન હોય તો ભગવાને પોતાના પર કરેલો ઉપકાર માત્ર વાણીથી જ કબુલ કરવો તે કહે છે. (૪)

જો કે મને દૈવયૌની પ્રાપ્ત થઈ છે. તથાપી અધિપતીપણું દૈત્યો ઉપર છે જ. તેથી તેમના સંગથી ભગવાનનો પરાયણ થવાતો નથી. તેથી આ પ્રાપ્ત દૈવયૌની નહિ પ્રાપ્ત થયેલા જેવી છે. હમણાં સ્વામીના દર્શનથી મને ફલ પ્રાપ્ત થયું. તેથી સાધનનો અભાવ હોવા છતાં મારો જન્મ સફળ થયો. તે કહે છે કે આજે જ મેં વિશેષ કરીને દેહ ધારણ કર્યો. જો એમાં શંકા થાય કે પોતે સાધન પરાયણ થયો હતો તો તેનું નિરાકરણ કરતાં આજે જ મને પુરૂષાર્થ પ્રાપ્ત થયો. એમાં શંકા થાય કે સાધન કર્યા વગર ફળ કેમ પ્રાપ્ત થાય? તેના ઉત્તરમાં કહે છે તમે પ્રભુ છો. સાધન ન કર્યા છતાં તમે ફલ આપવા સમર્થ છો. કારણ કે સાધનતા પણ તમે જ કહેલી છે. સાધન કરાવવું તે પણ તમારાં જ હાથની વાત છે. જો એમ શંકા થાય કે અલૌકિક કેવી રીતે થયા? તેના ઉત્તરમાં કહે છે કે તમારાં ચરણનું જે ભજન કરે છે તે પદથી કહે છે. જયાં તમારાં સેવકો અલૌકિક કાર્ય કરે છે. તો તમો કરો. તેમાં શું આશ્ચર્ય ? ભગવાનના ચરણાવિંદનો જે ભજન કરે છે. તે માર્ગને પાર પામે છે. તેમને ચરણથી આગળ જવાપણું નથી. લોકમાં જેમને ચરણનો સમાગમ થાય છે તેમને તો જવાપણું રહે છે. કારણ કે પાદુકાઓને સમાગમથી તેમને આગળજવાપણું રહે છે. જો એમ ન હોત તો કોઈ પાદુકાને પહેરત નહી.તેથી જેમ આ વિપરીત છે તેમ ફલ પણ વિપરીત છે. તેથી એમ સિદ્ધ કર્યું કે સ્વામીનું દર્શન, ભક્તિ, પૂજા વિગેરે પણ સાધન નથી પણ ફલ જ છે. કારણ કે આનંદનિધી ભગવાનને પ્રાપ્ત કર્યા પછી બીજું કાંઈ પ્રાપ્ત કરવાનું રહેતું નથી. (૫)

આમ હોવાથી જેનો જન્મ સફલ થયો છે. અને જેને ફલ પ્રાપ્ત થયું છે.તેને ભગવાનને માટે જે કરવું જોઈએ તે હવે કહે છે.



नमस्तुभ्यं भगवते ब्रह्मणे परमात्मने। न यत्र श्रूयते माया लोकसृष्टिविकल्पना ॥६॥

अजानता मामकेन मूढेनाकार्यवेदिना।
आनीतोयं तव पिता तद् भवान् क्षन्तुमर्हति ॥ ७ ॥

॥ श्रीशुक उवाच ॥

एवं प्रसादितः कृष्णो भगवानीश्वरेश्वरः।
आदायागात् स्वपितरं बन्धूनां चावहन् मुदम् ॥ ८ ॥

अतः **सफलजन्मवता प्राप्तफलेन** भगवति यत् कर्तव्यं तदाह **नमस्तुभ्यमिति, नमस्कारो न जीवानां कर्तव्यस्तुल्यत्वाद्** देहादेरागन्तुकत्वादतो **भगवानेव नमस्कर्तव्यः**, सोपि सर्वसिद्धान्तसिद्धश्चेत्, विवादे सत्सु विषयदौर्बल्यमेवं कल्पनीयमतः **श्रुतिस्मृतिपुराणेषु यत्रैकवाक्यता स नमस्कर्तव्यः**, तत्रापि यदि तथानुभवो न भवेत् तदा **महताम**'प्यन्तःकरणं प्रमाण'मिति नमस्कर्तव्यो न भवेदतश्चतुष्टयमाह तुभ्यमिति साक्षात्कृताय भगवत इति वैष्णवसिद्धान्तसिद्धाय **ब्रह्मण** इति श्रौताय परमात्मन इति स्मार्ताय,श्रुतिव्यतिरिक्तपक्षेषु मायायाः सृष्ट्युपयोगः करणत्वेन प्रधानत्वेन वा पाषण्डेषु निमितत्वेनापि, सा चेद् भगवति नास्ति तदा तत्कृता दोषाः कामादयः सुतरामेव न भवन्ति तत आत्मन आत्मत्वस्य सिद्धत्वाद् दोषाणामभावाच्च ते न किञ्चिद् विज्ञाप्यमित्यभिप्रायेणाह न यत्र श्रूयते मायेति,लोकानां सृष्ट्यर्थं सृष्टिरूपेण वा विशेषेण कल्पना यया सा कार्यकारणरूपिणी सर्वा चेन्निषिद्धा तदा न किञ्चिद् विज्ञाप्यम् ॥६॥ तथापि स्वापराधो निवेदनीयोन्यथा स्वकृतादेव नश्येदत आहाजानतेति, **मामकेन** सेवकेन धर्मतत्त्वमजानता भवत्सम्बन्धं चाजानतायं तव पिता लीलायां पितृत्वेन कृतः **समानीतः**, यदि स्वरूपतोसिद्युत्कर्षः स्यात् तदाज्ञोपि नानयेत् सम्बन्धस्तु न ज्ञा[illegible]दज्ञानादेव वैष्णवधर्मोप्यज्ञातः, अज्ञापने हेतुर्मामकेनेति, अयं दैत्यो यदि भगवद्धर्मान् ज[illegible]यात् तदा दैत्यत्वमेव गच्छेत् ततः कोपि सेवको न भवेत्, स्वतस्तस्य न ज्ञानं तदाह मूढेनेति, ननु तथापि सेवकेन स्वाम्युक्तमेव कर्तव्यं ततः कथमानीतवान्? तत्राहाकार्यवेदिनेति, नास्य कार्यवेदनं कार्यज्ञानमस्ति किं कार्यं किमकार्यमित्यतः सामान्यत उक्तमपि कर्त्रा विशेषाकारेण कर्तव्यमतोस्य स्वाभाविक एव दोषः, अयं च तव पिता वेपमानः पुरो वर्ततेतः स्वामिन् लीलायामपराधः कृतो वर्तते तद् भवान् क्षन्तुमर्हति, तव पितेतिवचनादपराधः सोढव्यो लीलायां प्रविष्ट इति,न हि लीलाप्रविष्टानामपराधो भवति,अतो भवानित्यप्युक्तं,भवानेव क्षन्तुमर्हति न त्वहं क्षमापयितुं योग्यः,'गोविन्द नीयता'मिति विगीतं, तथा चेद् वदेदपराधी स्यात् ॥७॥ एवं प्रार्थनायां कृतायां तत्सिंहासन उपविष्टस्तं कृतार्थीकृत्य तत आगत इत्याहैवमिति, प्रसादितो भूत्वापराधेनातो दण्डमकृत्वैव कृष्णः सदानन्दस्तस्याप्यानन्दमुत्पाद्य ततः समागमने समानयने वा प्रार्थनीयरहितो भगवान् सर्वशक्तिः स्वपितरमादायागात्, भगवत्स्पर्शेन दैत्यसम्बन्धकृतो दोषो निवर्तितः,ननु तथापि वरुणेनागन्तव्यमनुवृत्तिश्च कर्तव्या तत कथं नागत

इति चेत् तत्राहेश्वरेश्वर इति,ईश्वराणामपि वरुणादीनामीश्वरो नियन्तातोनुल्लङ्घ्यशासनत्वात् स्वामिलीलास्थाने न गन्तव्यमितिनीतिशास्त्रान् नागतः, साधनादिकं तु नापेक्षते, एवं स्मरणमात्रेणैव गोकुलप्राप्तेः, आगत्य बन्धूनां मुदं चावहत् , आवहन् वा समागतः ॥८॥

## શ્લોકાર્થ : ૬

જેના મને સાક્ષાત દર્શન થાય છે. એવા તમને ભગવાનને, બ્રહ્મને, પરમાત્માને લોકોની સુષ્ટિ માટે અથવા સુષ્ટિની કલ્પના કરવામાં આવે છે તે માયા છે જ નહી. તેવા ભગવાનને નમસ્કાર હો.(૬)

મારો સેવક જે ધર્મનું તત્વ જાણતો નથી. અને તમારો અને નન્દરાયનો સંબંધ જાણતો નથી. તે મૂળ હોવાથી શું કરવું અને શું ન કરવું એવું જ્ઞાન ન હોવાથી આ તમારા પિતાને લઈ આવ્યો છે. માટે તમારે મને ક્ષમા કરવી જોઈએ. (૭)

શુકદેવજી કહે છે આ પ્રકારે વરૂણે પ્રસન્ન કરેલા ભગવાન કૃષ્ણ પોતે ઈશ્વરોના પણ ઈશ્વર હોવાથી પોતાના પિતાને લઈને બંધુઓને આનંદ પમાડતા પાછા વ્રજમાં આવ્યાં. (૮)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૬

જીવોએ નમસ્કાર કરવા જોઈએ કારણ કે જીવો તરીકે એકબીજાને તુલ્ય છે.અને દેહ તો આગન્તુક છે. તે નિત્ય નથી. તેથી ભગવાનને જ નમસ્કાર કરવા જોઈએ. પણ તે ભગવાન સર્વ સિદ્ધાંતોથી સિદ્ધ હોય તો જ નમસ્કાર કરવા જોઈએ. મોહક શાસ્ત્રોથી ઉત્પન્ન થતાં મોહથી રહિત સત્પુરૂષોને જે ઉપાસ્ય સ્વરૂપોમાં વિવાદ હોય તે ઉપાસ્યરૂપો ભક્તિમાર્ગમાં સેવ્ય પુરૂષોત્તમકર્તા દૂર્બલ છે.એમ માનવું જોઈએ. તેથી શ્રુતિ, સ્મુતિ, પુરાણોમાં જે ઉપાસ્યરૂપને વિષે એક વાકયતા હોય તેમને નમસ્કાર કરવા જોઈએ. તેમાં પણ તેવો અનુભવ ન થાય તો નમસ્કાર કરવા જોઈએ નહિ. કારણ કે મોટાઓનું પણ અંતઃસ્કરણ અનુભવ પ્રમાણરૂપ છે. તેથી **"तुभ्यम् भगवते ब्रह्मणे परमात्मने"** એમ ચાર પદ કર્યા છે. **"तुभ्यम"** એટલે તમને, જેનું મને સાક્ષાત દર્શન થાય છે. **"भगवते"** એટલે વૈષ્ણવ સિદ્ધાંતથી જે ભગવાન સિદ્ધ થાય છે. **"ब्रह्मणे"** એટલે શ્રુતિ અથવા વેદથી જે સિદ્ધ થાય છે **"परमात्मने"** એટલે સ્મૃતિ જે સિદ્ધ થાય છે વેદથી જે જુદા શાસ્ત્રો છે. જેમાં માયાનો સુષ્ટિ ઉત્પન્ન કરવામાં ઉપયોગ . કરણ એટલે કે સાધન તરીકે અથવા પ્રકૃતિ તરીકે અથવા પાખંડ શાસ્ત્રોમાં નિમીત તરીકે ઉપયોગ થયો છે. તે માયા જો

ભગવાનમાં છે જ નહિ પછી માયાથી ઉત્પન્ન થતાં દોષો, કામ વિગેરે ભગવાનમાં ન જ હોય તેમાં કહેવાનું શું? તેથી આત્મા પરમાત્મા તરીકે સિદ્ધ હોવાથી દોષોનો અભાવ હોવાથી ભગવાનને કંઈપણ વિજ્ઞાપન કરવાની રહેતી નથી. તે અભિપ્રાયથી **"न यत्र श्रुयते माया"** એ પદો કહ્યાં છે.

લોકોની સુષ્ટિ કરવાને માટે અથવા કાર્યકારણરૂપ વિશેષ કલ્પના જેનાંથી થાય છે તેવી માયાનો જો નિષેધ ભગવાનમાં છે. તો પછી તેમને કાંઈપણ વિજ્ઞાપન કરવાનું રહેતું નથી. આ પ્રકારે માયાનો નિષેધ કરેલો હોવાથી કાંઈ પણ વિજ્ઞાપન કરવાનું રહેતું નથી. તે છતાં પોતાના અપરાધનું નિર્વેદન કરવું જોઈએ. જો ન કરે તો પોતાના કૃત્યોથી જ પોતાનો નાશ થાય તે શ્લોકથી કહે છે. (૬)

મારા સેવકને ધર્મનું તત્વજ્ઞાન ન હોવાથી અને તમારો અને નન્દરાયજીના સંબંધનું જ્ઞાન ન હોવાથી આ તમારા પિતા છે. લીલામાં તમોએ તેને પિતા માન્યા છે તેને આ સેવક લઈ આવ્યો. જો મારો સેવક અજ્ઞાની ન હોત તો લાવત જ નહિ. તેને વૈષ્ણવ ધર્મનું પણ જ્ઞાન ન હતું. તે અજ્ઞાનનું કારણ આ દૈત્યનો સેવક હતો. જો આ દૈત્ય સેવક ભગવાનના ધર્મો જાણે તો તેનો દૈત્યપણું જતું રહે તો પછી કોઈપણ મારો સેવક રહે નહિ. આ સેવક મૂઢ છે. તેને સ્વતઃ જ્ઞાન નથી એમ શંકા થાય કે સેવકે તો સ્વામીએ જે કહયું તે કરવું જોઈએ. તો પછી સ્વામીની આજ્ઞા સીવાય કેવી રીતે લઈ આવ્યો ? તેના ઉત્તરમાં કહે છે કે શું કરવું અને શું ન કરવું એવું જ્ઞાન એણે નથી. પોતાના કાર્યનું જ્ઞાન પણ નથી. સામાન્ય રીતે સ્વામીએ કહેલું હોય છતાં સેવકે વિચારીને કાર્ય કરવું જોઈએ. તેવું આ સેવકમાં નથી. તેથી તેનો આ સ્વાભાવિક દોષ છે. આ તમારા પિતા ધ્રુજતા ઉભા છે. હે સ્વામી ! લીલામાં મેં અપરાધ કર્યો છે. તે તમારે ક્ષમા કરવા યોગ્ય છે. લીલામાં જેમનો પ્રવેશ છે તેમનાથી ખરેખરે અપરાધ થતો નથી. તેથી **"भवान"** પદ કહે છે. એનો અર્થ એ છે કે આપ પોતે જ ક્ષમા કરવા યોગ્ય છો. હું ક્ષમાને યોગ્ય નથી. (૭)

એ પ્રમાણે વરૂણે પ્રાર્થના કરવાથી ભગવાન જે તેના સિહાસન ઉપર બેઠા હતાં તેમને વરૂણને કૃતાર્થ કરીને ત્યાંથી પાછા આવ્યાં તે શ્લોકથી કહે છે.

વરૂણે ભગવાનને પ્રસન્ન કર્યા તેથી તેના સેવકના અપરાધથી તેને દંડ કર્યા વગર કૃષ્ણ જે સદાનંદ છે તેણે વરૂણને પણ આનંદ કરાવીને ત્યાંથી પાછા આવવામાં અથવા નંન્દરાયજીને પાછા લાવવામાં કઈ પ્રાર્થના કરવાનુ રહેતું નથી. કારણ કે પોતે સર્વ શક્તિમાન છે. પોતાના પિતાને લઈને પાછા આવ્યાં. ભગવાનના સ્પર્શથી દૈત્યના સંબંધિ દોષ દૂર થયો. એવી શંકા થાય કે ભગવાનની સાથે વરૂણે આવવું જોઈતું હતું. તે કેમ આવ્યો નહિ.

તેના ઉત્તરમાં કહે છે કે ભગવાન ઈશ્વરોના પણ ઈશ્વર છે. ઈશ્વરોના ઈશ્વર અને નિયંતા ભગવાન હોવાથી અને સ્વામીની લીલા સ્થાને જવું નહિ એમ નિતિશાસ્ત્રમાં હોવાથી વરૂણ આવ્યો નહિ. ભગવાનને પાછા આવવામાં સાધનની જરૂર નથી. તેથી સ્મરણ માત્રથી જ ગોકુળમાં આવ્યાં. આવીને બંધુઓને આનંદ પમાડયા અથવા આનંદ પમાડતા ગોકુળમાં આવ્યાં.

જેમ ભગવાનનું એક વચન બહુ કાર્ય કરે છે. તેમ ભગવાનની આ કૃતિએ પણ બહું કાર્ય કર્યું. તે કહે છે. (૮)




नन्दस्त्वतीन्द्रियं दृष्ट्वा लोकपालं महोदयम् ।
कृष्णे च सन्नतिं तेषां ज्ञातिभ्यो विस्मितोऽब्रवीत् ॥ ९ ॥
ते त्वौत्सुक्यधियो राजन् मत्वा गोपास्तमीश्वरम् ।
अपि नः स्वगतिं सूक्ष्मामुपाधास्यदधीश्वरः ॥ १० ॥
इति स्वानां स भगवान् विज्ञायाखिलदृक् स्वयम् ।
सङ्कल्पसिद्धये तेषां कृपयैतदचिन्तयत् ॥ ११ ॥

यथैकं वचनं बहु कार्यं करोति तथेयं कृतिरपि बहु कार्यं कृतवतीत्यग्रिमं वृत्तान्तमाह नन्दस्त्विति, नीतोपि नन्दः पूर्वं तत्रैव स्थापितोपि न किञ्चित् दृष्टवान् पश्चाद् भगवदागमनानन्तरं सर्वं दृष्टवानतोतीन्द्रियदर्शनोतीन्द्रियत्वे हेतुं वदन् सर्वमेवातीन्द्रियमित्याह लोकपालस्य महान् उदयो यत्रेति, किञ्च योस्माभिः कृष्णो यथाकथञ्चिद् व्यवह्रियते तादृशे ते सम्यङ्ग नतास्तद्गर्भदासा इव, इदं च तत्रत्यानां स्त्रीपुरुषाणां सर्वेषामेव सेवनं दृष्ट्वा ज्ञातिभ्य उपनन्दादिगोपेभ्योऽब्रवीत्, नन्वतीन्द्रियं भगवता स्वार्थमेव प्रदर्शितं नान्येभ्यो वक्तव्यं तत् कथमुक्तवानिति चेत् तत्राह विस्मित इति,तस्याश्चर्यरस एवोत्पन्नोतो भगवन्तं पुत्रत्वेन नाङ्गीकृतवान् नायं सर्वथा पुत्रो गर्गश्छलवादी भ्रान्तो वात एवं सति किं कर्तव्यमिति विचारणीयं किञ्चित् प्रार्थनीयमाहोस्विदधिका प्रतिपत्तिः कर्तव्येति, तत्र प्रतिपत्त्यर्थं फलार्थं चादौ भगवतो निर्णीतं स्वरूपं ज्ञातव्यमवान्तरभेदा एवैत उत्कर्षा अतः परमोत्कर्षो ज्ञातव्यस्ततः फलप्रार्थना प्रतिपत्तिर्वा कर्तव्येति निश्चित्य प्रथमतो भगवदुत्कर्षदर्शनार्थमुत्सुका जाताः ॥९॥

ततो निःसन्दिग्धं तं[२] परमेश्वरं ज्ञात्वा यावन्न दृश्यते तावत् सम्यक् प्रतीतिर्न भवतीति, गोपा विशेषज्ञानरहिताः किञ्चित् प्रार्थितवन्त इत्याह ते त्विति,तुशब्देन न तेषामन्यः पक्ष उद्गतो नाप्यसम्भावना किन्त्वौत्सुक्यधिय एव[३] दर्शनार्थं जाताः, राजन्निति तथोत्सुका राजानोपि भवन्तीति ज्ञापयितुं, अयमीश्वरो भवतीति निश्चितं तथा सति, अपीतिसम्भावनायामीश्वरे मित्रे

भवन्तीति ज्ञापयितुं, अयमीश्वरो भवतीति निश्चितं तथा सति, अपीतिसम्भावनायामीश्वरे मित्रे जाते स्वकीयं प्रदर्शयिष्यत्यथ यद्यस्मान् न मन्यते तदा दण्डं करिष्यतीति निश्चित्य सूक्ष्मां स्वगतिं वैकुण्ठाख्यामधीश्वरः स्वामी नोऽस्मभ्यमुप समीप एवाधास्यद् धास्यति किम्? अस्मन्निकट एव तं किं प्रकटीकरिष्यतीतिमनोरथं कृतवन्तः, स्वस्य तथासाधनाभावेपि फलं भविष्यतीत्यत्र भगवदैश्वर्यमेव हेतुः ॥१०॥ एवं तेषां चिन्तनानन्तरं यद् भगवांश्चकार तदाहेतीति, स्वा भक्ताः, भक्तेष्टं पूरणीयं यतः स तेषामेवार्थे समागतो नापि तस्याशक्यं किञ्चिद् यतो भगवान्, ते तु स्वमध्य एव सङ्कल्पं कृतवन्तो न तु प्रार्थितवन्तस्तथापि भक्तकामनापूरक इति तद् विज्ञायैतद् वक्ष्यमाणमचिन्तयदितिसम्बन्धः, ज्ञाने उपायान्वेषणादौ च सामर्थ्यमखिलदृगिति, सर्वमेव सर्वदैव स्वयमेव पश्यति न तु करणाद्यपेक्षाऽप्यतस्तेषां सङ्कल्पसिद्ध्यै सङ्कल्पनिर्वाहार्थमेतद् वक्ष्यमाणमचिन्तयत् किमेते साधने योजनीया आहोस्विन् मर्यादामुल्लङ्घ्य फलमेव देयमिति, तत्र साधनप्रवृत्तौ तेषां क्लेशः स्यादिति कृपया द्वितीयमेव पक्षं कर्तव्यत्वेनाचिन्तयदित्यर्थः ॥११॥

## શ્લોકાર્થ :-૯

નન્દરાયજી તો વરૂણલોકપાલનો મોટો વૈભવ જયાં છે એવાં અતિન્દ્રીય વરૂણલોકનું દર્શન કરીને અને ત્યાંના લોકોને કૃષ્ણને સારી રીતે પ્રણામ કરતા જોઇને વિસ્મય પામ્યા અને પોતાના જ્ઞાતિજનને કહેવા લાગ્યા. (૯)

હે રાજન ! તે ગોપો તે કૃષ્ણને ઈશ્વર માનીને ઉત્સુક બુધ્ધિવાળા થયા. તે આપણા સ્વામી, આપણી નીકટમાં પોતાનું વૈકુણ્ઠ નામનું સૂક્ષ્મ ધામ શું પ્રગટ કરશે?(૧૦)

આ પ્રકારે પોતાના ભક્તોનો પોતે ભગવાન હોવાથી વિચાર જાણીને પોતાને સર્વનું જ્ઞાન હોવાથી તેમના સંકલ્પની સિદ્ધી માટે કૃપાથી વિચાર કર્યો. (૧૧)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૯

ત્યાં વરૂણલોકમાંજ મૂકયા હતા. તો પણ તેમને કાંઇ પણ દર્શન થયાં નહિ પછી ભગવાન પધાર્યા બાદ સર્વનું દર્શન થયું. પછી નન્દરાયજીને જે પ્રાકૃત ઇંદ્રિયથી દર્શન થઇ શકે નહિ એવાં દર્શન થયાં. આ પ્રકારે જે પ્રાકૃત ઇંદ્રિયોથી દર્શન ન થઇ શકે તેનું દર્શન કરવામાં જે અતીન્દ્રિયપણું પ્રાપ્ત થયું તેનો હેતુ જણાવતા કહે છે કે ત્યાંનુ બધું અતિઇંદ્રિય હતું. ત્યાં લોકપાલ વરૂણના વૈભવ હતો. વળી જેની સાથે આપણે કૃષ્ણ તરીકે ગમેતે વ્યવહાર કરીએ છે એવા કૃષ્ણને તેઓ પોતે ગર્ભમાંથી પોતે દાસ હોય એવી સારી રીતે પ્રણામ કરતાં હતા. આવું ત્યાંનું સ્ત્રીપુરુષો સર્વનું સેવકપણું જોઇને નન્દરાયજી, ઉપનંદ વિગેરે ગોપોને

કહેવા લાગ્યાં. જો એમ શંકા થાય કે ભગવાને નન્દરાયજીને તેના પોતાના માટે આવી અતિઇંદ્રિયોનું દર્શન કરાવ્યું હતું તે બીજાઓને કહેવું જોઇએ નહિ. તો પછી નન્દરાયજીએ બીજાઓને શા માટે કહ્યું ? તેનો ઉત્તર "विस्मय" પદથી આપે છે. તેમને આશ્ચર્યરસજ ઉત્પન્ન થયો. તેથી ભગવાનને પુત્ર તરીકે નન્દરાયજી અંગીકાર કરી શકયા નહિ. સર્વથા આ મારો પુત્ર છે જ નહિ. ગર્ગાચાર્ય કંઇ ક જુઠું બોલે છે. અથવા તેમની ભ્રાંતિ થઇ છે એમ હોવાથી હવે શું કરવું? તેનો વિચાર કરવો જોઇએ. આ બધા ઉત્કર્ષો જે આપણે જોઇએ છીએ. તે તો અર્વાન્તર ભેદ છે. માટે ભગવાનનો પરમ ઉત્કર્ષ શું છે? તે જાણવું જોઇએ. ભગવાનનું ખરું સ્વરૂપ સમજવું જોઇએ. પછી ફલની પ્રાર્થના કરવી જોઇએ. અથવા શરણાગતી કરવી જોઇએ. તેનો નિર્ણય કરીને પ્રથમ ભગવાનના ઉત્કર્ષના દર્શન માટે ઉત્સુક થયા.(૯)

પછી તે કૃષ્ણ પરમેશ્વર છે તેમ તેમને શંકા સીવાય લાગ્યું. પણ જ્યાં સુધી પરમેશ્વર તરીકે દર્શન ન થાય ત્યાં સુધી સારી રીતે પ્રતિતી થતી નથી. તેથી ગોપો જે જ્ઞાન વગરના હતાં તેઓએ ભગવાનની પ્રાર્થના કરી તે હવે કહે છે.

તુ શબ્દથી તેમની બીજી કોઇ શંકા ઉત્પન્ન થઇ જ નહી. તેમાં કંઇ અસંભવ પણ જણાયો નહી. પરંતુ દર્શન માટે ઉત્સુક બુદ્ધિવાળા તેઓ થયાં. હે રાજન ! એ સંબોધનથી રાજાઓ પણ ઉત્સુક થાય છે તેમ થવાથી આ ઇશ્વર છે. તેમ તેમને નિશ્ચિય થયો. "अपि" સંભાવનાના અર્થમાં છે. ઇશ્વર મીત થવાથી પોતાના સ્થાનના દર્શન આપનને કરાવશે. એવી સંભાવના છે. જો આપણે માનશે નહિ તો દંડ કરશે. એમ નિશ્ચિય કરીને તેઓએ એવો મનોરથ કર્યો કે આપણા સ્વામી વૈકુણ્ઠ નામનું સૂક્ષ્મ ધામ શું આપણી પાસે લાવશે ? શું આપની નીકટમાં તે પ્રગટ કરશે? જો કે તે ગોપોને પોતાને તે પ્રકારનું કાંઇપણ સાધન નથી. તો પણ ભગવદ ઐશ્વર્યને લીધે તે ફલ થશે તેમ તેઓએ માન્યું. (૧૦)

એ પ્રકારે તેઓએ વિચાર કર્યો ત્યારે પછી ભગવાને જે કાંઇ કર્યું તે શ્લોકથી કહે છે.

ભકતની ઇચ્છા તો પૂર્ણ કરવી જોઇએ. કારણ કે ભગવાન તેમના માટે જ પ્રધારેલા છે. તેમને કંઇ જ અશક્ય નથી. પોતે ભગવાન છે. ઐશ્વાયાદી છ ગુણો વાળા છે. ગોપોએ તો પોત પોતાનામાંજ સંકલ્પ કર્યો. તેમને તો ભગવાનની પ્રાર્થના પણ કરી નહી. છતાં પણ ભગવાન ભકતોની કામના પૂર્ણ કરનાર હોવાથી તે સંકલ્પ જાણીને તેનો વિચાર કર્યો. એવો સંબંધ છે. ભગવાને જાણ્યું અને ઉપાય શોધ્યો. તેમાં તેમનું સામર્થ્ય છે. તે "अखिलदक्" શબ્દથી કહે છે. સર્વદા સર્વને પોતે જ જાતે જુએ છે. તેમને કાંઇપણ સાધનની અપેક્ષા નથી. તે ગોપોના સંકલ્પનો નિર્વાહ કરવા માટે આજે કહેવામાં આવશે તેનો વિચાર કર્યો.

શું આ ગોપોને સાધનમાં યોજવા? જેથી તેમને વૈકુણ્ઠ દર્શનરૂપી ફલ પ્રાપ્ત થાય કે મર્યાદાનું ઉલ્લંઘન કરીને કોઈ પણ સાધન વગર જ ફલ આપી દેવું?

જો સાધનમાં પ્રવૃતિ કરે તો તેમને કલેશ જ થાય તેથી કૃપાથી બીજો પક્ષ જ પોતે કર્તવ્ય તરીકે વિચાર્યો એવો અર્થ છે. (૧૧)



ભગવાને જે વિચાર કર્યો. તે શ્લોકથી કહે છે.

जनो वै लोक एतस्मिन्नविद्याकामकर्मभिः ।
उच्चावचासु गतिषु न वेद स्वां गतिं भ्रमन् ॥ १२ ॥
इति सञ्चिन्त्य भगवान् महाकारुणिको विभुः ।
दर्शयामास लोकं स्वं गोपानां तमसः परम् ॥ १३ ॥

**चिन्तामेवाह जन इति, एतस्मिँल्लोके यो जायते स सामान्यत एव न स्वगतिं जानाति, स्वगतिज्ञानानन्तरं दोषनिवृत्तिपूर्वकं तत्प्राप्त्युपायज्ञानं ततः क्रमेण यथाशास्त्रं साधनानुष्ठानं तत आत्मप्राप्तिस्ततो ब्रह्मात्मभावस्ततो भक्तिस्ततो भगवज्ज्ञानं ततो मत्स्थानदर्शनमित्येतावदेतेषां जन्मकोटिभिरपि न भवति यतः प्रथम एव पक्षे एतेनधिकृता इति, तदेवाह वै निश्चयेनास्मिँल्लोकेतितामसे जातोमेध्यपर्यवसायी न स्वां गतिं जानाति, तत्र हेतुरविद्याकामकर्मभिः, प्रथमतः पञ्चपर्वा विद्या जीवमावृत्य तिष्ठति ततस्तत्सम्बन्धात् कामस्ततो नानाविधानि कर्माणि तैरयं जायते तेन मूलाशुद्धः कथमुत्कृष्टां गतिं गच्छेत् ॥१२॥ किञ्चोच्चावचासु गतिषु परिभ्रमन्नपि वर्तते न तूत्तमं प्राप्य ततोप्यग्रे गच्छति**

यद्वा ननु स्वरूपानन्दमनुभवतो व्रजजनस्यानुभूयमानवस्तुस्वरूपज्ञाने कथमन्यविषयकोभिलाषः सङ्गच्छते? गृहादिस्थितिरिव चेत् सापि कथं सङ्गच्छते? अनुभूयमानवस्तुनः सर्वतोधिकत्वात्, किञ्च यदि तस्य तथाभिलाषस्तर्हि 'ये यथा मां प्रपद्यन्त' इतिवाक्याद् भगवतापि स एव पूरणीयः किं तत उद्धृत्य स्वतो दीयमानेन भजनानन्देनेत्याशङ्कामपनेतुं मनोरथस्य प्रासङ्गिकत्वेन व्रजस्थस्य सर्वस्यापि स्वातिरिक्त गत्यभावं प्रभुः प्रतिजानीते **जन** इति, **एतस्मिन्** काले व्रजे स्थितो **जनः स्वां** स्वकीयां **गति**मैहिकीमामुष्मिकीं या मत्तोन्यां **वै** निश्चयेन **न वेद**ापि तु मामेव तथात्वेन जानातीत्यर्थः, "नन्वपि नः स्वगतिं सूक्ष्मामुपाधास्य"दितिगत्यन्तराभिलाषस्योक्तत्वात् कथमेवमुच्यत इत्यत आहो**च्चावचासु गतिषु भ्रमन्**निति, **उच्चा** गतिर्वैकुण्ठाख्या मनोरथरूपा**वचा**स्तु लीलानवसरे निर्वाहार्थं गृहादिसम्बन्धिन्यः, **उच्च**त्वं मनोरथाभिप्रायेण न तु वस्तुत इति ज्ञेयं, अथ वो**च्चः** पुरुषोत्तमो**वच**मक्षरं क्षरं च "यस्मात् क्षरमतीतोहमक्षरादपि चोत्तमः" इतिवाक्यात्,तस्मादु**च्चा**त् पुरुषोत्तमाद**वचाः** सर्वा एव वैकुण्ठाद्या गतयः वैकुण्ठस्याप्यक्षरात्मकत्वात् **तासु भ्रमन्** वैकुण्ठे मानसिकं गृहादिषु कायिकं भ्रमणं कुर्वन्नपि पुष्करपलाशवन्निर्लेपतया तत्र तत्र **स्वां गतिं न वेदे**तिभावः,ननु हेत्वभावात् कथं भ्रमणमित्याशङ्क्याहा**विद्याकामकर्मभि**-

रिति, **अविद्या**पदेनात्र माहात्म्यज्ञानाभावो निरूप्यते न तु शक्तिरज्ञानं वा स्वरूपसम्बन्धि, अविद्याशक्तिस्तु मायया निर्मिता, माया च भगवच्छक्तिरतोपि "विलज्जमानया यस्य स्थातुमीक्षापथेमुये"तिवाक्याद् यत्र मायया भगवदीक्षापथेपि स्थातुं न शक्यते तत्र तत्सम्बन्धिनमविद्या कथं व्यामोहयेत् ? तथा सति तत्कार्यमज्ञानं तु नोपपद्यत एव, माहात्म्यज्ञानाभावस्य तु स्वेच्छया कृतत्वाल्लीलोपयोगित्वाच्च नाज्ञानता, वस्तुतस्तु यथा ब्रह्मज्ञाने तदितरज्ञानाभावोपि ज्ञानस्वरूपमेवमत्रापि स्वरूपभजने माहात्म्यज्ञानस्य प्रतिबन्धकत्वात् तदभावोपि स्वरूपज्ञानांश एवेति मन्तव्यं, तस्मादविद्यया माहात्म्यज्ञानाभावेन **कामो** लोकान्तराभिलाषः **कर्माणि** लोकजात्यादिविहितानि गृहसम्बन्धीनि तैः प्रत्येकमुक्तरीत्योभयत्र **भ्रमण**मित्यर्थः, माहात्म्यज्ञाने तु न लोकान्तर**कामो** न वा लौकिक**कर्माणि** न वा लीलारसानुभवः किन्तु मुक्तिरेव स्यादतस्तदज्ञानं विधाय सर्वमेतावत् प्रभुरेव कृतवानिति निश्चीयतेन्यथा स्वातिरिक्ताभिलाषपूरणे स्वयं यत्नं न कुर्यात् प्रत्युत दीयमानस्वरूपानन्दमपि न प्रयच्छेदग्रे भजनानन्दस्य का वार्ता ? अतो **भ्रमणं** न व्रजजनस्य दोषः किन्तु स्वकृतमिति मत्वा तत्कामितप्रदर्शने तत उद्धरणे च करुणातिशययुक्तो जात इति वक्तुं श्री**शु**कोनेन श्लोकेन भगवदभिप्रायमुक्तवानिति सर्वमुपपद्यते ॥ १२ ॥

## શ્લોકાર્થ :-૧૨

આ લોકમાં અવિદ્યા, તેનાથી થતા કામ અને થતા કર્મો વડે ઉંચી નીચી ગતિઓમાં ભ્રમણ કરતો મનુષ્ય નિશ્ચય પોતાની ગતિને જાણતો નથી. (૧૨)

એમ વિચાર કરીને પોતે જે ભગવાન છે. અત્યન્ત કૃપાવાળા છે અને સર્વ સમર્થ છે તે ભગવાનને ગોપોને તમસથી પેલે પાર રહેલા પોતાના લોકનું દર્શન કરાવ્યું (૧૩)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૧૨

આ લોકની અંદર જે જન્મે છે તે પોતાની ગતિને સામાન્ય રીતે જાણતો નથી. પોતાની ગતિનું જ્ઞાન થયા પછી પોતાના દોષની નિવૃત્તિ કરીને તેની પ્રાપ્તિના ઉપાયનું જ્ઞાન મેળવવું જોઈએ પછી ક્રમથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સાધન કરવાં જોઈએ. પછી આત્મપ્રાપ્તિ થાય. ત્યાર પછી મારા સ્થાનનું દર્શન થાય. આ બધું આ ગોપોને કરોડો જન્મ થકી પણ થઈ શકે નહિ. તેથી પ્રથમ પક્ષમાં એમનો અધિકાર નથી. આ અતિ તામસ્ લોકમાં જન્મેલો દુષ્ટતાને પામેલો મનુષ્ય પોતાની ગતિ જાણતો નથી. પહેલાં તો પંચપર્વા અવિદ્યા જીવને વીટાંઇને રહે છે તેથી તેને કામ થાય છે અને પછી કર્મો કરે છે. એ કર્મો વડે જન્મ થાય છે. માટે જે મૂલથી અશુદ્ધ છે. તે ઉત્કૃષ્ટ ગતિને કેવી રીતે પ્રાપ્ત કરે ? વળી ઉંચીનીચી ગતિઓમાં પરિભ્રમણ પણ કર્યા કરે છે. કાંઇ ઉત્તમ ગતિને પ્રાપ્ત કરીને તેનાથી આગળ જતો નથી. પરંતુ અધમતાનેજ પ્રાપ્ત થાય છે. માટે કારણના વિચારથી અથવા કાર્યના વિચારથી આ જનને આત્મજ્ઞાનમાં કાંઇ પણ અધિકાર નથી. તેથી આ વ્રજવાસીઓ જેની ઇચ્છા કરે છે તેને માટે તેઓ યોગ્ય

નથી. એમ જો કે ભગવાને નિશ્ચય કર્યો. તો પણ પોતાના પ્રમેય બલનો આશ્રય કરીને કાંઈક દર્શન કરાવ્યું તે હવે શ્લોકથી કહે છે.

આ પ્રકારે વ્રજજનને અધિકાર નથી એમ વિચાર કર્યો. તે છતાં પોતે ભગવાન સર્વકરણ સમર્થ છે તો પણ મર્યાદાનું રક્ષણ કરે છે. તેથી પોતે મહાકારૂણીક થયા. કરૂણામાં પરમકાષ્ઠાવાળા થયા. અને બેમાંથી એકના નાશની શંકા કરીને, બન્ને કરવાને પોતે સમર્થ હોવાથી પોતાના લોકનું દર્શન કરાવ્યું. તે એમ જણાવવાને કે આટલો મારો વૈભવ છે. વળી વ્રજમાં રહીને જ તે દર્શન કરાવ્યું. કોઈ બીજે સ્થળે જઈને નહિ. કારણ કે તે ગોપો છે. પોતાના મિત્ર છે અને ધર્મ પરાયણ છે.

જ્યારે ભગવાનના જ તેમને દર્શન થાય છે ત્યારે ભગવાનના લોકનું દર્શન કરે તેમાં શું નવાઈ છે?

ભગવાનના બહુ લોક છે. તેમાંથી કોઈ એકનું દર્શન કર્યા હશે તે તે શંકામાં નિવારણ માટે **"तमस परम"** પદ વાપર્યા છે. પ્રકૃતિથી પર ઉપરના લોકનું દર્શન કરાવ્યું.

શ્રુતિમાં કહ્યું છે કે તમસ્ અંધકાર હતું તે તમસ્થી ગૂઢ આગળ જ્ઞાન હતું. તે તમસ્ પણ વસ્તુવિચારથી ભગવદ્રૂપ જ છે એમ કહ્યું. તેનાથી આગળ જે વ્યાપિ વૈકુણ્ઠ છે તેનું દર્શન કરાવ્યું. (૧૩)

માયાનું ઉદ્‌ઘાટન કરીને માયાનો ટેરો ખસેડી નાખીને તેનું સ્વરૂપ સત્યમ્ એ શ્લોકથી કહે છે.



सत्यं ज्ञानमनन्तं यद् ब्रह्म ज्योतिः सनातनम् ।
यद्धि पश्यन्ति मुनयो गुणापाये समाहिताः ॥ १४ ॥
ते तु ब्रह्महृदं नीता मग्नाः कृष्णेन चोद्धृताः ।
ददृशुर्ब्रह्मणो लोकं यत्राक्रूरोध्यगात् पुरा ॥ १५ ॥

किन्त्वधमतामेव प्राप्नोत्यतः कारणविचारेण कार्यविचारेण वा न कोप्यस्याधिकार आत्मज्ञाने तस्माद् यदेते वाञ्छन्ति तदेतेषामयोग्यमेवेति निश्चित्यापि प्रमेयबलमाश्रित्यापि किञ्चित् प्रदर्शित· वानित्याहेतीति, एवमनधिकारं सञ्चिन्त्य भगवान् सर्वकरणसमर्थोपि मर्यादारक्षकस्ततो महाकारुणिकश्च, करुणायां परमकाष्ठामापन्न उभयोरन्यतरनाशमाशङ्क्योभयमपि कर्तुं समर्थो विभुः स्वलोकं दर्शयामास, एतादृशं वैभवं ममास्तीति ज्ञापयितुं तत्रैव स्थित्वा न तु क्वचिद् गत्वा यतस्ते गोपा मित्राणि धर्मपराश्च, यत्र ते भगवन्तमेव पश्यन्ति तत्र किमाश्चर्यं तस्य लोकं

द्रक्ष्यन्तीति, भगवतो बहवो लोकाः सन्तीति तद्व्यावृत्त्यर्थमाह तमसः परमिति प्रकृतेरप्युपरि 'तम आसीत् तमसा गूढमग्रे प्रकेत'मितिश्रुतेः, तस्यापि तमसो वस्तुविचारेण भगवत्त्वमुक्तं, ततोप्यग्रे व्यापिवैकुण्ठाख्यं, तत् प्रदर्शितवान् ॥१३॥ मायोद्घाटनेन तस्य स्वरूपमाह सत्यमिति, अक्षररूपं तत्, यदा भगवानीश्वरत्वेन तेषां हृदये जातस्तदाक्षरमपि लोकत्वेनाविर्भूतमन्यथा तस्य कृत्रिमत्वं स्यात् स्वरूपं च तस्य सत्यं ज्ञानमनन्तं देशकालापरिच्छिन्नमबाधित-ज्ञानरूपतापरिच्छिन्नता चोक्ता,अन्यानपि तत्रत्यान् गुणान् वक्तुं प्रमाणमेवातिदिशति यद् ब्रह्मेति, यद् वैकुण्ठाख्यं 'सर्ववेदान्तप्रत्ययं' यद् ब्रह्मैव, अनेन बृहत्त्वं बृंहणत्वं चोक्तं प्रामाणिकत्वं च गुणोपसंहारन्यायेन सर्वे गुणाश्च, दोषाभावार्थमाह ज्योतिरिति, तत् स्वप्रकाशं कोटिसूर्याधिक-प्रकाशरूपं, न चैतदिदानीमेवैवं जातमिति शङ्कनीयं, यतः सनातनमनादिसिद्धमिदमेतादृशमेव, ननु तर्हि सगुणं भवतु वैलक्षण्यप्रतीतेरविकृतेनुच्चावच एकरसे ब्रह्मणि लोकत्वानुपपत्तेरित्याशङ्क्याह यद्धि पश्यन्तीति, तत् तादृशं स्वभावत एवेति मन्तव्यं, गुणेष्वागतेषु यत् सामर्थ्यं यानुप-पत्तिश्च परिहृता भवति सा स्वरूपेणैव परिहर्तव्या सर्वभवनसमर्थं स्वरूपमेवेति, ननु कोयं निर्बन्धो गुणेन वा तथास्तु विनिगमनाभावादिति चेत् तत्राहुर्यद् वैकुण्ठाख्यं भगवत्स्थानं मुनयो मननशीला अपि गुणापाय एव पश्यन्ति, मनने क्रियमाणे यदावस्थात्रयं गुणकार्यं बुद्ध्यादयोपि स्वभावगुणा अपि यदा विलीना भवन्ति तदा निर्गुणावस्थायां प्राप्तायां पश्चादाविर्भूतं तत् पश्यन्ति, तत्रापि सावधाना अतस्तद्द्रष्टारोपि यदा गुणातीतास्तदा का वार्ता तस्य सगुणत्वे ! ॥१४॥ततो दर्शनानन्तरं सर्वत्रैव तत् प्रकटं जातमिति गोकुलस्य सर्वस्यापि विलय एवाभूदतोग्रे लीला बाधिता स्यादिति पुनस्तेषां प्रत्यापत्त्यर्थं यत्नमाह ते त्विति, लोकस्य तिरोभावेपि तदात्मकांशस्य लोकस्य न तिरोभावः काष्ठाग्निवत्, तेषां पुनः काष्ठतार्धज्वलितानामपि सम्पादनीयान्यथाग्रे लीला नोपपद्येत, तच्च वेदात्मके ब्रह्मणि योजिते भवति, तद्धि तस्य जलात्मकं, अत एव शब्दब्रह्मणो जलरूपता क्वचित् प्रकटीकृता तत्कार्यमिदमग्रे च वक्ष्यति, अतोक्षरात्मकानेतान् ब्रह्महृदे नीत्वा स्नानं कारितवान्, तदैतेषु स्थितोपि लोकस्तिरोहितस्तत्रापि नीताः पुन-र्मग्ना जाताः,उत्तमाधिकारिणो हि ते शब्दब्रह्मात्मका एव जाताः,क्रमश्चायं परब्रह्म तदुत्थं शब्दब्रह्म तदुत्थं जगदिति, अत एवादूरविप्रकर्षेण ज्ञापकं, ततोपि भगवता त उद्धृताः, चकाराद् वेदैरपि भगवदाज्ञया,अन्यथा प्रमाणगृहीता लीलायां नोपयुक्ता भवेयुः, तर्हेतावत् कृतं व्यर्थमेवा-

શ્લોકાર્થ :-૧૪

આ બ્રહ્મલોક સત્ય છે, જ્ઞાન છે, અનન્ત છે. જેને પ્રમાણે બ્રહ્મ કહે છે. જ્યોતિ છે.સનાતન છે અને મુનીઓ પણ જ્યારે મનન કરવાથી નિગુર્ણ થાય ત્યારે સાવધાન થઈને તેના દર્શન કરી શકે છે. (૧૪)

તે વ્રજવાસીઓને તો બ્રહ્મહદમાં લઈ ગયા. ત્યાં તેમને મગ્ન કર્યા. ડુબાડયા અને કૃષ્ણે અને વેદે તેમનો ઉદ્ધાર કર્યો. જે સ્થાને અક્રુરને પહેલાં ભગવદ સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત




થયું હતું તે બ્રહ્મલોકનું તેમને દર્શન કર્યું. (૧૫)

## ભાવાર્થ, સુબોધિનીજી :-૧૪

તે અક્ષરરૂપ છે. જ્યારે ભગવાન તેના હૃદયમાં ઈશ્વરરૂપે પ્રગટ થાય છે. ત્યારે અક્ષરનો પણ લોકરૂપે અર્વિભાવ થયો. જો એમ ન થાય તો તે કૃત્રિમ થાય. તેનું સ્વરૂપ સત્ય, જ્ઞાન અને અનન્ત છે. સત્ય એટલે દેશથી અને કાલથી જેનો પરિચ્છેદ થતો નથી તે. જ્ઞાન એટલે કોઈપણ પ્રકારે બાધ ન આવે એવું જ્ઞાનરૂપ. અનન્ત એટલે જેની કોઈપણ પ્રકારે હદ નથી. તે વૈકુણ્ઠ નામનું સર્વ વેદાન્તથી જેનું જ્ઞાન થાય છે. તે બ્રહ્મ જ છે. બ્રહ્મ શબ્દથી વિસ્તાર અને વધવાપણું કહ્યું અને પ્રમાણથી સિદ્ધ છે. એમ કહ્યું. ગુણોપસહાર ન્યાયથી સર્વ ગુણો પણ કહ્યા. દોષના અભાવને માટે જ્યોતિ કહ્યું. આ બ્રહ્મલોક સ્વયં પ્રકાશ છે. કોટિ સૂર્યથી પણ અધિક પ્રકાશવાળો છે. સનાતન છે. આ બ્રહ્મલોક અનાદિ સિદ્ધ છે. એ પ્રકારનો છે. જો એમ શંકા થાય કે આ પ્રકારે વિલક્ષણતા એમાં જણાય છે. અને અધિકૃત એક રસ જેમાં ઉંચાપણું કે હલકાંપણું કાંઈ નથી. એવા બ્રહ્મમાં લોકપણું ઘટી શકે નહિ. તેથી તમે જે આ બ્રહ્મલોક કહો છો તે સગુણ હશે? તો તેના ઉત્તરમાં **"યદ્ધિ પશ્યન્તિ"** એમ કહે છે. એ બ્રહ્મલોક એવો સ્વભાવથી જ છે એમ માનવું પડશે. ગુણોના આવવાથી જે સામર્થ્ય આવે અને જે અયોગ્યપણાનો પરિહાર થાય તેનો સ્વરૂપથી જ પરિહાર કરવો. સર્વભવન સમર્થ સ્વરૂપ જ એવું છે. એમ જો શંકા થાય તો સ્વરૂપ જ એવું છે એવું કઈ કારણ મળતું નથી. તેથી સગુણ હોવાને કારણે જ તે લોકરૂપ થતું હશે? માટે એ બાબતે વધારે આગ્રહ કરી શકાય નહી. તેથી કહે છે કે વૈકુણ્ઠ નામનું ભગવદ સ્થાન મનનશીલ મુનીઓ પણ જ્યારે સગુણપણું દુર થાય ત્યારે જોઈ શકે છે.મુનીઓ જ્યારે મનન કરે જ્યારે ત્રણ અવસ્થા જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિ જે ગુણ ના કાર્ય છે. તે લીન થઈ જાય અને નિર્ગુણ અવસ્થા પ્રાપ્ત થાય ત્યારેજ તે બ્રહ્મલોક આર્વિભાવ પામે છે. મુનીઓ તેના દર્શન કરે છે. તેમાં પણ જો સાવધાન હોય તો જ દર્શન થાય છે. માટે જયારે એ બ્રહ્મલોકના દર્શન કરનાર મુનીઓ પણ ગુણાતીત છે. તો બ્રહ્મલોક સગુણ છે એમ કેમ કહેવાય? દર્શન થયા પછી સર્વત્ર તે પ્રગટ થયો. તેથી ગોકુળનો વિલય થયો. અને તેમ થવાથી આગળ લીલા થઈ શકે નહિ. માટે ફરીથી તે વ્રજવાસીઓની પહેલાની સ્થિતી પ્રાપ્ત કરાવવા ભગવાને જે પ્રયત્ન કર્યો તે હવે કહે છે.

જોકે લોકનો તિરોભાવ થયો તો પણ જેમ કાષ્ઠમાં અગ્નિનો તિરોભાવ થતો નથી.

તેમ તે લોકાત્મા અંશ લોકનો તિરોભાવ થતો નથી. તેમ તે લોકાત્મા અંશ લોકનો તિરોભાવ થયો નહિ. તે પૂર્વ સ્થિતિ વેદાત્મક બ્રહ્મમાં તેમને યોજવામાં થઈ શકે છે. તે વેદાત્મક બ્રહ્મ જલરૂપ છે. અને તેથી જ શબ્દ બ્રહ્મની જલરૂપતા કોઈક સ્થળે પ્રગટ કરી છે. તેનું આ કાર્ય છે. અને આગળ પણ કહેવાશે માટે આ અક્ષર બ્રહ્મરૂપ થએલા વ્રજવાસીઓને બ્રહ્મહદમાં લઈ ગયા અને તેમાં તેમને સ્થાન કરાવ્યું. ત્યારે તે વ્રજવાસીઓ રહેલો વૈકુણ્ઠલોક તિરોહીત થયો. ત્યાં લઈ જવાયેલા વ્રજવાસીઓ ફરીથી મગ્ન થયા અંદર ડુબી ગયા. તેઓતો ઉત્તમ અધિકારીઓ હતા. તેથી તે શબ્દ બ્રહ્માત્મક જ થયા. અહી આ ક્રમ છે. પ્રથમ પરબ્રહ્મ તેમાંથી નીકળેલું શબ્દબ્રહ્મ અને તેમાંથી નીકળેલું જગત. તેથી તે નિકટ અને દૂરથી જ્ઞાપક છે. ત્યાંથી પણ ભગવાને તેમનો ઉદ્ધાર કર્યો. તેમાંથી બહાર કાઢયાં. જો એમ ન થાય તો ભેદ પ્રમાણગ્રસ્ત વ્રજવાસીઓ લીલામાં ઉપયોગી થઈ શકે નહિ. જો એમ શંકા થાય કે બધું કરેલું વ્યર્થ હતું તો તેના સમાધાનમાં કહે છે કે પ્રયોજન માટેજ આ બધું થયું હતું. તે "ददृशु" પદથી કહે છે.

તેમને શબ્દબ્રહ્મલોકનાં દર્શન થયા. કેમકે તે દિવ્યચક્ષુવાળા હતાં. તે શબ્દબ્રહ્મ તેટલું જ માત્ર નથી. તે જણાવવા શુકદેવજી સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થયું હતું. પ્રમાણથી અક્રુરને ત્યાંજ જ્ઞાન પ્રાપ્ત થયું હતું પ્રમાણથી અક્રુરને ત્યાંજ જ્ઞાન પ્રાપ્ત થયું હતું માટે આ વ્રજવાસીઓને ત્યાં જ જ્ઞાન પ્રાપ્ત થયું હતું માટે આ વ્રજવાસીઓને પ્રમાણથી જ્ઞાન કરાવવાને માટે ભગવાને એ પ્રમાણે કર્યું. (૧૫)

કારિકા :- બ્રહ્માનંદ કરતાં મોટો આનંદ ભજનમાં સ્ફૂટ રહે છે. તે તાર તમ્ય જણાવવા માટે તે વ્રજવાસીઓને દર્શન કરાવીને ત્યાંથી તેમનો પાછો ઉદ્ધાર કર્યો.

પછી જે થયું તેનું પરિણામ શ્લોકથી કહે છે.

नन्दादयस्तु तं दृष्ट्वा परमानन्दनिर्वृताः ।
कृष्णं च तत्र च्छन्दोभिः स्तूयमानं सुविस्मिताः ॥ १६ ॥

॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पञ्चविंशोऽध्यायः ॥

सीदित्याशङ्क्य प्रयोजनार्थं जातमित्याह ददृशुरिति, शब्दब्रह्मणो लोकं ददृशुर्यतस्तदार्द्र-नयनास्तस्य न तावन्मात्रपरत्वमिति ज्ञापयितुं राजानं प्रति शुक आह यत्रैव स्थानेऽक्रूरः पुरा पूर्वमध्यगाद्, भगवत्स्वरूपमधीतवान् ज्ञातवानित्यर्थः, प्रमाणतस्तत्रैव परिज्ञातवानत एतेषामपि प्रमाणतो ज्ञानं कारणीयमिति तथा कृतवान्,

ब्रह्मानन्दान् महानन्दो भजने वर्तते स्फुटः । तारतम्यं च विज्ञातुं प्रदर्श्योद्धृतवांस्ततः ॥१५॥ ततो यज् जातं तत्पर्यवसितमाह नन्दादय इति, तं ब्रह्मलोकं दृष्ट्वा नन्दादयः प्राप्तस्वरूपाः परमानन्देन निर्वृता जाताः, तद्धि सर्वाविद्यानाशकमावरणनिवारकमतः प्रमाणेन तदनुभूय निर्वृताः, पूर्वं त्वेकरसतामापन्नाः, किञ्च तत्रापि मध्ये कृष्णस्तं च वेदाः स्तुवन्ति, अत आह च्छन्दोभिः स्तूयमानं कृष्णं दृष्ट्वा परमाश्चर्यं प्राप्ताः, तस्याप्येतत् फलं वैकुण्ठस्याप्येतत् फलमिति ज्ञात्वेतराभिलाषं परित्यज्य परमाश्चर्यरसे निमग्ना जाताः ॥१६॥

इति श्रीमद्भागवतसुबोधिन्यां श्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे द्वितीये तामस-प्रकरणेवान्तरसाधनप्रकरणे सप्तमस्य स्कन्धादितः पञ्चविंशाध्यायस्य विवरणम् ॥

१. परम° ।

॥ समाप्तं तामससाधनप्रकरणम् ॥

---

**શ્લોકાર્થ :-૧૬**

શ્રી નન્દરાયજી વિગેરે તે બ્રહ્મલોકને જોઇને પરમ આનંદ સુખને પ્રાપ્ત થયા અને કૃષ્ણને ત્યાં વેદોથી સ્તુતિ કરાતા જોઇને બહુ વિસ્મય પામ્યા. (૧૬)

**ભાવાર્થ, સુબોધિનીજી :-૧૬**

તે બ્રહ્મલોકને જોઇને પરમાનંદ શ્રીનન્દરાયજી વિગેરેને સ્વરૂપ પ્રાપ્ત થયું અને પરમાનંદ સુખ પ્રાપ્ત થયું. તે બ્રહ્મલોક સર્વ અવિદ્યાનો નાશ કરનાર અને આવરણનું નિરાકરણ કરનાર છે. તેથી પ્રમાણથી તેનો અનુભવ કરીને તેઓ સુખ પામ્યા. પહેલા તો તેઓ બ્રહ્મની સાથે એક રસ થઇ ગયા હતા. વળી તેમાં વચ્ચમાં કૃષ્ણ હતા અને વેદો તેમની સ્તુતિ કરતા હતા. તેથી શ્લોકમાં કહ્યું કે વેદોથી કૃષ્ણની સ્તુતિ કરાતી જોઇને તેમને પરમ આશ્ચર્ય થયું. તે બ્રહ્મલોકનું પણ આ ફૂલ અને વૈકુણ્ઠનું પણ આ ફલ એમ જાણીને બીજી બધી અભિલાસા છોડી દઇને પરમ આશ્ચર્ય રસમાં નિમગ્ન થયા.(૧૬)

**દશમ સ્કંધ પૂર્વાર્ધ અધ્યાય ૨૫મો**

**સાધન પ્રકરણ**

**સંપૂર્ણ**

